# આદિવચનો

અને

# બીજાં વ્યાખ્યાનો



કનૈયાલાલ મુનશી

પરિષદ સાહિત્યમાળા. પુ. ૫

# આદિવચનો અને બીજાં વ્યાખ્યાનો

[ 'ગુજરાત એક સાંસ્કારિક વ્યક્તિ અને આદિવચનો'નો
અનુગામી વ્યાખ્યાનસંગ્રહ ]

કનૈયાલાલ માણેકલાલ મુનશી

ગુજરાતી સાહિત્ય પરિષદ
તરફથી
ભારતીય વિદ્યા ભવન,
મુંબઈ

પ્રકાશક : ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી
પ્રભાશંકર રામચંદ્ર ભટ્ટ
માનાર્હ સહમંત્રી : ભારતીય વિદ્યા ભવન
૩૩–૩૫, હાર્વે રોડ, ચોપાટી, મુંબઈ ૭



આવૃત્તિ પહેલી
પ્રત : ૧૧૦૦
ડિસેમ્બર : ૧૯૪૩

કિંમત ૩–૮–૦

મુદ્રક : મણિલાલ પુ. મિસ્ત્રી, બી. એ.
આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ

# આમુખ

૧૯૩૩માં 'ગુજરાત એક સાંસ્કારિક વ્યક્તિ અને આદિ-વચનો' પ્રગટ થયું હતું. સાહિત્ય સંસદના પ્રમુખસ્થાનેથી મેં ૧૯૨૩ થી ૧૯૨૯ દરમ્યાન આપેલાં સાત વ્યાખ્યાનોનો એ સંગ્રહ હતો. આ પુસ્તકમાં ઈ. સ. ૧૯૨૯થી ૧૯૪૨નાં વર્ષો દરમ્યાન સાહિત્ય સંસદના પ્રમુખસ્થાનેથી અપાયેલાં મારાં બીજાં વ્યાખ્યાનો સંગ્રહવામાં આવ્યાં છે. એ ઉપરાંત છેલ્લાં દશ બાર વર્ષમાં ગુજરાતી સાહિત્ય પરિષદના આશ્રયે અને અન્ય સંસ્થાઓને આશ્રયે આપેલાં વ્યાખ્યાનોનો—મુખ્યત્વે સાહિત્ય વિષયક— અહીં સમાવેશ કરવામાં આવ્યો છે. 'ગુજરાત એક સાંસ્કારિક વ્યક્તિ અને આદિવચનો'માં કહ્યું હતું તે જ અહીં ફરી કહું છું કે જુદે જુદે પ્રસંગે વંચાયેલા આ લેખોને કોઇ ભાષણ કે નિબંધ ન સમજે. આ તો મારા તત્કાલ અભ્યાસનું પરિણામ છે, એમાં મારા વિચારો ને પ્રેરણા સમાયાં છે. ને એ રીતે જીવન વિષેનાં, સાહિત્ય વિષેનાં અને ગુજરાત, ગુજરાતી સાહિત્ય, ગુજરાતની અસ્મિતા, ગુજરાતનાં સંસ્કાર ને કેળવણી વિષેનાં મારાં ઘણાં ખરાં મંતવ્યો અને મનોમંથનો આ વ્યાખ્યાનોમાં શબ્દદેહ પામ્યાં છે.

ગુજરાતી સાહિત્ય પરિષદ આ સર્વ વ્યાખ્યાનોને પુસ્તકાકારે પ્રગટ કરે છે એ આનંદનો વિષય છે.

મુંબઇ, તા. ૩૦–૧૧–૪૩. કનૈયાલાલ મુનશી

શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશીલિખિત

## નવાં પુસ્તકો

[ તરતમાં પ્રગટ થશે ]

- **લોમહર્ષિણી** [ 'લોપામુદ્રા'ની કથાના અનુસંધાનમાં નવી પૌરાણિક નવલકથા ]
- **સીધાં ચઢાણ** : પુસ્તક બીજું
- **અખંડ હિન્દુસ્તાન** [ 'Akhand Hindustan' નું ભાષાન્તર ]
- **Glory that War Gurjaradesa** ( Imperial Gurjars )
- **ગુજરાતની ગૌરવકથા**

★

## મુનશી અર્ધશતાબ્દી ભંડોળ પ્રકાશનો

૧ ગુજરાતની અસ્મિતા

૨ મારી બિનજવાબદાર કહાણી

૩ આદિવચનો અને બીજાં વ્યાખ્યાનો

# શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશીલિખિત પુસ્તકો

## અંગ્રેજી

Early Aryans in Gujarat
Gujarat & Its Literature
I follow the Mahatma
Akhand Hindustan

## ગુજરાતી

### નવલકથાઓ

#### સામાજિક

વેરની વસૂલાત
કોનો વાંક ?
સ્વપ્નદ્રષ્ટા
સ્નેહસંભ્રમ

#### ઐતિહાસિક

જય સોમનાથ
પાટણની પ્રભુતા
ગુજરાતનો નાથ
રાજાધિરાજ
ભગવાન કૌટિલ્ય
પૃથ્વીવલ્લભ

#### પૌરાણિક

લોપામુદ્રા : ખંડ પહેલો
(વિશ્વરથ)

### નાટકો

#### સામાજિક

કાકાની શશી
બ્રહ્મચર્યાશ્રમ
પીડાગ્રસ્ત પ્રોફેસર
સામાજિક નાટકો (વાવાશેઠનું સ્વાતંત્ર્ય; બે ખરાબ જણ; આજ્ઞાંકિત)

#### ઐતિહાસિક

ધ્રુવસ્વામિનીદેવી

#### પૌરાણિક

પૌરાણિક નાટકો (પુરંદર–પરાજય, અવિભક્ત આત્મા, તર્પણ, [illegible] પુત્ર સમોવડી)
લોપામુદ્રા : ખંડ બીજો અને ત્રીજો (શામ્બરકન્યા અને દેવદીધેલી)
લોપામુદ્રા : ખંડ ચોથો (ઋષિ વિશ્વામિત્ર)

### ટૂંકી વાર્તા

નવલિકાઓ (મારી 'કમળા અને બીજી વાતો'ની નવી આવૃત્તિ)

### રંગદર્શી જીવનચરિત્રો

નર્મદ, અર્વાચીનનો આદ્ય
નરસૈંયો ભક્ત હરિનો

### આત્મકથા

શિશુ અને સખી
અડધે રસ્તે
સીધાં ચઢાણ

### સાહિત્યવિષયક અને પ્રકીર્ણ ગ્રંથો

થોડાંક રસદર્શનો–સાહિત્ય અને ભક્તિનાં
કેટલાક લેખો ભાગ ૧–૨.
ગુજરાત એક સાંસ્કારિક વ્યક્તિ અને આદિવચનો
ગુજરાતની અસ્મિતા
ગુજરાતના જ્યોતિર્ધરો

# આદિવચનો અને બીજાં વ્યાખ્યાનો

•

અનુક્રમ

•

## ખંડ પહેલો

### સાહિત્યસંસદના પ્રમુખસ્થાનેથી

[ પૃ. ૧ થી ૧૪૯ ]


| | | | |
|---|---|---|---|
| ૧ | સ્વપ્રસિદ્ધિની શોધમાં ... | ૧૯૩૧ ... | ૩ |
| ૨ | જ્યારે અસ્પૃશ્યતા નહોતી ત્યારે ... | ૧૯૩૪ ... | ૨૨ |
| ૩ | ગુજરાત-જૂનું અને નવું ... | ૧૯૩૫ ... | ૫૭ |
| ૪ | ભારતીય સાહિત્ય અને ભાષા ... | ૧૯૩૬ ... | ૧૦૨ |
| ૫ | આત્મવાન પ્રજા... ... | ૧૯૪૧ ... | ૧૨૯ |
| ૬ | નૈતિક વિશ્વવ્યવસ્થા ને અર્વાચીન દૃષ્ટિસ્વરૂપ | ૧૯૪૨ ... | ૧૩૬ |


## ખંડ બીજો

### સાહિત્ય પરિષદની વ્યાસપીઠ પરથી

[ પૃ. ૧૫૧ થી ૨૫૪ ]


| | | | |
|---|---|---|---|
| ૧ | ઐતિહાસિક પાત્રો અને તેમનું નિરૂપણ | ૧૯૩૪ ... | ૧૫૩ |
| ૨ | સાહિત્યનાં તત્ત્વો-ચલ અને અચલ ... | ૧૯૩૬ ... | ૧૭૬ |
| ૩ | ગુજરાત અને તેનું સાહિત્ય ... | ૧૯૩૭ ... | ૨૧૦ |
| ૪ | હેમચન્દ્રને અંજલિ ... ... | ૧૯૩૯ ... | ૨૪૬ |

## ખંડ ત્રીજો

## પ્રકીર્ણ વ્યાખ્યાનો

[ પૃ. ૨૫૫ થી ૩૨૮ ]

૧ ભટ પ્રેમાનન્દ ... ... ... ૧૯૨૬ ... ૨૫૭
૨ કેળવણીનો આદર્શ ... ... ૧૯૩૫ ... ૨૮૩
૩ હિન્દનું ઇતિહાસસાહિત્ય—એક દૃષ્ટિ ... ૧૯૪૦ ... ૩૦૦
૪ ગુજરાતી ભાષા અને સાહિત્ય ... ૧૯૪૨ ... ૩૧૮

★

# આદિવચનો

અને

# બીજાં વ્યાખ્યાનો

ખંડ પહેલો

સાહિત્યસંસદના પ્રમુખસ્થાનેથી

## અનુક્રમ

●


૧ સ્વપ્નસિદ્ધિની શોધમાં .... .... .... ....૧૯૩૧

૨ જ્યારે અસ્પૃશ્યતા નહોતી ત્યારે .... ....૧૯૩૪

૩ ગુજરાત – જૂનું અને નવું ... .... ....૧૯૩૫

૪ ભારતીય સાહિત્ય અને ભાષા ... .... ...૧૯૩૬

૫ આત્મવાન પ્રજા .... .... .... .... ....૧૯૪૧

૬ નૈતિક વિશ્વવ્યવસ્થા ને અર્વાચીન દૃષ્ટિસ્વરૂપ ૧૯૪૨


●

# સ્વપ્નસિદ્ધિની શોધમાં

•

## ૧૯૩૧

•

સંસદના સભ્યો, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

આપણે આજે બે વર્ષે ભેગા મળીએ છીએ. ગયે વર્ષે તો આખો દેશ નવજીવન પ્રસવવાની પીડામાં પડ્યો હતો. કોણ ક્યાં હતું, કોનું શું થવાનું હતું, તેની કોઈને ખબર નહોતી. ગયે વર્ષે આપણે ન મળી શક્યા અને આ વર્ષે પણ મળાશે કે નહીં એ ક્યાંય સુધી નક્કી નહોતું. કોઈ મહાન બળોનાં તાંડવનૃત્ય ચાલતાં હોય ત્યારે આપણા પગ પણ ન ઠરે એમાં કંઈ નવાઈ નથી.

આજે દોઢ વર્ષથી આપણી પ્રવૃત્તિઓ સંકેલાઈ ગઈ હતી. કલા, સાહિત્ય ને સંસ્કારનું સંગીત સમરાંગણની ભેરીઓના નાદમાં શાંત થઈ વિરમ્યું હતું. આજે કંઈક શાંતિ છે એટલે એ સંગીતનો ધ્વનિ પાછો સંભળાવા લાગ્યો છે.

સંસદની પ્રવૃત્તિ પાછી નવે અવતારે શરૂ થાય છે. ભાઈ અમૃતલાલ શેઠના સહકારથી 'ગુજરાત'

નવેસરથી શરૂ થાય છે. સંસદના બંધારણને નવું સ્વરૂપ આપવાની યોજના રચાઇ રહી છે. આપણા સભ્યો વચ્ચેનો તૂટેલો સંબંધ પાછો સંધાતો જાય છે, અને સાહિત્યની અભિવૃદ્ધિ તરફ આપણું લક્ષ્ય ખેંચાવા લાગ્યું છે.

સંસદ સ્થપાયાને લગભગ દશ વર્ષ પૂરાં થશે. એ સંસ્થાને લીધે અનેક સાહિત્યકો નિકટ પરિચયમાં આવ્યા, સાહિત્યનું સર્જન ઉત્સાહભેર થયું, જીવન અને સાહિત્યના અવનવા આદર્શો આપણે મૂર્તિમાન કર્યા. 'સાહિત્યપ્રકાશક કંપની' આ કામને વેગ દઈ, અલોપ થઈ ગઈ. આ બધાં કાર્યનો કીર્તિસ્તંભ તે 'ગુજરાત'નાં દશ વર્ષનાં દફતરો છે.

સંસદે સાહિત્ય પરિષદને મજબૂત અને સ્થાયી સ્વરૂપ આપવાનો મોટો પ્રયત્ન કર્યો. એ પ્રયત્ન કેટલેક અંશે સફલ થયો; અને છતાં જો પરિષદમાં ભાવનાનું તત્ત્વ વધતા પ્રમાણમાં હોત તો એ કાર્ય વધારે સફલ થાત. પણ હું તો પ્રયત્નને જ પ્રયત્નનું પરમ સાફલ્ય માનું છું. પરિષદનું નવું બંધારણ તૈયાર છે; બંધારણસમિતિએ તેને અનુમતિ આપી છે; નડિયાદમાં પરિષદ બોલાવાય એટલી જ વાર છે; અને નડિયાદ-પરિષદ મળ્યે ટૂંક સમયમાં બંધારણ નક્કી થશે એવો પણ સંભવ છે. એ પરિષદ મળે એટલે સંસદને માથેથી એક કામનો બોજો ઊતર્યો એમ ગણાય, અને પરિષદમાં કાર્ય માત્ર વિરોધ જીતવા

પૂરતું જ હોય તો એ કામ છોડી આપણે બીજે કામે વળગી શકીએ છીએ.

૨

ગયા વર્ષની મહાન નવીનતાઓમાં સંસદની પ્રવૃત્તિની નવીનતા ક્યાંથી જડે? અત્યારે પણ બધું અસ્થિર છે. કાલે શું નવીન થાય એ કોણ કહી શકે? પણ આ અસ્થિરતા હું હર્ષથી વધાવું છું. નીરસ શિથિલતા કરતાં રસિક તનમનાટ સદાય આદરણીય છે. ત્રણ વર્ષ પર મેં કહ્યું હતું કે વિપ્લવ આપણાં બારણાં ઠોકી રહ્યો છે; આજે એ અતિથિને ઘરમાં રાખી આપણે પોતાનો કર્યો છે. ત્રણ વર્ષમાં આપણે મૂલ્યનું તેમ જ જીવનનું પરિવર્તન કર્યું છે.

વીસ વર્ષ પર મેં ગુજરાતની મહત્તાનાં દર્શન કરવાનો પ્રયત્ન કર્યો. દશ વર્ષ પૂર્વે આ સ્થાનેથી જીવનના મારા પ્રધાન સંકલ્પો અને સિદ્ધાંતો રજૂ કરવાની ટેવ મેં પહેલી વાર કેળવી. 'એક અને અતુલ ગુજરાત' મેં સ્વપ્નોમાં જોયું ત્યારે, 'ગુજરાતના સાંસારિક વ્યક્તિત્વ'ની રૂપરેખા દોરવાનો મેં પ્રયત્ન કર્યો ત્યારે, હું સ્વપ્નો જોઈ આનંદ લેતો હતો. ગયે વર્ષે એ સ્વપ્નો મેં ચર્મચક્ષુએ જોયાં–સ્પષ્ટ, સુરેખ અને જીવંત.

મેં જોયું—

ગુજરાતના એક પુત્રનું વિજયપ્રસ્થાન; શુષ્ક ને નાનકડા શરીરનું ભયંકર પ્રાબલ્ય; તે ત્રીશ કોટિનો

પ્રાણ હતો, તેમ જ હતો તેમની આશાઓનું કેન્દ્ર. આર્યાવર્તની પુરાતન સંસ્કારની મૂર્તિ બની, તે વીરને, વિગ્રહ માટે તલસતા જગતને મુક્તિમંત્ર શીખવતા મેં જોયા ને સાંભળ્યા. શૃંખલાબદ્ધ લોકસમૂહ, સૈકાઓની પરાધીનતાની વેદના વીસરી, એના પદરવ આશાભેર સાંભળી રહ્યો.

મેં એમને સાંભળ્યા કારાવાસની દીવાલની પેલી પાર: અંદર બેસીને પણ બહાર હતા તેનાથી વધારે પ્રબલ. મેં જોયા એમને બહાર આવતા અને કરોડોની ભક્તિપુષ્પાંજલિ સ્વીકારતા, પરદેશી સત્તાધીશોના ગર્વમંદિરમાં શાસનો ઘડતા ને સ્વીકારાવતા. પલવાર જગત તેમની શબ્દાવલિની વાટ જોતું થંભી ગયું. પાંત્રીશ કરોડની ભૂત મહત્તાના વારસ, તેમના ભાવિના વિશ્વકર્મા, જગતના સમ્રાટોની સભા જીતવા જતા પણ મેં જોયા.

મેં જોયો—

ગુજરાતનો નર—સર્વસ્વ ત્યાગી સમરાંગણે ઝંપલાવતો, કારાવાસ આવકારતો, મૃત્યુના મોંમાં ધસતો. જ્યાં તે ફરતો ત્યાં ત્યાગ, સ્વાતંત્ર્ય ને તપની ભાવનાઓ ફોરતી. એણે જીવનને એક બાલક્રીડા માની હતી. એણે દુઃખને લેખ્યું એક મહાન લહાવો. એ ઊભો હતો જ્વાલામુખી પર પગ ટેકવીને – હસતો ને ઉત્સાહભર.

મેં જોઈ—

ગુજરાતની સુકુમાર, કોડીલી ને શરમાળ, ભોંય પર પગ દેતાં પણ કાંપતી એવી કામિનીઓ શેરીએ શેરીએ એકલી ઊભીઊભી રાષ્ટ્રધર્મ સાચવતી; રણજંગમાં નીડર બની માર ખાતી; જુલમીઓના હાથથી રાષ્ટ્રધ્વજ ખૂંચવતી; કારાગૃહની ક્રૂરતાને હસતે મુખે વધાવતી; પતિ ને પુત્રથી પણ સ્વદેશને વહાલો ગણતી—અર્વાચીન ચંડી સમી.

મેં જોયાં—

એનાં બાલકો વિજયઘોષે ગગન ગજવતાં; રાષ્ટ્રધ્વજના ફરકાટ સાથે નાચતાં; સ્વદેશદ્વેષીઓને પડકાર કરતાં; ઘોડિયાંની ઝોળીમાંથી પણ ઉચ્ચારતાં – ‘ ઇન્કિલાબ ઝિન્દાબાદ.’

મેં જોઈ—

લાખોની મહામેદનીઓ સત્યાગ્રહની ધૂનમાં મસ્ત, પડકાર દેતી, ને દિશા ગજવતી; નિઃશસ્ત્ર પણ નીડર, શસ્ત્રવાનોનું શૂર વિસરાવતી ને સ્વાતંત્ર્યનો અધિકાર સિદ્ધ કરતી, મહાત્માજીની મુક્તિની એકમાત્ર અભિલાષે વિહ્‌વલ.

અને અપરિચિત ભારે અતિ નમ્ર એવે હૈયે, સ્વપ્નસિદ્ધ કો ભાગ્યશાળી સમો અશ્રુપૂર્ણ હું મારા ગુજરાતની વાસ્તવિક વર્તમાન મહત્તા જોઈ રહ્યો. વિરાટ ગુજરાતનું માપ કાઢવાની મારી કલ્પનામાં શક્તિ નહોતી અને આજે એનું વર્ણન કરવાની મારી કલમમાં કલા નથી.

હું સ્વપ્નદ્રષ્ટા નથી. મેં જાગીને જોયું તો જગત ધાર્યું તેનાથીય તેજોમય દીઠું. હું કવિ હોત તો જોયું ગાવામાં જન્મારો વિતાવત.

૩

આ બધું કેમ થયું ? શું આ બધું મહાત્માજી વડે ? કે લોકોની આંતરશક્તિ વડે ? જો મહાત્માજી વડે હોય તો મહાત્માજીના પ્રાબલ્યનું રહસ્ય શું ? જો લોકો વડે હોય તો લોકોના પ્રતાપનું મૂળ શું ? નિઃશસ્ત્ર નરનારીઓએ કેમ કરી સત્તાશીલ સામ્રાજ્યને મહાત કર્યું ? મીઠાનો કાયદો તોડવામાં, સ્વદેશીની ચળવળમાં, વિદેશીના બહિષ્કારમાં, કંઈ સનાતન સત્ય હતું ?

આ વિગ્રહની સૂક્ષ્મ ભાવના શી ?

આ પ્રચંડ વિપ્લવનો આત્મા ક્યાં છે ? કેવો છે ?

આ પ્રશ્નોની પરંપરા દિવસ ને રાત મને મૂંઝવે છે. મને ઝટ તેનું નિરાકરણ જડતું નથી. હું શિશુભાવે એ દિવ્ય તેજોબિન્દુ શોધું છું – મારામાં ને બીજામાં. મારું ચાલે તો મહાત્માજીનું હૃદય ચીરી તેમાંથી શોધી કાઢું. આ શોધ મારી પૂરી થતી નથી; મારો પંથ કાપવો પણ મારી શક્તિની બહાર દેખાય છે........મારી અશક્તિના તીવ્ર ભાનમાં હું દીન બની ઊભો છું – વાટ જોઉં છું, કે વર્તમાનના પટ ચીરી પાછળ છુપાયેલી જ્યોતિનાં દર્શન ક્યારે થાય ?

૪

આ શોધમાં પહેલો કોયડો આ મહાપુરુષ મોહનદાસ ગાંધી છે. એ કોણ છે? શું છે? પાંત્રીશ કરોડનો એ પ્રિયતમ શા માટે છે? એને જોઈ, સાંભળી અને સ્મરીને હિન્દીઓ ઘેલા કેમ થાય છે? એણે ભૂલો કરી છે, પણ કોઇ એનામાં અવિશ્વાસ લાવતું નથી; એ જિદ્દી છે, પણ કોઈ એના પર ખિજાતું નથી; એ ભાવનાશીલ છે, પણ કોઇ એને તિરસ્કારતું નથી. એનામાં દૂરંદેશી છે, વાક્પાટવ છે, કાર્યદક્ષતા છે, પ્રેરકતા છે, અને છતાં એ ગુણોથી કોઈ દિવસ ભક્તિ પ્રેરાઈ નથી. લાખો અજ્ઞાન ગામડિયાઓ એને ભજે છે; તે શું એની બુદ્ધિ માટે? બાહોશી માટે?

માણસોનાં માપથી એને કોઈ માપતું નથી. એની મહત્તા માત્ર બુદ્ધિ, દક્ષતા, કે મુત્સદ્દીગીરીના ગજ ભરવાથી ગણાતી નથી. એને જોઈ સમસ્ત જગતનું મસ્તક શા માટે નમે છે?

એ વર્તમાનના નથી—એ આર્યાવર્તના ભૂત, વર્તમાન અને ભાવિના પ્રતિનિધિ લાગે છે. જેમ સૂર્યકિરણથી પ્રતાપમાત્ર પ્રગટે છે, તેમ એની પ્રેરણા વડે આ દેશનું ગૌરવ ઉદ્ભવે છે.

શા માટે?

જે આદર્શોને લીધે આ ભૂમિ ખંડે ખંડે ને યુગે યુગે અતુલ ને અમર બની છે, તે એનામાં

દેખાય છે માટે.

મૂર્તિમાન મહાવ્રત સરખા એ સાબરમતીના મહાત્માની માનવતા એની નથી, આ જમાનાની નથી, કોઈ એક જમાનાની નથી; આર્યાવર્તની મહત્તાના જાણે એમાંથી તણખા ઝરે છે. જ્યારે કોઈ હિન્દી એને જુએ છે, ત્યારે તે સમય ને સ્થળની મર્યાદા ત્યાગી, પોતાના સ્વદેશના સનાતન આદર્શોના અધિષ્ઠાતારૂપે એને જુએ છે. હજારો વર્ષોનો ઇતિહાસ —ત્રણે કાલ એક વિપલ બની રહે છે. આપણી દૃષ્ટિ વર્તમાનના અંધકાર ભેદી આપણા પૂર્વજોના આદર્શોની પ્રતિમાનો પરિચય કરે છે.

જ્યારે એમને મળું છું, ત્યારે હું એમને જોઈ શકતો નથી; મારી આંખે એમનામાં દેખાતો આર્યાવર્તનો આત્મા જ નજરે ચડે છે. હું એમને પૂજ્ય પેખું છું, કારણ કે એમનામાં મારા પિતૃઓ અને પુત્રોની પરંપરાની વિશિષ્ટતા દર્શન દે છે.

આર્યસંસ્કૃતિ એમનામાં પુષ્પિત થયેલી જણાય છે. આ જ મહાત્માના પ્રતાપ અને પ્રેરકતાનું મૂળ છે.

નાનપણથી મહાભારત વાંચી મને ભગવાન દ્વૈપાયન વ્યાસની મૂર્તિ કલ્પવાની ટેવ પડી ગઈ છે. એ કલ્પનાના કંઈક રંગો વડે મેં 'ભગવાન કૌટિલ્ય'માં નૈમિષારણ્ય ચીતરવાનો અલ્પ પ્રયાસ કર્યો છે. હું એમને બ્રહ્માવર્તના પુરાણપુરુષ માનું

છું; આર્યસંસ્કૃતિના એમને આદ્યગુરુ ગણું છું. મારે મન આર્ય આદર્શની જે ગંગા એમના શિર પરથી વહે છે, તે જગતને સંસ્કારનીરે પાવન કરે છે.

ગાંધીજી મારે મન પૂજ્ય છે, કારણ કે એ કૃષ્ણદ્વૈપાયનના વંશજ મને દેખાય છે, એમની મુખરેખામાં એમના સનાતન પૂર્વજનું પરિચિત મુખ દેખાય છે. આ સરખાપણું કવિની કલ્પના નથી. ઋગ્વેદના પુરુષસૂક્તમાં અમર ભાવના આલેખાઈ છે – સહસ્રશીર્ષ ને સહસ્રપાદ હતા એવા યજ્ઞપુરુષની. ભૂત ને ભાવિ તેમાં હતું ને અમૃતત્વનો તે ઈશ હતો. એ યજ્ઞપુરુષને દેવો ને ઋષિઓએ હોમ્યો, અને તેમાંથી સૃષ્ટિ ઉદ્ભવી. એમાંથી પ્રગટ્યા વેદ ને મંત્ર, બ્રાહ્મણ ને ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર, ચંદ્રસૂર્ય ને દેવો, પૃથ્વી, વ્યોમ ને સર્વ લોકો. આ યજ્ઞપુરુષે આર્યાવર્તનો પરમ આદર્શ નક્કી કર્યો.

યજ્ઞ વિના સર્જન નથી; યજ્ઞ વિના સૃષ્ટિ ટકતી નથી. બત્રીશલક્ષણો હોમાય નહીં તો પૃથ્વી નવપલ્લવિત થાય નહીં. ધન હોમે તે યજ્ઞ કરે; સમય ને શક્તિ હોમે તે પણ યજ્ઞ કરે; જે સર્વસ્વ હોમે તે સ્રષ્ટા - યજ્ઞપુરુષ.

ઇતિહાસની ઉષાથી માંડીને, વસિષ્ઠ ને વિશ્વામિત્રથી માંડીને મોહનદાસ સુધી, યજ્ઞપુરુષોની પરંપરા બ્રહ્માવર્તની પુરાણી વેદી ઉપર હોમાઈ છે.

એકેએક હતો આશાભર્યો, સંસારકોડ ને મોહભર્યો. એકેએકે યજ્ઞની જ્વાલામાં ઝંપલાવ્યું, બધું જલાવી દીધું, બ્રહ્માવર્ત સર્જ્યું ને સાચવ્યું.

આ હુતાત્માઓનો બનેલો વિરાટ યજ્ઞપુરુષ એ જ આર્યાવર્તનો આત્મા.

આ આત્માનાં દર્શન જ્યાં સુધી મહાત્મા ગાંધીમાં થાય છે ત્યાં સુધી ભારતવાસીઓનાં હૃદયમાં તે એકચક્રે રાજ્ય કરશે.

૫

ગાંધીજી આપણાં હૃદય પર સામ્રાજ્ય ભોગવે એમાં જેટલી વિશિષ્ટતા એમની છે, તેટલી જ વિશિષ્ટતા આપણી છે. પરદેશીઓને તો એ સહેલાઈથી સમજાતા નથી. આપણને શા સારુ સમજાય છે? એમને જોઈ આર્યાવર્તના આત્માનું દર્શન આપણને જ કેમ ઝટ દઈને થાય છે? એમના શબ્દનો પડઘો આપણાં હૃદયમાં કેમ તરત પડે છે? કારણ તો એક જ છે: એમને જોઈને ભારતવાસીની 'ભિન્ન સંસારની ભ્રાંતિ' ભાંગે છે અને હૃદયેહૃદયમાં એક જ મૂલભૂત આદર્શ દેખાય છે.

નરસિંહ મહેતાને જ્ઞાન વડે અખિલ બ્રહ્માંડમાં એક જ શ્રીહરિ જૂજવે રૂપે અનંત ભાસ્યો હતો. આજના વૈજ્ઞાનિકોને જુદીજુદી વસ્તુઓનું સંશોધન કરતાં એક જ મૂલભૂત તત્ત્વ જડે છે. ગાંધીજીના વ્યક્તિત્વને બળે — એ Solventથી સૈકાઓના

છિન્નભિન્ન ને દલિત આર્યાવર્તની એકતા અને મહત્તાનો અનુભવ દરેક ભારતવાસીને થાય છે. તો એમનામાં એક એવી વિશિષ્ટતા શી છે કે જેથી આ અનુભવ એમને એક સાથે અને સરલતાથી થાય છે?

આ વિશિષ્ટતાને લીધે આપણને ગાંધીજી પ્રેરે છે. "If Napoleon is France, if Napoleon is Europe, it is because the people whom he sways are little Napoleons."—નેપોલિયન જો ફ્રાન્સ હોય, નેપોલિયન જો યુરોપ હોય, તો તેનું કારણ એ જ કે જે લોકો પર તે શાસન કરતો હતો, તે બધા નાનકડા નેપોલિયનો હતા—ઈમર્સને એ સૂત્ર ઉચ્ચારેલું.

ગાંધીજી શાસન કરે છે, કારણ કે આ દેશમાં કરોડો નાનકડા ગાંધીજી વસે છે. એ આપણા હૃદયમાં રહેલું રહસ્ય છતું કરે છે; જે થવાને આપણે અણજાણ્યે ઝંખીએ છીએ તે એ બની રહ્યા છે.

આ ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે, કે આપણામાં અને ગાંધીજીમાં એક સામાન્ય મૂળતત્ત્વ રહેલું છે. એમનામાં એ તત્ત્વ વિકસિત દશામાં છે, પ્રેરક સ્વરૂપે છે; આપણામાં પ્રતિબિમ્બિત પ્રેરણાના ક્ષેત્રરૂપે છે. એ તત્ત્વને લીધે ગાંધીજી લાખો લોકોના સમૂહને એક વ્યક્તિ કરી મૂકે છે.

ગયા વર્ષની કથા જુઓ. જોતજોતામાં ગામેગામે મીઠાના કાયદાનો ભંગ, સ્વદેશી, બૉયકૉટ, ઝંડાવંદન,

દેશસેવિકાદળ, વાનરસેના પ્રસરી ગયાં – માદક વસ્તુ માણસના અંગેઅંગમાં પ્રસરે તેમ. જનસમૂહ આખો સુદૃઢ ને સજીવ વિરાટશરીર બની રહ્યો; જન એ તો માત્ર એ શરીરનું એક જીવતું cell થઈ રહ્યો. આ બધું થયું, કારણ કે આખા શરીરમાં એક તત્ત્વ ચેતન પ્રેરતું હતું.

આ ચેતનને આપણે રાષ્ટ્રીયતા – Nationalism કહીએ છીએ.

એક પ્રદેશમાં વસતો જનસમૂહ તે પ્રદેશને અવલંબેલા કોઈ અર્થ માટે સામુદાયિક ને એકાગ્ર ચેતન દાખવે, ત્યારે રાષ્ટ્રીયતા પ્રગટી એમ આપણે કહીએ છીએ. પણ રાષ્ટ્રીયતા તત્ત્વ નથી, માત્ર તેનો આવિર્ભાવ છે. દરેક દેશની રાષ્ટ્રીયતાનાં સ્વરૂપ જુદાં હોય છે, કારણ કે તેનું તત્ત્વ બીજા દેશની રાષ્ટ્રીયતાના તત્ત્વથી નિરાળું હોય છે. અંગ્રેજી રાષ્ટ્રીયતા ફ્રેન્ચથી જુદી છે; જર્મનીની વળી જુદી છે; હિન્દની પણ બધાથી જુદી ને લાક્ષણિક છે. દરેકનો પ્રકાર એક લાગે છે, પણ તેનું મૂળતત્ત્વ જુદું છે. જો હિન્દમાં પ્રવર્તતું ચેતન આપણે સમજવું હોય, તો આ તત્ત્વની શોધ કરવી જોઈએ.

આ મૂળતત્ત્વ પારખવા માટે આ ચેતનનું મુખ્ય અંગ જોઈએ.

પહેલું અંગ સત્યાગ્રહ છે, એમ મનાય છે; અહિંસા છે એમ પણ ઘણા કહેશે.

ગાંધીજી જેને સત્યાગ્રહ કહે છે તે કેટલાં સ્ત્રીપુરુષોમાં હતો? કાયદો અસત્ય છે માટે તોડવો છે, એમ લોકો માનતા હતા એ કહેવું વાસ્તવિક નથી; ખરું જોતાં લોકોમાં જેલની વિટંબણા વેઠવાની તૈયારી હતી, માટે કાયદો તોડતા હતા. આઝાદ મેદાનમાં ઝંડાનું વંદન કરવું એ સત્ય છે, માટે લોકો માથાં નહોતા ફોડાવતા; તેમને માથાં ફોડાવવાં હતાં માટે આઝાદ મેદાનમાં જતા હતા. પરદેશી કાપડની લોરી જવા દેવી અસત્ય છે, માટે સ્વયંસેવકો તેની આગળ સૂતા નહોતા; પણ તેમ કરતાં પકડાઈ શકાય, ઘાયલ થવાય, પ્રાણ ખોવારાય એ હેતુથી બાબુ ગનુએ લોરી નીચે પ્રાણની આહુતિ આપી હતી. હું તો આ સમયે દિવસ ને રાત લોકો વચ્ચે ફરતો હતો એટલે જાણું છું, કે લોકોમાં પ્રસરેલા ચેતનનું મુખ્ય અંગ પોતાના સંકલ્પ માટે દુઃખ નિમંત્રવાની ઉત્સુકતા હતું. સર્વસ્વની આહુતિ આપવાના નિઃસીમ ઉત્સાહે ગામેગામને ગાંડું કરી મૂક્યું હતું. જેલ, માર ને મૃત્યુ એ ઉત્સાહની સફલતાનાં માત્ર ચિહ્ન હતાં.

અહિંસા એ ચેતનનું અંગ હતું ખરું, પણ સિદ્ધાંતરૂપે તે લોકોનાં હૃદયમાં વસ્યું નહોતું. ઘણા માણસો તેનાથી કંટાળતા; ઘણા તેને એક ઉપયોગી શસ્ત્ર માનતા; કેટલાક હિંસાનો ઉપયોગ કરવા તત્પર હતા; કેટલાક રખેને ગાંધીજી ચળવળ બંધ કરે, એ ધાકે અહિંસા સ્વીકારતા. છતાં ચળવળનો

વિસ્તાર અને તરવરાટ જોતાં ઘણે અંશે અહિંસા જળવાઈ હતી. તેનું કારણ મને એક જ લાગે છે. ઘણેભાગે લોકોને લાગતું હતું, કે જરા પણ હિંસા થશે તો દુઃખ નિમંત્રવાની તેમની ઇચ્છા કલંકિત થશે. મરવા જ બેઠા પછી કોઇને મારવું શા માટે? દુઃખી થવા જ બેઠા તો પછી જેમ સામા પક્ષને ઓછું દુઃખ પડે તેમાં જ આપણું દુઃખ વધારે ગણાય. આહુતિ આપવી તો પોતાની મેળે જ. સામાને તસ્દી આપવાથી તો પોતાનું પુણ્ય ઓછું થાય, એટલે તેની શોભા ઝંખવાય ને યશ જતો રહે.

સમુદાયમાં આ પ્રકારની મનોદશા ઘણી થોડી જોતાં દુશ્મનો જરૂર જીતી જશે એવી ખાતરી થયા પછી, પોતાની ટેક સાચવવા વીરના સમૂહો મૃત્યુને જઈ ભેટયા છે એ વાત ઇતિહાસપ્રસિદ્ધ છે. વિનાશકાલે કાર્થેજે, મુસલમાન ઘેરા વખતે ઝાલોરે આવાં દૃષ્ટાંત પૂરાં પાડયાં છે. નેપોલિયનના આક્રમણ વખતે તેને મહાત કરવા મોસ્કોના લોકોએ પોતાનું નગર બાળીને ભસ્મ કર્યું હતું. પણ આ દરેક પ્રસંગે આહુતિ આપનાર વિનાશથી ઘેરાઇ ગયો હતો, મરણ અથવા મરણથી પણ અધમ દશા તેની સામે ખડી હતી. ગયા વર્ષની હિન્દી ચળવળમાં એવો નિરાધારીનો અંશ નહોતો. સત્યાગ્રહ એ ફરજિયાત સ્વીકારેલો રસ્તો નહોતો. સ્વેચ્છાએ વહોરેલો લહાવો હતો. જે સત્યાગ્રહમાં ન જોડાય તેને નિરાંતે બેસી

સુખનો રોટલો ખાવાની છૂટ હતી.

સત્યાગ્રહની ચળવળ આમ અસાધારણ હતી. એમાં જોડાયેલાં સ્ત્રીપુરુષો દુઃખને સત્કારથી સેવતાં હતાં. જેમ એક યજ્ઞપુરુષ ઇચ્છા, સુખ અને મોજની આહુતિ પોતાની મરજીથી આપે છે, તેમ આખો જનસમૂહ પોતાની વૃત્તિ, સુખ અને સ્વસ્થતાની આહુતિ આપી રહ્યો હતો.

યજ્ઞપુરુષનું આ લક્ષણ જેમ ગાંધીજીમાં છે તેમ જ ભારતવાસીઓમાં છે, અને તેથી સત્યાગ્રહની ચળવળ સફળ થઈ. તેનું મુખ્ય અંગ પોતાની સંકલ્પસિદ્ધિ માટે સત્કારથી સેવાયેલું દુઃખ, સ્વેચ્છાએ આદરેલું તપ, પરિસ્થિતિએ ન છૂટકે તપાવેલું નહીં; સંયમ, જે શક્તિની શોધ માટે સ્વીકારેલો તે, પોતાને હાથે કેળવેલો.

સત્યાગ્રહની આખી ચળવળ સામુદાયિક તપ પર રચાઇ હોય એમ લાગે છે. યોગશાસ્ત્રે નિર્દેશેલા સિદ્ધિના માર્ગે જનસમૂહને ચઢાવવાનો આ પહેલો પ્રયત્ન છે. એક આખા દેશને યજ્ઞપુરુષની દીક્ષા આપવાનો આ પહેલો પ્રયોગ છે. એથી કરોડો માણસોએ આક્રમણ ન કર્યું, ન બળવો કર્યો, પણ પૂરેપૂરો સંયમ જાળવીને, દુઃખ વેઠવાનો અભ્યાસ કર્યો કે જેથી સિદ્ધિ સહેલી થઈ પડી. ગાંધીજીએ કહ્યું હતું: "I am generating force." (હું બળ પેદા કરું છું.) બધું બળ પ્રગટે છે, વૃત્તિ રોકવાથી અને સહેલાઈથી

મળતી નિરાંત તજવાથી. આખા દેશમાં બળ પ્રગટયું, કારણ કે જનસમૂહે હિંસા કરવાની વૃત્તિ રોધી, આક્રમણ કરવાની ઇચ્છા ત્યાગી અને માત્ર સર્વસ્વ હોમવાની આદત પાડી.

જે સ્થિતિમાં ને જે ઉત્સાહે બીજા જનસમૂહો અનિયંત્રિત સ્વચ્છંદી તોફાન કરે છે, તે સ્થિતિમાં, તેથી પણ મોટો ઉત્સાહ છતાં આપણા દેશવાસીઓએ બતાવી આપ્યું, કે એમનો રાષ્ટ્રધર્મ રહ્યો છે હસતે મોઢે દુઃખ સહી તપશ્ચર્યા કરવામાં, ને આત્મસમર્પણને લહાવો ગણી સત્કારવામાં. બીજી વીરપ્રજાઓને ન છૂટકે લક્ષણ દાખવવું પડયું, તે આપણે ઉત્સાહના પૂરમાં આદર્યું.

૬

અત્યાર સુધી યોગનો આદર્શ એક વ્યક્તિ માટે હતો; હવે જનસમૂહ તેને નજર આગળ રાખતાં શીખ્યો છે.

સમાજશાસ્ત્રીઓએ સ્વીકાર્યું છે કે જનસમૂહ પણ જીવંત વ્યક્તિ–living organism—થઈ શકે છે; અને તેને વ્યક્તિના બધા નિયમો લાગુ પડે છે. જો આ સિદ્ધાંતમાં સત્ય હોય, તો પછી યોગના આદર્શની સિદ્ધિ વ્યક્તિને શકય હોય તો જનસમૂહને પણ શકય હોવી જ જોઇએ.

રાષ્ટ્રે પોતાની પ્રવૃત્તિઓમાં અહિંસા સાધવી જોઈએ, સત્યનું પાલન કરવું જોઇએ, આક્રમણની

ઇચ્છા વીસરવી જોઇએ, દ્વેષને દૂર કરવો જોઈએ, એણે ‘સ્વદેશી’ થવું જોઈએ, પારકી વસ્તુઓનો બહિષ્કાર કરવો જોઈએ, અર્થાત્ ‘આત્મન્યેવાત્મનાતુષ્ટ’ થવું જોઇએ. એણે દુઃખમાં ઉદ્વિગ્ન મન ન રાખવું પણ આનંદ કેળવવો, જેલમાં જતાં હસવું, માથું ફોડાવતાં વિજયઘોષણા કરવી, મરતાં ઉલ્લસવું; એણે સુખમાં જ્વર ન આવવા દેવો, માગ્યાથી અડધું લેવું અને દુશ્મનની મુશ્કેલીઓ જોવી; એણે કોઈ પણ ભાવના સિદ્ધ કરવા માટે ખુશીથી આત્મસમર્પણ કરવું; આટલી વસ્તુઓ તો ગાંધીજીને કહ્યે હિન્દી જનસમૂહે સ્વીકારી છે. મોક્ષ માટે રચાયેલો આદર્શ વ્યક્તિને તારે તો રાષ્ટ્રને શા માટે નહીં?

૭

પહેલી વાર યોગને આદર્શે જનસમૂહ ચાલ્યો છે. કેટલે ને કયાં સુધી ચાલશે એ પ્રશ્નનો અત્યારે કોણ જવાબ આપી શકે? હિન્દ ફરી નિરાશ થાય તો અહિંસાનો આદર્શ રાખશે? ગાંધીજી સર્વસત્તાધિકારી ન હોય તો સત્યનો આદર્શ હિન્દી રાજપુરુષો સાચવશે? સત્તા મળે તો હિન્દ આત્મસંતુષ્ટ રહેશે? અધિકાર આવશે ત્યારે પણ હસતે મોઢે આત્મ-સમર્પણ કરવા હિન્દીઓ તૈયાર થશે?

આ પ્રશ્નોની પરંપરા આટલેથી નથી અટકતી.

મનુષ્યની માફક જનસમૂહ તપ કરી શકે? અને કરી શકે તો કયાં સુધી? કયાં ક્ષેત્રોમાં?

જનસમૂહ જો અહિંસા અને સત્ય સાધે, તો અસ્તેય અને અપરિગ્રહ સાધી શકે? તો માલિકીનું ને મિલકતનું શું?

કોઇ પણ જનસમૂહ રાષ્ટ્રયોગી થઈ શકે? હિન્દ રાષ્ટ્રયોગી થઈ શકશે?....કલ્પના થંભે છે..... અહિંસા અને સત્ય હિન્દ સાધશે એ વિશે એક વર્ષ પર કોણ કહી શકત? વીશ વર્ષ પછી હિન્દ અપરિગ્રહનું વ્રત ન લે એ કેમ કહેવાય? સામ્યવાદ ને અપરિગ્રહ વચ્ચે ઘણું થોડું અંતર છે.

પણ ગાંધીજી દીર્ઘજીવી થાય; આપણા સ્વભાવમાંથી આપણા રાષ્ટ્રધર્મનાં મૂળ ઊગતાં રહે; ગયા વર્ષના વિપ્લવપ્રયોગનાં મુખ્ય અંગો અકસ્માતથી નહીં, પણ આપણા લાક્ષણિક સંસ્કારથી જ ઘડાયાં હોય, તો જેમ આ ભૂમિમાં મનુષ્યને વૈરાગ્ય સરલ થઈ પડે છે, ને અહિંસાદિ મહાવ્રતોની મોહની દુર્જય બને છે, તેમ એમાં વસતા જનસમૂહને પણ થાય. હિન્દી રાષ્ટ્રે એક વર્ષમાં જે આદર્શ સ્વીકાર્યો તેની ધીમે ધીમે સિદ્ધિ પણ થાય. એક એવું પણ સ્થિતપ્રજ્ઞ રાષ્ટ્ર પ્રગટે કે જે જગતનો વ્યવહાર નવે ધોરણે ઘડે, અને સમસ્ત જગતજનતાની હિંસાત્મક વૃત્તિઓ, દુઃખો ને દ્વેષોને શમાવે.

તત્ત્વજ્ઞાનીઓએ હજારો વર્ષ થયાં સ્થિતપ્રજ્ઞ રાષ્ટ્રનાં સ્વપ્નાં સેવ્યાં છે, આર્ય ઋષિઓએ પણ એવું એક 'આર્યાવર્ત' કલ્પ્યું છે, કંઈક અંશે તેનો પાયો

નાખ્યો છે; અત્યારે હિન્દ એ સ્વપ્નું સિદ્ધ કરવા બેઠું છે; પુરાણા મંત્રનો નવો પ્રયોગ આરંભી 'આર્યાવર્ત' સ્થાપવા બેઠું છે. 'આર્યાવર્ત'—અહિંસા ને સત્યથી પ્રવૃત્તિઓનો સંયમ કરી, આંતરરાષ્ટ્રીય જીવનમાં અસ્તેય અને અપરિગ્રહ પ્રસારતું; વિશુદ્ધ, સ્વસ્થ ને સંતુષ્ટ; આત્મસમર્પણથી જ રાષ્ટ્રો વચ્ચેનો રાગદ્વેષ શમાવતું; બ્રાહ્મી સ્થિતિમાં અપૂર્વ જગતની આત્મસિદ્ધિ શોધતું.

આપણા સંસ્કારનું મૂળ આમ જ બનશે જગદ્વિમોચનનું મહાશાસ્ત્ર.

—અને હું પણ સ્વપ્નસિદ્ધિની શોધમાં વિહ્વલ આ પ્રયોગોને જોઈ રહું છું, ને મારું હૈયું ઉલ્લાસથી થનગને છે. અને મારા કાનમાં યુગોના તરંગો પરથી થઈને અવાજ આવે છે:

एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वास्यामन्तकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति ॥[1]

★

[1] હે પાર્થ! આ બ્રાહ્મી સ્થિતિ છે; આને પામીને મનુષ્ય મોહ પામતો નથી; અને અંતકાળે પણ આ સ્થિતિમાં રહીને બ્રહ્મનિર્વાણને પામે છે. ગીતા૦ અ૦ ૨. શ્લો૦ ૭૨.

## જ્યારે અસ્પૃશ્યતા નહોતી ત્યારે—

•

૧૯૩૪

•

સંસદના સભ્યો, સન્નારીઓ ને સદ્‌ગૃહસ્થો,

લગભગ ત્રણ વર્ષે આ અધ્યક્ષસ્થાનેથી આદિવચન ઉચ્ચારવાનો મને લહાવો મળે છે. ૧૯૨૨ માં જ્યારે સંસદની સ્થાપના થઈ તે વખતે મને જે ઉત્સાહ હતો તેવો જ, બલકે તેનાથી વધારે, આજે થાય છે. આપણી સંસ્થા બાર વર્ષનું જીવન પૂરું કરી આજે નવું જીવન શરૂ કરે છે.

અત્યાર સુધી સંસદ એક સંયુક્ત કુટુંબ જેવી હતી, આજે તેને વિશાળ કરવામાં આવી છે; અને એની વિશાળતા છતાં, આપણે પહેલાં જેવી જ સામુદાયિક અસ્મિતા કેવી રીતે રાખી શકીએ, એ પ્રશ્ન આપણી આગળ ઊભો છે. પુનર્ઘટના થયાને લાંબો કાળ થયો નથી, એટલે એ પ્રશ્નના નિરાકરણની આગાહી અત્યારે કરવી નિરર્થક છે.

આશરે સાઠેક નવા સભ્યો થયા છે અને આ મહિનામાં પણ કેટલાક નવા સભ્યો થશે. એ બધાને સંસદ તરફથી હું આવકાર આપું છું.

ગયા વરસથી ભાઈ વિજયરાયે 'કૌમુદી'ને સંસદનું મુખપત્ર બનાવવાનું કબૂલ્યું છે, અને તેના પ્રકાશક ભાઈ મૂળશંકર ભટ્ટ પણ ઉત્સાહથી એ કબૂલાતને પુષ્ટિ આપી રહ્યા છે. એ બન્નેનો હું આભાર માનું છું. 'કૌમુદી' 'ગુજરાત'નું સ્થાન લે, અને આપણા બધાની સહાયથી સંસદનો આદર્શ મૂર્તિમાન કરે, એ જ મારા અંતરની ઇચ્છા છે.

આ આદિવચન માટે જોઇતા ઉતારાઓ ભેગા કરવામાં ભાઈ જયંતકૃષ્ણ હરિકૃષ્ણ દવેએ કીમતી સમયના ભોગે, ઘણી મદદ કરી છે. એ માટે એ ઉત્સાહી મિત્રનો હું આભાર માનવાની તક લઉં છું.

૨

સમસ્ત જગત અત્યારે અસ્વસ્થ છે. આર્થિક વિટંબણાઓ એનો પ્રાણ ગૂંગળાવી રહી છે. રાજકીય જુલમ ચારે તરફ માનવની સ્વતંત્રતા ખૂંચવી રહ્યો છે. 'સામ્યવાદ', 'સંહતિવાદ'(ફેસીઝમ), 'રાષ્ટ્રીયતા'—એવે એવે અનેક નામે માનવજાતિના સ્વાતંત્ર્ય પર કબરો ચણાતી જાય છે. માનવ એ જીવનપ્રવૃત્તિનું ધ્યેય નથી રહ્યો, માત્ર સાધન બનતો જાય છે—જાણે મહાન જગતયંત્રનું એક નાનું ચક્ર. મહાયુદ્ધમાં મનુષ્યને—cannon fodder—તોપોનું ભક્ષ્ય ગણવામાં આવતો હતો. આજે થોડાક સત્તાધીશોની મહત્ત્વાકાંક્ષાનું એ ભક્ષ્ય બની રહ્યો

છે. માનવવ્યક્તિત્વનું ગૌરવ વિસરાતું જાય છે, અને સ્વાતંત્ર્ય અને સરસતા બન્ને ચાલી જતાં જણાય છે. યંત્રપૂજાની ઘેલછામાં માનવગૌરવનું સૌન્દર્ય આપણે અવગણતાં શીખ્યા છીએ.

આવા જુલમથી બચવા માટે દલિત જગતને, આર્ય આદર્શ વિના બીજું આશ્વાસન નથી. પશ્ચિમના જડવાદથી ગ્રસ્ત માનવજાતિને આપણા આદર્શવાદ વિના બીજો ઉદ્ધારનો માર્ગ દેખાતો નથી. માર્ક્સને સૃષ્ટિક્રમમાં અર્થવાદ વિના બીજું કાંઇ જણાયું નહીં; ગાંધીજીને સ્થૂલજીવન પર વિજય મેળવ્યા વિના સર્જનની સફળતા જણાતી નથી. જ્યારે પાશ્ચાત્ય જડવાદ સ્ટેલિન, મુસોલિની અને હિટલર દ્વારા માનવવ્યક્તિત્વનું ગૌરવ કચરી રહ્યો છે, ત્યારે આર્યોના આદર્શો જ ગાંધીજી દ્વારા દલિતોને માનવની પ્રતિષ્ઠા અપાવી રહ્યા છે.

આર્યત્વ જગતને ઉદ્ધારી શકશે? જો એના વડે મનુજો સદેહે દેવત્વ પામી શકે તો એ જગતને તારે. જો એ જગતને આશ્વાસન ન આપી શકે તો જડવાદ એને પણ નિર્મૂલ કરી દે.

જો આર્યત્વનો પાયો યમ અને નિયમ પર રચાયો હોય, જો યોગની શાંતિ અને સ્વાતંત્ર્યમાં એનું સાફલ્ય સમાયું હોય તો માનવમાનવના ભેદ, વર્ણભેદ, અસ્પૃશ્યતા—એ બધાં એના પર ચડેલાં શેવાળનાં પડ છે. જો વર્ણભેદ અને સ્પૃશ્યાસ્પૃશ્યમાં જ એનો આત્મા

રહ્યો હોય તો યોગસૂત્ર અને ગીતા બન્નેમાં રહેલા સિદ્ધાંતો એ ભયંકરમાં ભયંકર જુઠ્ઠાણાં છે.

આ બે વચ્ચે મધ્યમ માર્ગ મને દેખાતો નથી. આર્યત્વનું મૂળ કાં તો યોગમાં છે, કાં તો સ્પૃશ્યાસ્પૃશ્યમાં.

હું શાસ્ત્રી નથી, હું વેદ કે યોગનો અભ્યાસી નથી, અને છતાં માનું છું કે આર્ય સંસ્કૃતિનો મૂળ આદર્શ સદેહે અપૂર્વતા પ્રાપ્ત કરવાનો છે. અને જે માને છે કે કહે છે, કે સામાજિક ભેદાભેદ કાયમ કરવાથી આર્યત્વ સચવાય છે, એ ખરેખર આર્યત્વનો, આર્યસંસ્કૃતિનો અને આર્યાવર્તના ભવિષ્યનો મોટામાં મોટો દુશ્મન છે.

૩

જે આર્ય પ્રજાએ આર્યત્વનો પાયો નાખ્યો, તેના આચારવિચાર જોયા વિના આ પ્રશ્નનો નિર્ણય થવો અશક્ય છે. વૈદિક સાહિત્યની મદદથી હું બે પ્રશ્નો વિચારવા માગું છું.

(૧) વૈદિક સાહિત્યમાં પેઢીધર ઊતરતી સામાજિક અસમાનતા દેખાય છે?

(૨) વૈદિક આર્યોમાં એવી કોઇ જાતિ હતી કે જે હમેશને માટે અધમ અને અસ્પૃશ્ય લેખાતી?

ઋગ્વેદના સાહિત્યમાં બે વર્ણનું, બે રંગની પ્રજાઓનું દર્શન થાય છે. એક આર્યવર્ણ અને બીજો દાસવર્ણ. એ બે વર્ણ વચ્ચે સતત વિગ્રહો ચાલ્યા

કરતા અને આર્ય ઋષિઓ વિરોધી પ્રજાનું વર્ણન કર્યે જતા–વેરભાવે.

દસ્યુઓ અવિશ્વસનીય, મૂર્ખ, લોભી, અશુદ્ધ ભાષાવાળા, શ્રદ્ધા વિનાના, યજ્ઞ વિનાના, પૂજા વિનાના છે. અગ્નિ એમને દૂર ને દૂર નસાડી મૂકે છે. પોતે પૂર્વમાં છે અને એ દેવવિહોણાઓને પશ્ચિમમાં હાંકી કાઢે છે.[1]

આ દસ્યુઓનો રંગ કાળો હતો, કારણ કે એક મંત્રદ્રષ્ટા કહે છે:

દેવે ઋજિશ્વનની સાથે રહી એ કૃષ્ણગર્ભોને હાંકી કાઢ્યા.[2]
આર્યોના દેવે 'દસ્યુઓને મારી આર્યવર્ણનું રક્ષણ કર્યું.'[3]

આર્યો પોતે ગોરા હતા.

એ શ્વેતદેહી મિત્રોની મદદથી જીત મળતી.[4]

આર્યઋષિઓ આ દસ્યુઓથી ત્રાસતા:

અમારી આસપાસ દસ્યુ છે, જે કર્મકાંડવિહીન, અક્કલ વગરના, અમાનુષી, પરવ્રતોના પાળનારા છે. ઓ અમિત્રોના હન્તા! આ દાસો જે શસ્ત્રો વાપરે છે તેને નિષ્ફળ કર.[5]

બે જાતિ વચ્ચે મુખ્ય વિરોધ એ હતો, કે દાસો આર્યોના દેવોમાં માનતા નહીં.

---

૧. न्यक्रतून् ग्रथिनो मृध्रवाचः पणीँरश्रद्धाँ अवृधाँ अयज्ञान् ।
प्रप्र तान्दस्यूँरग्निर्विवाय पूर्वश्चकारापराँ अयज्यून् ॥
ऋग्वेद, ७–६–३

२ यः कृष्णगर्भा निरहन्नृजिश्वना । ऋग्वेद, १–१०१–१

३ हत्वी दस्यून्प्रार्यं वर्णमावत् । ऋग्वेद, ३—३४–९

४ सनत् क्षेत्रं सखिभिः श्वित्न्येभिः । ऋग्वेद, १–१०१–१

५ अकर्मा दस्युरभि नो अमन्तुरन्यव्रतो अमानुषः ।
त्वं तस्या मित्रहन्वधर्दासस्य दंभय ॥ ऋग्वेद, १०–२२–८

હે ઇન્દ્ર! અમને કંઈ ભૂતપ્રેતોએ એમની યુક્તિથી નસાડ્યા નથી. હે મહાન દેવ! અમારા ખરા દેવ! તું આ વેરીઓના સમૂહને વશ કર. આ લિંગપૂજકોને અમારાં પવિત્ર સ્થાનોની પાસે આવવા ન દે.[૬]

**આ દસ્યુઓ અધમ નહોતા, અસ્પૃશ્ય નહોતા અને નિર્બળ નહોતા.**

ઇન્દ્ર પૂજ્યપંથે સમરમાં જાય છે. પ્રાપ્ત કરવાની સંપૂર્ણ શ્રદ્ધાથી, સ્વર્ગનો પ્રકાશ મેળવવા એ મથે છે, અને લુચ્ચાઇથી સો દરવાજાવાળા ગઢોની સમૃદ્ધિ લૂંટે છે. અણરોધાયેલો તે લિંગપૂજકોને સંહારે છે.[૭]

આજે મોહન-જો-ડેરોનાં ખંડિયેરો સાખ પૂરે છે, કે આ લિંગપૂજકો સુંદર શહેરોમાં સંસ્કૃત જીવન ગાળતા હતા.

શમ્બર એમનો મહાન રાજા હતો. એને પર્વતમાંથી ખેંચી કાઢી, ઇન્દ્રે એનો સંહાર કર્યો અને દિવોદાસને મદદ કરી. પાસે મોટું સૈન્ય હતું અને નવાણું ગઢો હતા. વર્ચિન્ પણ એવો મોટો

---

૬ न यातव इन्द्र जूजुवुर्नो न वंदना शविष्ठ वेद्याभिः ।
स शर्धदर्यो विषुणस्य जन्तोर्मा शिश्नदेवा अपि गुर्ऋतं नः ॥

ऋग्वेद, ७-२१-५

७ स वाजं यातापदुष्पदा यन्त्स्वर्षाता परि षदत्सनिष्यन् ।
अनर्वा यच्छतदुरस्य वेदो घ्नञ्छिश्नदेवा अभि वर्पसा भूत् ॥

ऋग्वेद, १०-९९-३

८ अव गिरेर्दासं शम्बरं हन्प्रावो दिवोदासं चित्राभिरूती ।

ऋग्वेद, ६-२६-५

દસ્યુ રાજા હતો. ઇન્દ્રે એના લાખ સૈનિકોનો વિનાશ કર્યો.[૯] શુષ્ણ પણ એવો જ દસ્યુરાજ હતો.

હે દેવ! તેં એને શૌર્યથી પકડ્યો અને જ્યારે એના ગઢો તેં ભાંગી નાખ્યા, ત્યારે એણે એકઠી કરેલી સમૃદ્ધિ તેં લઈ લીધી.[૧૦]

કેટલાક પાસે ઘણો પૈસો હતો. 'હે ઇન્દ્ર!' એક ઋષિ ગાય છે. 'તેં એ ધનવાન દસ્યુને મારી નાખ્યો.'[૧૧] વેતસુ, તુગ્ર, ચમરી, વરશિખ, સહવસુ, અર્બુદ, નવવસ્ત અને બૃહદ્રથ એવા બીજા દસ્યુ રાજાનો પણ ઉલ્લેખ છે. આર્ય અને દસ્યુ સમાન યોદ્ધાઓ હતા. ઇન્દ્રે એમને આર્ય નામ આપ્યું નહીં,[૧૨] આર્ય અને દસ્યુ એક વેળા એવા સરખા હતા કે ઇન્દ્રને પ્રાર્થવો પડતો: 'જ્યારે વિનાશ આરંભે ત્યારે, હે દેવ, આર્ય અને દસ્યુને ધ્યાનથી જુદા પાડજે.'[૧૩]

આ બે પ્રજા વચ્ચે મુખ્ય ભેદ ધર્મક્રિયાનો હતો. દસ્યુઓ કાફર હતા એટલું જ. ખરા ધર્મચુસ્તો આ ધર્મવિનાનાઓ જોડે લડતા હતા.[૧૪]

---

९ उत दासस्य वर्चिनः सहस्राणि शतावधीः । ऋग्वेद, ४-३०-१५

१० उत शुष्णस्य धृष्णुया प्र मृक्षो अभि वेदनं ।
पुरो यदस्य संपिणक् ॥ ऋग्वेद, ४-३०-१३

११ वधीर्हि दस्युं धनिनं घनेनँ । ऋग्वेद, १-३३-४

१२ न यो रर आर्यं नाम दस्यवे । ऋग्वेद, १०-४९-३

१३ वि जानीह्यार्यान्ये च दस्यवो बर्हिष्मते रंधया शासदव्रतान् ।
ऋग्वेद, १-५१-८

१४ अयज्वानो यज्वभिः स्पर्धमानाः । ऋग्वेद, १-३३-५

આ વિગ્રહ બહુ લાંબા કાળ સુધી ચાલ્યો. ઋષિ ગાય છે :

હે દેવ ! આ બધાથી (મંત્રોથી) જે દુશ્મનોનો સમૂહ અમારી સાથે લડે છે તેને હરાવ. અક્ષત રહીને, વેરીઓના ક્રોધને રોધ. અમારી પ્રાર્થના વડે, અમારા દુશ્મનોને દરેક દિશામાં નસાડી મૂક. દાસોની જાતીઓને આર્યોને તાબે આણ.[15]

બીજા એક ઋષિ કહે છે :

વજ્રથી સજ્જ થઇ પોતાની શક્તિમાં શ્રદ્ધા રાખતો તે ઘૂમ્યો, દાસોના ગઢો તોડી નાખવા. હે વજ્રિન્ ! બરાબર જોઇને તારું શસ્ત્ર દસ્યુ તરફ નાખ. હે ઇન્દ્ર ! આર્યોની શક્તિ અને કીર્તિમાં વૃદ્ધિ કર.[16]

વળી એક ઋષિ કહે છે :

ઇન્દ્ર અવ્રતીઓને વ્રત આચરનારાઓને સોંપી દે છે, અને સશક્ત દ્વારા અશક્તોનો વિનાશ કરે છે.[17]

આખરે આર્યો ફાવે છે.

દેવ દાસવર્ણને નીચે નમાવે છે અને ગુફાઓમાં હાંકી મૂકે છે.[18]

---

१५ आभिः स्पृधो मिथतीररिषण्यन्नमित्रस्य व्यथया मन्युमिन्द्र ।
आभिर्विश्वा अभियुजो विषूचीरार्याय विशोऽव तारीर्दासीः ॥
ऋग्वेद, ६–२५–२

१६ स जातूभर्मा श्रद्दधान ओजः पुरो विभिन्दन्नचरद्विदासीः ।
विद्वान्वज्रिन्दस्यवे हेतिमस्यार्यं सहो वर्धया द्युम्नमिन्द्र ॥
ऋग्वेद, १–१०३–३

१७ अनुव्रताय रन्धयन्नपव्रतानाभूभिरिन्द्रः श्नथयन्नाभुवः ॥
ऋग्वेद, १–५१–९

१८ यो दासं वर्णमधरं गुहाकः । ऋग्वेद, २–१२–४

ઋષિ ગાય છે:

હે અશ્વિનો! તમારા ભેરી નાદથી તમે દસ્યુઓનો વિનાશ કર્યો છે અને દૂર વિસ્તરતી જ્યોતિ આર્યોને આપી દીધી છે.[૧૯]

આમ દાસો હાર્યા, એ જાતિના હજારો પુરુષો કપાઇ મૂઆ, હજારો દાસસ્ત્રીઓએ, રાજાઓએ, ઋષિઓએ અને મઘવનોએ એને ગુલામ તરીકે રાખ્યા. કેટલાય ઋષિઓ દાસોના દાનની આશા રાખી દેવોની પ્રાર્થના કર્યો જતા.

## ૪

રંગ, ધર્મ ને સંસ્કારથી ભિન્ન, એવી બે જાતિઓ વચ્ચેના જીવલેણ વિગ્રહો ઇતિહાસને પાનેપાને જડે છે. પણ આવા વિગ્રહોને પરિણામે જે જાતિ જીતે તેની સામે મુશ્કેલીભર્યો પ્રશ્ન એ ઊભો થાય છે કે હારનાર જાતિનું શું કરવું? એ પ્રશ્નનું નિરાકરણ જીતનારી જાતિ પોતાના સંસ્કાર પ્રમાણે કરે છે. રોમનોએ જ્યારે કાર્થેજના લોકો પર વિજય મેળવ્યો ત્યારે હારેલી જાતિની કતલ કરી નાંખી. એથેન્સના ગ્રીકો જ્યારે વિજય મેળવતા ત્યારે હારેલાને પોતાના ગુલામો બનાવતા. આ વ્યવસ્થા એથેન્સમાં એટલે સુધી પહોંચી કે શહેરનું કામ ગુલામો કરતા અને ગ્રીક શહેરીઓ માત્ર શેઠાઈ કરતા. ત્રીજો પ્રયોગ એવો પણ જોવામાં આવે છે કે જીતનાર જાતિ ધીરે

---

૧૯ अभि दस्युं बकुरेणा धमंतोरु ज्योतिश्चक्रथुरार्याय ।

ऋग्वेद, १–११७–२१

ધીરે પોતાનું વ્યક્તિત્વ ખોઇ હારનાર જાતિમાં ભળી જાય છે.

વૈદિક આર્યોએ આ વિષયમાં નવો અને લાક્ષણિક રસ્તો શોધી કાઢ્યો જણાય છે. સમાજવ્યવસ્થા જે રંગભેદ, જાતિભેદ અને વિધિભેદ પર રચાઈ હતી તે બદલી નાખી, અને સંસ્કારભેદ પર અવલંબેલી વ્યવસ્થા દાખલ કરી. દાસોની અનેક જાતિઓને તેમણે પોતાના સમાજમાં સ્વીકારી; દરેક જાતિને તેના સંસ્કાર પ્રમાણે ચડતું કે ઊતરતું સ્થાન આપ્યું; અને જે સમૂહના સંસ્કાર આર્યત્વની દૃષ્ટિએ શ્રેષ્ઠ હતા તેને સર્વોપરી સ્થાન આપ્યું. આમ જે વર્ણ કે રંગવ્યવસ્થા હતી તે ચાતુર્વર્ણ્યની વ્યવસ્થામાં પલટાઈ ગઈ. આર્ય ને અનાર્યના ભેદને બદલે સંસ્કારભિન્નતાથી દ્વિજ અને શૂદ્ર એવા ભેદ પડ્યા. આ ક્રિયા કેમ થઈ તેનો ઈતિહાસ, દાશરાજ્ઞના વિગ્રહને ઉદ્દેશીને વસિષ્ઠો ને વિશ્વામિત્રોએ રચેલાં સૂક્તો પૂરાં પાડે છે.

દસ્યુઓના કેટલાક રાજાઓ હારી ગયા; કેટલાકે આર્ય રાજાઓ જોડે મૈત્રી કરી. આર્યજાતિઓ માંહ્યોમાંહ્ય લઢી પડી અને દસ્યુ જાતિની મદદ મેળવવા લાગી. એક ઋષિ ગાય છે :

હે ઇન્દ્ર! વિરોધી અમિત્રોની બન્ને જાતિ, આર્ય અને દાસ, તેને તેં મારી કાઢી છે, જેમ બરાબર તાકેલી વીજળીથી તું જંગલો વિનાશે છે તે પ્રમાણે. હે બહાદુર નાયક! યુદ્ધમાં

તેમને તેં ચીરી નાંખ્યા છે.[૨૦]

વળી બીજા ઋષિ ગાય છે:

તે (દેવો) અમારા આર્ય વૈરીઓનો વિનાશ કરે છે. વીરોના ઈશ જેવા તે અમારા દાસ–વૈરીઓનો વિનાશ કરે છે, અને અમારા આર્ય દુશ્મનોને નસાડી મૂકે છે.[૨૧]

વળી એક ગાય છે:

હે દેવ! તેં બધી સમૃદ્ધિ જીતી છે, જમીન પરની અને પર્વત પરની; અને દાસ તેમ જ આર્ય શત્રુઓને જીતી લીધા છે.[૨૨]

દાશરાજ્ઞના વિગ્રહનું મૂલ વસિષ્ઠ અને વિશ્વામિત્ર વચ્ચેનું વેર હતું. તૃત્સુના રાજા દિવોદાસના પુત્ર સુદાસના પ્રેરક વસિષ્ઠ હતા. તેની સામે ભરત જાતિઓમાં શ્રેષ્ઠ એવા વિશ્વામિત્રે દશ રાજાઓનો સંઘ ઊભો કર્યો. એ રાજાઓમાં પાંચ આર્ય જાતિઓ હતીઃ ભરત, અનુસ્, દ્રુહ્યુસ્, તુર્વશસ્ અને યદુ. અને સિમ્યુ, અજસ, સિગ્રુ અને યક્ષુ એવી ચાર દસ્યુઓની જાતિઓ હતી. ભેદ નામનો દસ્યુ રાજા પણ વિશ્વામિત્રની પડખે હતો. આ વિગ્રહ ઘણા કાળ સુધી ચાલ્યો. વસિષ્ઠનું સૈન્ય જીત્યું ખરું, પણ

૨૦ त्वं ताँ इन्द्रोभयाँ अमित्रान्दासा वृत्राण्यार्या च शूर ।
वधीर्वनेव सुधितेभिरत्कैरा पृत्सु दर्षि नृणां नृतम ॥
ऋग्वेद, ६–३३–३

૨૧ हतो वृत्राण्यार्या हतो दासानि सत्पती ।
हतो विश्वा अप द्विषः ॥ ऋग्वेद, ६–६०–६

૨૨ समज्या पर्वत्या वसूनि
दासा वृत्राण्यार्या जिगेथ । ऋग्वेद १०–६९–६

આખરે એ વિગ્રહને પરિણામે ઘણીખરી આર્ય અને અનાર્ય જાતિઓ ભરતજાતિમાં ભળી ગઈ, અને એ જાતિએ આ દેશને ભરતખંડનું નામ આપ્યું. પરુષ્ણીને તીરે થયેલા આ દાશરાજ્ઞ વિગ્રહમાંથી આર્યો અને દાસોની એકતા પ્રગટી, સાથે રેડાયેલા રુધિરની સરિતામાં વર્ણદ્વેષ અદૃષ્ટ થયો અને બે જાતિના સંમિશ્રણથી ભરતખંડની પ્રજા અને સંસ્કાર બન્ને ઉદ્ભવ્યાં.

પાછળના સમયમાં વસિષ્ઠના શિષ્યો અને સંતાનો સંકુચિત દૃષ્ટિનાં, ચુસ્ત બ્રાહ્મણસંપ્રદાયના પ્રતિનિધિ થયાં. વિશ્વામિત્રનાં અનુયાયીઓ અને સંતાનો ઔદાર્ય અને પ્રગતિ, સમાધાન અને સંમિશ્રણની પદ્ધતિના પ્રતિનિધિ બન્યાં. ૨૩

વિશ્વામિત્ર જગતના ઉષ:કાલમાં આદ્ય રાષ્ટ્રસ્રષ્ટા થઇ ગયા. એ દીર્ઘદર્શી મહાત્માને દેખાયું કે આર્યત્વ સંસ્કારમાં છે, રુધિરમાં નથી; અને આર્યત્વને અમર કરવું હોય તો શસ્ત્રે જિતાયેલી પ્રજાને સંસ્કારે અપનાવવી જોઇએ. એમણે આર્યો અને દસ્યુઓની એકાકારતા દશ રાજાઓના સંઘ વડે સ્થાપી. એમના ગાયત્રીમંત્રની મહત્તા પણ એ જ હતી, કે જે એ ઉચ્ચારે તેની ધી સંસ્કારી બને, તે આર્ય બને; પછી વંશે કે વર્ણે તે ગમે તે હોય. ૨૪

---

૨૩. Ragozin, *Vedic India*, *p. 320.*

૨૪. રેગોઝીનની કલ્પના છે, કે દસ્યુઓને આર્યત્વની દીક્ષા દેતી

વિશ્વામિત્રે દસ્યુઓને પોતાના પુત્રો કરી સ્થાપ્યા એ વાત શુનઃશેપની કથામાંથી મળે છે.

વિશ્વામિત્રને એકસોએક પુત્રો હતાઃ પચાસ મધુછંદસૂથી મોટા, અને પચાસ નાના. જે મોટા હતા તેને આ (શુનઃશેપને વિશ્વામિત્રે દત્તક લીધો તે કૃત્ય) યોગ્ય ન લાગ્યું. તેમને એમણે શાપ દીધોઃ

"તમારા પુત્રો સીમાડે જઈ રહેશે." આ લોકો અંધ્ર, પુંડ્ર, શબર, પુલિંદ અને મૃતિબ, મોટી સંખ્યામાં સીમા પર રહે છે. ઘણાખરા દસ્યુઓ વિશ્વામિત્રનાં સંતાનો છે.[૨૫]

સીમાડા માટે શબ્દ 'અન્તમ્' છે. પછીના જમાનામાં સાયણ અજ્ઞાનને વશ થઈ આનો અર્થ चंडालादिरूपान् नीचजातिविशेषान्। કરે છે. અસલમાં આવો અર્થ નથી. તે પરથી એટલો જ સારાંશ નીકળે છે, કે વિશ્વામિત્રે જે દસ્યુઓને આર્ય કર્યા, એમાંના કેટલાક આર્યાવર્તની સીમાની પાર રહેતા હતા; અને આર્યાવર્તના આર્યોથી ઊતરતા સંસ્કારના ગણાતા હતા. અહીંયાં વપરાયેલા 'અન્ત્ય' શબ્દમાં અનાર્યતા કે અસ્પૃશ્યતાનો ધ્વનિ નથી.

---

વખતે ગાયત્રીમંત્ર બોલાતો, અને તે માટે જ વિશ્વામિત્રે એ રચેલો. *Vedic India, p. 318.*

૨૫ अन्तान् वः प्रजा भक्षीष्ट इति । त एते अन्ध्राः पुण्ड्राः शबराः पुलिन्दा मूतिबा इति उदन्त्या बहवो वैश्वामित्रा दस्यूनां भूयिष्ठाः । ઐતરેયબ્રાહ્મણ ૭–૧૪.

આર્યવિધિ ને સંસ્કારથી જે વિમુખ તે શૂદ્ર. જે તેને અનુસરે તે દ્વિજ – આર્ય. આ પાયા પર નવો યુગ રચાયો. દાશરાજ્ઞ સુધી આર્ય અને દાસો વચ્ચે વેરભાવ જણાય છે; આર્યો પોતાના દેવો અને વ્રતોને લીધે ગર્વમાં મસ્ત હતા એમ પણ જણાય છે. પણ દાસો આર્ય થવાને નાલાયક હતા કે અસ્પૃશ્ય હતા એવો કોઇ પણ ઠેકાણે ઉલ્લેખ નથી.

૫

દાશરાજ્ઞ પછી અથવા એને પરિણામે, ઋગ્વેદ-કાલનો અંત આવ્યો અને આર્યોનો સમાજ અને તેમના સંસ્કાર ઘણે અંશે બદલાઇ ગયા. ભરતો અને કુરુપાંચાલો મધ્યદેશમાં આવીને વસ્યા.[૨૬] આર્ય દસ્યુઓનો ભેદ અદષ્ટ થયો, અને આર્ય અને શૂદ્ર એવા બે ભેદ ઊભા થયા. ઋગ્વેદ-સંહિતા પછી ઘણા સમયે રચાયેલાં બ્રાહ્મણો અને સંહિતાઓમાં શૂદ્ર અને આર્ય એકબીજાનાં અંગ મનાવા લાગ્યા.

સહસ્રાક્ષદેવ આ વનસ્પતિ મારા જમણા હાથમાં મૂકશે, જેનાથી હું દરેકને જોઇ શકીશ–શૂદ્રને તેમ જ આર્યને.[૨૭]

સમસ્ત જનતના બે ભાગઃ શૂદ્ર અને આર્ય. તે બંને રાત ને દિવસની માફક પરસ્પર સંબંધી

૨૬. ઐતરેય બ્રાહ્મણ, ૮–૧૪.

૨૭. तां मे सहस्राक्षो देवो दक्षिणे हस्त आदधत ।
तयाहं सर्वं पश्यामि यश्च शूद्र उतार्यः ॥ अथर्ववेद, ४–२०–४
तेनाहं सर्वं पश्यामि उत शूद्रमुतार्यम् । अथर्ववेद, ४–२०–८

બનાયા.[૨૮]

શૂદ્રોને પણ પ્રિય થવું એ આર્ય ઋષિઓને ગમતું:

હે દર્ભ! મને બ્રાહ્મણને અને રાજન્યને પ્રિય બનાવ. મને શૂદ્રને અને આર્યને પણ પ્રિય બનાવ. દરેક મનુષ્ય જે અમને ચાહે તેને પ્રિય બનાવ. દરેક મનુષ્ય જેને જોવાને આંખ હોય તેને હું પ્રિય થાઉં એવું કર.[૨૯]

શૂદ્ર કે આર્ય બેમાંથી એકની સામે પણ પાપ કર્યું હોય તો વૈદિક ઋષિ તેની શુદ્ધિ ઇચ્છે છે.[૩૦]

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રો—ચારેની કીર્તિ તે ગાય છે.[૩૧] અને ચારેને આશીર્વાદ દે છે.[૩૨]

---

૨૮. नवदशभिरस्तुवत, शूद्रार्यावसृज्येताम् ,
अहोरात्र अधिपत्नी आस्ताम् । વાજસનેયીસંહિતા, ૧૪–૩૦

૨૯. प्रियं मा दर्भ कृणु ब्रह्मराजन्याभ्यां शूद्राय चार्याय च ।
यस्मै च कामयामहे सर्वस्मै च विपश्यते ॥ અથર્વવેદ, ૧૯–૩૨–૮
प्रियं मा कृणु देवेषु प्रियं राजसु मा कृणु ।
प्रियं सर्वस्य पश्यत उत शूद्र उतार्ये ॥ અથર્વવેદ, ૧૯–૬૨–૧

૩૦. यद् ग्रामे, यदरण्ये, यत्सभायां, यदिन्द्रिये, यच्छूद्रे, यदर्ये,
यदेनश्चकृमा वयं, यदेकस्याधि धर्मणि तस्यावयजनमसि ।
વાજસનેયી સંહિતા, ૨૦–૧૭, કાઠકસંહિતા, ૩૮–૫ અને તૈત્તિરીય સંહિતા, ૧–૮–૩–૧.

૩૧. रुचं नो धेहि ब्राह्मणेषु रुचं राजसु नस्कृधि ।
रुचं विश्येषु शूद्रेषु मयि धेहि रुचा रुचम् ॥
વા. સં. ૧૮–૪૮, તૈ. સં. ૫–૭–૬–૪, કા. સં. ૪૯–૧૩
અને મૈત્રાયણીસંહિતા, ૩–૪–૮

૩૨. यथेमां वाचं कल्याणीमावदानि जनेभ्यः । ब्रह्मराजन्याभ्यां
शूद्राय चार्याय च स्वाय चारणाय ॥ વા. સં. ૨૬–૨.

દાશરાજ્ઞ પછી થોડે સમયે ચાતુર્વર્ણ્યની કલ્પના અસ્તિત્વમાં આવી, તેનો પહેલો ઉલ્લેખ પુરુષસૂક્તમાં મળે છે.

બ્રાહ્મણ તેના (વિરાટ પુરુષના) મોઢામાં હતો, રાજન્ય એના બે હાથ બન્યા, વૈશ્ય એની જાંઘ છે, શૂદ્રો એના પગમાંથી જન્મ્યા.[૩૩]

ઉપરના ઉતારા પરથી સ્પષ્ટ થશે કે પહેલાં બે વિરોધી પ્રજા હતીઃ આર્ય અને દાસ. પછી દાસોને નવી સમાજવ્યવસ્થામાં સ્વીકારવામાં આવ્યા, અને એ દાસોમાં જે આર્યસંસ્કાર ન ઝીલી શક્યા તેમને શૂદ્રો લેખવામાં આવ્યા. રંગભેદ અને જાતિભેદ વિસરાઈ ગયો, અને નવી વર્ણવ્યવસ્થા અસ્તિત્વમાં આવી.

૬

હવે આર્યો અને શૂદ્રો વચ્ચેનો સામાજિક વ્યવહાર કયા પ્રકારનો હતો તે તપાસીએ. શૂદ્ર એ ખરું જોતાં દાસોની એક જાતિનું નામ હતું, એમ ઘણા વિદ્વાનો માને છે. અને ધીમે ધીમે આખો દાસસમૂહ જેણે આર્યોની વિધિ નહોતી સ્વીકારી, તે શૂદ્ર કહેવાતા થયા. શૂદ્રસમૂહ સેવા કરતો, જેમ

૩૩. ब्राह्मणोऽस्य मुखमासीद् बाहू राजन्यः कृतः ।
ऊरू तदस्य यद् वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥
ऋग्वेद, १०–९०–१२

મધ્યકાલીન યુરોપમાં 'Serfs' કરતા તેમ. પણ હમેશને માટે તે અધમ કે અસ્પૃશ્ય ન હતા.

શૂદ્રો પૈસાવાળા હતા. ધનવાન શૂદ્રની ગાયોના ટોળામાંથી યજ્ઞને માટે હૃષ્ટપુષ્ટ વાછરડો લેવાનું લખ્યું છે.[૩૪] કેટલાક રાજાઓ એવા પણ હતા કે શૂદ્રોને પ્રધાન બનાવતા અને યજ્ઞ વખતે તેમને પણ સાથે રાખતા. શતપથબ્રાહ્મણના કર્તાને આ વસ્તુ અયોગ્ય લાગી હતી એ વાત ખરી, પણ શૂદ્ર પ્રધાન થતો અને યજ્ઞમાં ભાગ લેતો એ વાત ચોક્કસ. શતપથબ્રાહ્મણકાર કહે છે:

એક વખત સ્વર્ભાનુ અસુરે સૂર્યને અંધારો કરી મૂકયો. અંધારો થવાથી તે પ્રકાશી ન શકયો. સોમે અને રુદ્રે એનો અંધકાર નિવાર્યો અને પાપથી છૂટો થઈ તે આજે તપે છે. તે જ પ્રમાણે જે રાજા યજ્ઞને માટે નાલાયક એવાને યજ્ઞનો સ્પર્શ કરાવે છે, તે અંધકારમાં પ્રવેશે છે. શૂદ્ર અને બીજા જે યજ્ઞને માટે નાલાયક છે તેને તે યજ્ઞમાં બેસાડે છે, તેનો અંધકાર સોમ અને રુદ્ર કાઢી નાખે છે. પાપથી છૂટો થઇ તે દીક્ષા પામે છે.[૩૫]

---

૩૪ यो वै वैश्यः शूद्रो वा बहुपुष्टः स्यात्
तस्य गवाँ साण्डँ वत्सतरं अपनयेत ।
मैत्रायणीसंहिता ४–२–७

૩૫. स्वर्भानुर्ह वाऽसुरः । सूर्यं तमसा विव्याध । स तमसा विद्धो न व्यरोचत तस्य सोमरुद्रावेवैतत्तमोऽपहतां स एषोऽपहतपाप्मा तपति तथोएवैष एतत्तमः प्रविशत्येतं वा तमः प्रविशति यदयज्ञियान् यज्ञेन प्रसजति, अयज्ञियान् वाऽएतद् यज्ञेन प्रसजति शूद्रांस्त्वद् यांस्त्वद् तस्य

**ત્રણે દ્વિજ વર્ણ અને શૂદ્રો વચ્ચે સ્ત્રીપુરુષનો સંબંધ, કાયદેસર અને ગેરકાયદેસર પુષ્કળ ચાલતો હતો.**

ઉશિજ નામની દાસી અંગરાજાના ઘરમાં કામ કરતી હતી. પુત્રપ્રાપ્તિની ઇચ્છાથી રાજાએ તેને મહાતપ (દીર્ઘતમસ) પાસે મોકલી આપી. તે મહાન ઋષિ તેને ભક્તિભરી જોઇને પાણીમાંથી બહાર આવ્યા, અને તેના વડે કક્ષિવત્ અને બીજા ઋષિઓ પ્રાપ્ત કર્યા.[૩૬]

**કવષ ઐલૂષની કથા પણ આ સંબંધ પર પ્રકાશ પાડે છે.**

ઋષિઓએ સરસ્વતીને તીરે એક સત્ર કર્યો. સોમમાંથી તેમણે કવષ ઐલૂષને કાઢી મૂક્યો. 'આ તો દાસીનો પુત્ર છે, ચોર છે, અબ્રાહ્મણ છે; એને આપણી વચ્ચે દીક્ષા કેમ અપાય ?'

---

सोमरुद्रावेवैतत्तमोऽपहतः सोऽपहतपाप्मैव दीक्षते ।

શતપથબ્રાહ્મણ, ૫-૩-૨-૨

सेनान्यादीनां अयज्ञियत्वं प्रसिद्धं इत्याह–अयज्ञियान् वा इति । तामेव प्रसिद्धिं दर्शयति शूद्रानिति । त्वदित्येकपर्यायः । एकदा शूद्रान् सेनान्यादीन् त्वद् एकदा यान् कांश्च गोविकर्त्तादीन् हीनजातीनपि यज्ञे प्रसजति । तेन अयज्ञियसम्बन्धेन तमः प्रविशति–इति अतः तस्य यष्टुः राजन्यस्य तथाविधं तमः सोमरुद्रौ एव एतद् एतेन चरुणा प्रीणीतौ अपहतः विनाशयतः । —સાયણભાષ્ય.

૩૬ अङ्गराजगृहे युक्तां उशिजं पुत्रकाम्यया ।
राज्ञा च प्रहितां दासीं भक्तां मत्वा महातपाः ।
जनयामास चोत्थाय कक्षीवत्प्रमुखानृषीन् ॥

બૃહદ્દેવતા, ૪-૨૪-૨૫

એમણે એને રણમાં કાઢી મૂક્યો ને કહ્યુંઃ 'ત્યાં ભલે તૃષા એને મારી નાખે. એને સરસ્વતીનું જલ પીવા ન દેવું.' તૃષાથી પીડિત એણે "અપોનપ્ત્રીય" મંત્રનાં દર્શન કર્યાં. 'બ્રાહ્મણ માટે દેવો દોડતા આવ્યા.' તેમને પ્રતાપે તે જલનાં પ્રિય આવાસમાં ગયો; એને માટે પાણી ઊછળીને આવ્યાં. એની આસપાસ સરસ્વતી દોડીને આવી. તેથી અહીંયાં એ પરિસારક કહેવાઈ, કારણ કે સરસ્વતી એની આસપાસ ફરી વળી. અને ઋષિઓએ કહ્યુંઃ "દેવોએ એને ઓળખ્યો છે, એને પાછો બોલાવીએ, ભલે." અને તેમણે એને પાછો બોલાવ્યો, એને બોલાવીને તેમણે 'અપોનપ્ત્રીય' કર્યો.[૩૭]

---

૩૭. ऋषयो वै सरस्वत्यां सत्रमासत ते वै कवषमैलूषं सोमाद् अनयन् दास्याः पुत्रः कितवोऽब्राह्मणः कथं नो मध्येऽदीक्षिष्टेति तं बहिर्धन्वोदवहन्नत्रैनं पिपासा हन्तु सरस्वत्या उदकं मा पादिति स बहिर्धन्वोदूळ्हः पिपासया वित्त एतदपोनप्त्रीयमपश्यत् प्र देवत्रा ब्राह्मणे गातु रेत्विति तेनापां प्रियं धामोपागच्छत् तमापोऽनूदायंस्तं सरस्वती समन्तं पर्यधावत् । तस्माद्धाप्येतर्हि परिसारकमित्याचक्षते यदेनं सरस्वती समन्तं परिससार । ते वा ऋषयोऽब्रुवन् विदुर्वा इमं देवा उपेमं ह्वयामहा इति तथेति तमुपाह्वयन्त तमुपाहूयैतद् अपोनप्त्रीयमकुर्वत प्र देवत्रा ब्रह्मणे गातुरेत्विति तेनापां प्रियं धामोपागच्छन्नुप देवानाम् । ऐतरेयब्राह्मण, ८–१

माध्यमाः सरस्वत्यां सत्रमासत । तद्धापि कवषो मध्ये निषसाद । तं हेम उदोदुर्दास्या वै त्वं पुत्रोऽसि न वयं त्वया सह भक्षयिष्याम इति । स ह क्रुद्धः प्रद्रवन् सरस्वतीमेतेन सूक्तेन तुष्टाव । तं हेयमन्वेयाय । ततउ हेमे निरागा इव मेनिरे । तं हान्वावृत्योचुर्ऋषे नमस्तेऽस्तु मा नो हिंसीः त्वं वै नः श्रेष्ठोऽसि यं त्वेयमन्वेति इति । तं ह ज्ञपयांचक्रुस्तस्य ह क्रोधं विनिन्युः । स एष कवषस्यैष महिमा सूक्तस्य चानुवेदिता । कौषीतकीब्राह्मण, १२–३

**તે જ પ્રમાણે પંચવિંશબ્રાહ્મણ અને જૈમિનીય-બ્રાહ્મણમાં વત્સઋષિની કથા છે.**

વત્સ અને મેધાતિથિ બન્ને કણ્વના પુત્રો હતા. મેધાતિથિએ વત્સને કહ્યું: "તું અબ્રાહ્મણ છે. તું શૂદ્ર માતાનો પુત્ર છે." તેણે કહ્યું: "ચાલ, આપણે અગ્નિમાં થઇને જઇએ, અને નક્કી કરીએ કે આપણા બેમાંથી ઉત્તમ બ્રાહ્મણ કોણ છે." વાત્સસામન્ મંત્ર ભણી, વત્સ અગ્નિમાં થઇને ચાલી ગયો. મેધાતિથિસામન્ મંત્ર વડે મેધાતિથિ ચાલી ગયો. વત્સનો એક વાળ પણ અગ્નિમાં બળ્યો નહિ. એ એની તે વખતની ઇચ્છા હતી. વાત્સ એ ઇચ્છા પરિપૂર્ણ કરે એવો સામન્ છે. એના વડે એ પોતાની ઇચ્છાની સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે.[૩૮]

**સત્યકામ જાબાલની કથા તો ઘણી જાણીતી છે.**

તેણે હારિદ્રુમત્ ગૌતમ પાસે જઇને કહ્યું: "મારી ઇચ્છા તમારી પાસે શિષ્ય થઈ બ્રહ્મવિદ્યા શીખવાની છે. મને તમારી પાસે આવવા દો." અને તેમણે કહ્યું: "હે પ્રિય વત્સ, તું કયા ગોત્રનો છે?" તેણે ઉત્તર આપ્યો: "ભગવન્! હું કયા ગોત્રનો છું એ હું જાણતો નથી. મેં મારી માને પૂછ્યું, ત્યારે તેણે જવાબ આપ્યો કે હું મારી જુવાનીમાં ઘણું ભટકી હતી, ઘણાઓને ખુશ કરતી, અને તને મેં જન્મ આપ્યો. મને ખબર નથી કે તારું ગોત્ર કયું છે. પણ મારું નામ જબાલા છે, અને તારું સત્યકામ છે. તેથી, હે ભગવન્! હું સત્યકામ જાબાલ છું." તેણે (ઋષિએ) કહ્યું: "અબ્રાહ્મણ હોય તો આવું કહે નહીં. મારા વત્સ! તું સમિધ લાવ. હું તને યજ્ઞોપવીત પહેરાવીશ. તેં સત્યને છોડયું નથી."[૩૯]

---

૩૮. પંચવિંશબ્રાહ્મણ ૧૪–૬. જૈમિનીયબ્રાહ્મણ ૩,૨૩૪–૨૩૫.

૩૯. स (सत्यकामो जाबालः) ह हारिद्रुमतं गौतममेत्योवाच ब्रह्मचर्यं भगवति वत्स्याम्युपेयां भगवन्तमिति । तँ होवाच किंगोत्रो नु

વળી ઐતરેય આરણ્યક અને ઉપનિષદનો કર્તા મહીદાસ ઐતરેય. ઇતરા નામની શૂદ્રા માતાનો પુત્ર હતો, એમ સાયણ નોંધે છે.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે મોટામોટા વિખ્યાત ઋષિઓ શૂદ્રાઓ જોડે પરણતા, અને તેમના પુત્રો ઋષિપદ પામતા.

મહામુનિ વસિષ્ઠ ગણિકાના પુત્ર હતા. તપથી તે બ્રાહ્મણ થયા; સંસ્કાર તેનું કારણ હતું. માછીથી વ્યાસ થયા. અંત્યજથી પરાશર થયા. એમ ઘણા અદ્વિજો વિપ્રત્વને પામ્યા છે.[૪૦]

એ ઉપરાંત લગ્નનો પણ સ્પષ્ટ ઉલ્લેખ છે.

લોકો ગાયોમાં, ઘોડામાં, હાથીઓમાં, સુવર્ણમાં, દાસ-જાતિની ભાર્યાઓમાં, ખેતરોમાં અને ઘરોમાં મહિમા જુએ છે.[૪૧]

આર્ય ને શૂદ્રાઓનો ગેરકાયદેસર સંબંધ પણ સામાન્ય હતો.

---

सौम्यासीति स होवाच नाहमेतद् वेद भो यद्गोत्रोऽहमस्म्यपृच्छं मातरँ सा मा प्रत्यब्रवीद् बह्वहं चरन्ती परिचारिणी यौवने त्वामालेभे साहमेतन्न वेद यद्गोत्रः त्वमसि जाबाला तु नामाहमस्मि सत्यकामो नाम त्वमसि सोऽहँ सत्यकामो जाबालोऽस्मि भो इति । तँ होवाच नैतदब्राह्मणो विवक्तुमर्हति समिधँ सोम्याहरोप त्वा नेष्ये न सत्या-दगा इति । —છાંદોગ્ય-ઉપનિષદ, ૪-૪.

૪૦. गणिकागर्भसंभूतो वसिष्ठश्च महामुनिः ।
तपसा ब्राह्मणो जातः संस्कारास्तत्र कारणम् ॥
जातौ–व्यासस्तु कैवर्त्याः श्वपाक्यास्तु पराशरः ।
बहवोऽन्येऽपि विप्रत्वं प्राप्ता ये पूर्वमद्विजाः ॥

૪૧. गोअश्वमिह महिमेत्याचक्षते हस्तिहिरण्यं दासभार्यं क्षेत्राण्याय-तनानीति । —છાંદોગ્ય-ઉપનિષદ, ૭-૨૪-૨

હે તાપ! તું મૂજવનોમાં ચાલી જા. નહીં તો તેનાથી દૂર બલ્હિકોમાં; ત્યાં જઈ સ્વચ્છંદી શૂદ્રા છોકરીને શોધ અને તેને થરથર કંપાવ.[૪૨]

**ઋષિજી ખરેખર શૂદ્રા છોકરીથી થાકયા લાગે છે!**

હે તાપ, સર્પ, હે અંગ વગરના, બોલી નાખ. અમારાથી દૂર જઈને રહે. તે નફ્ટ દાસીને શોધી કાઢ અને તારા વજ્રથી તેનો વિનાશ કર.[૪૩]

**વળી બીજી સંહિતામાં ઋષિ કહે છે:**

જ્યારે પશુ યવ ખાય છે, ત્યારે ખેડુત ખુશી નથી થતો કે પશુ પુષ્ટ થાય છે. તેમ જ જ્યારે શૂદ્રાઓ આર્યો જોડે આડો સંબંધ રાખે છે ત્યારે શૂદ્રો ખુશ નથી થતા કે એમની આખી જાતિ પોષાય છે અને તે ઘણા ધનવાન પણ થાય છે.[૪૪]

૭

**બ્રાહ્મણત્વ જન્મથી નહોતું મળતું, અને શૂદ્રોને પણ વિધિપુરઃસર આર્ય કરવામાં આવતા.**

**વાક્‌ – વાણીની દેવી સરસ્વતી–ના મુખમાં આ શબ્દો મૂકવામાં આવ્યા છેઃ**

---

૪૨. तक्मन् मूजवतो गच्छ बल्हिकान् वा परस्तराम् ।
शूद्रामिच्छ प्रफर्व्यं १ तां तक्मन् वीव धूनुहि ॥
—અથર્વવેદ, ૫–૨૨–૭

૪૩. तक्मन् व्याल विगद व्यंग भूरि यावय ।
दासीं निष्टक्वरीमिच्छतां वज्रेण समर्पय ॥ अथर्ववेद, ५–२२–६

૪૪. यद्धरिणो यवमत्ति न पुष्टं पशु मन्यते ।
शूद्रा यादर्यजारा न पोषाय धनायति ॥
વાજસનેયીસંહિતા, ૨૩–૩૦

હું શબ્દ ઉચ્ચારું છું. જે શબ્દ દેવ અને મનુષ્યને રુચશે; જે માણસને હું ચાહું છું તેને હું મહાન કરું છું; તેને હું બુદ્ધિશાળી, ઋષિ અને બ્રાહ્મણ કરું છું.[૪૫]

દાસો આર્યોની વિધિ સ્વીકારવાથી આર્ય બની જતા.

હે ઇન્દ્ર! અમને સમૃદ્ધિ આપ. મહાન, નિશ્ચલ અને હિંસાથી અસ્પૃષ્ટ એવી સંપત્તિ દે, જેથી અમે દુશ્મનોને વશ કરીએ. એના વડે તું કર્મહીણા દાસોને કર્મયુક્ત બનાવે છે. વેરીઓને સમરમાં નરમ કરી દે છે.[૪૬]

એ વિધિ પંચવિંશબ્રાહ્મણમાં આપી છે, અને એ વ્રાત્યસ્તોમના નામથી જાણીતી છે. પ્રથમ વ્રાત્યસ્તોમ આર્યોમાંથી જે પતિત થયા હોય તેને આર્યત્વ અપાવે છે. બીજો વ્રાત્યસ્તોમ પતિતો અને અનાર્યોને

---

૪૫. अहमेव स्वयमिदं वदामि जुष्टं देवेभिरुत मानुषेभिः ।
यं कामये तं तमुग्रं करोमि तं ब्रह्माणं तमृषिं तं सुमेधाम् ।
—ઋગ્વેદ, ૧૦-૧૨૫-૫.

૪૬. आ संयतमिन्द्र णः स्वस्तिं शत्रुतूर्याय बृहतीममृध्राम् ।
यया दासान्यार्याणि वृत्रा करो वज्रिन्त्सुतुका नाहुषाणि ॥
—ઋગ્વેદ, ૬-૨૨-૧૦.

हे इन्द्र शत्रुतूर्याय शत्रूणां तारणाय बृहतीं महतीं अमृध्रां अहिंसितां संयतं संयतीं संगच्छमानां स्वस्तिं क्षेमलक्षणां संपदं हे इन्द्र नोऽस्मभ्यमाभर। वज्रिन् वज्रवन्निन्द्र यया स्वस्त्या, दासानि कर्महीनानि मनुष्यजातानि आर्याणि कर्मयुक्तानि करः अकरोः। नाहुषाणि मनुष्यसंबंधीनि। नहुषा इति मनुष्यनाम एतत्। वृत्रा वृत्राणि शत्रून् सुतुका सुतुकानि शोभनहिंसोपेतानि अकरोः।

સાયણભાષ્ય

શુદ્ધ કરે છે.[૪૭]

કેટલાકો એમ કહે છે કે 'પંચજનાઃ' એ શબ્દમાં ચાર વર્ણ અને પાંચમા અસ્પૃશ્યો આવી જાય છે. આ માન્યતા અજ્ઞાનતા ઉપર રચાયેલી છે. ઋગ્વેદમાં તો અનુસ્, દ્રહ્યુસ્, યદુ, તુર્વશસ્ અને પુરુ એવી પાંચ જાતિઓને 'પંચજનાઃ' કહી છે.[૪૮] એ પાંચ જાતિ તો આર્યોની છે. એ પાંચમાંની યદુ અને તુર્વસુ જાતિ તો એક વેળા એવી વિધિભ્રષ્ટ થઈ ગયેલી કે તેમને દાસો કહ્યા છે.[૪૯]

દાશરાજ્ઞ પછી આર્યજાતિઓ અને દાસજાતિઓનું મિશ્રણ થયું એટલે આ વાત ભુલાઇ ગઈ, અને ઐતરેય બ્રાહ્મણ કહે છે.[૫૦] કે 'પંચજનાઃ' એટલે દેવ, માણસ, ગંધર્વ ને અપ્સરા, સર્પ અને પિતૃઓ. પછી ચાતુર્વર્ણ્ય વ્યવસ્થિત બન્યું. ઔપમન્યવ પ્રમાણે પંચજનાઃ એટલે ચાર વર્ણ અને પાંચમો નિષાદ.[૫૧] સાયણ પણ એ જ અભિપ્રાય દર્શાવે છે. યાસ્ક પોતે તો ગંધર્વ, પિતૃ, દેવ, અસુર અને રાક્ષસ એમ પંચજનાઃ કહે છે. એટલે પાછળથી પંચજનાઃનો અર્થ ટીકાકારોએ નજરમાં આવે તે કરવા માંડ્યો.

---

૪૭. Caland, Panchavimsa Brahmana, Ch. XVII, p. 454, 458.

૪૮. Keith, *Vedic Index Vol. 1, p. 467.*

૪૯. उत दासा परिवेषे स्मद्दिष्टी गोपरीणसा ।
यदुस्तुर्वश्च मामहे । ऋग्वेद, १०–६२–१०

૫૦. ઐતરેય બ્રાહ્મણ, ૩–૩૧

૫૧. નિરુક્ત, ૩–૮

ઓપમન્યવ અને સાયણની ટીકા ખરી હોય તો પણ એમાંથી નિષાદો અસ્પૃશ્ય હતા એમ પુરવાર થતું નથી. વિશ્વજિત્ યજ્ઞ કરનાર બ્રાહ્મણે નિષાદના ઘરમાં થોડો વખત રહેવું એવી એક વિધિ છે.[૫૨] એટલે નિષાદો અસ્પૃશ્ય હોઈ શકે નહીં.

અત્રિ, યમ વગેરે સ્મૃતિઓ કૈવર્તને અંત્યજ લેખે છે. એ જ કૈવર્ત વિશે વૈદિક ઋષિ કહે છે:

આ માછીઓ, રથકાર, લુહાર અને બુદ્ધિવાનો—આ બધા લોકો, હે પર્ણ, તું મારી સાથે રાખ અને તેમને મારી આસપાસ ઊભા રહેવાનું કહે.[૫૩]

વળી સંહિતાકાર કહે છે કેઃ

સુથાર, રથકાર, કુંભાર, લુહાર, પુંજિષ્ઠ, નિષાદ, શ્વનિન્, શિકારી, શ્વાન અને શ્વપતિ—તમને બધાને હું નમસ્કાર કરું છું.[૫૪]

આખા વૈદિક સાહિત્યમાં જમવાનો કે સ્પર્શવાનો બાધ કોઈ પણ જાતિ વિષે હોય એમ જણાતું નથી. એક જ વખત જમવાનો પ્રશ્ન આવે છે.

---

૫૨ કૌષીતકી બ્રાહ્મણ, ૨૫–૧૫

૫૩ ये धीवानो रथकाराः कर्मारा ये मनीषिणः ।
उपस्तीन् पर्ण मह्यं त्वं सर्वान् कृण्वभितो जनान् ॥
अथर्ववेद, ३–५–६

૫૪ नमस्तक्षभ्यो, रथकारेभ्यश्च वो नमः, नमः कुलालेभ्यः, कर्मारेभ्यश्च वो नमः, नमः पुञ्जिष्ठेभ्यो, निषादेभ्यश्च वो नमः, नमः श्वनिभ्यो, मृगयुभ्यश्च वो नमः, नमः श्वभ्य; श्वपतिभ्यश्च वो नमः ।
મૈત્રાયણીસંહિતા, ૧૭–૧૨–૧૩ વગેરે

વેદવિદ્યા નહીં જાણનારા જોડે વાદવિવાદ ન કરવો, જમવું નહીં અને ગમ્મત કરવી નહીં.[૫૫]

આ વ્યાખ્યા આજે જો લાગુ પાડીએ તો આપણામાંથી કેટલા વેદવિદ્યા જાણનારા જોડે વાત કરવાનો, જમવાનો કે ગમ્મત કરવાનો અધિકાર મેળવી શકીએ ?

૮

પાછળથી થયેલી સ્મૃતિઓમાં ચાંડાલને સૌથી પતિત ગણવામાં આવ્યા છે. ઋગ્વેદના સમયમાં અથવા મંત્રોમાં ચાંડાલનું નામ કે નિશાન નથી. ચાંડાલનો પહેલો ઉલ્લેખ વાજસનેયીસંહિતામાં છે. પુરુષમેધના વર્ણનમાં જુદીજુદી જાતના માણસોનો બલિ આપવાનો હોય ત્યારે કયા દેવને કઈ જાતિનો બલિ આપવો એ દર્શાવ્યું છે.

બ્રહ્મને બ્રાહ્મણનો બલિ આપવો, ક્ષત્રને રાજન્યનો બલિ આપવો, મરુત્‌ને વૈશ્યનો બલિ આપવો, તપસને શૂદ્રનો બલિ આપવો, નૃત્તને સૂતનો બલિ આપવો, ગીતને શૈલૂષ–નટનો બલિ આપવો, ધર્મને સભાચર–સભાઓમાં જનારાંઓનો બલિ આપવો, નર્મને રેભનો–બહુ વાચાળ હોય તેનો બલિ આપવો. આમ લાંબી યાદીમાં આપ્યું છે કે અગ્નિને જાડા માણસનો બલિ આપવો...અને વાયુને ચાંડાલનો બલિ આપવો અને દ્યુને બોડકા માથાવાળાનો બલિ આપવો.[૫૬]

---

૫૫. नेदंविद् अनिदंविदा समुद्दिशेन्न सह भुञ्जीत न सधमादी स्यात् । ऐतरेय आरण्यक ५–३–३

૫૬. ब्रह्मणे ब्राह्मणं, क्षत्राय राजन्यं, मरुद्भ्यो वैश्यं, तपसे शूद्रं,

આ યાદી પરથી એમ જરાય સિદ્ધ થતું નથી કે ચાંડાલ જાતિ અસ્પૃશ્ય હતી. જો એ યાદી કાંઈ પણ બતાવતી હોય તો એ કે અગિયારમા યૂપ પર જાડા અને બોડકા માણસો સાથે ચાંડાલને બાંધવામાં આવતો કે જેથી યજ્ઞની ક્રિયા સફળ થાય.

આ પછી બીજો ઉલ્લેખ બહદારણ્યકમાં છેઃ

જેણે પરમ આનંદ પ્રાપ્ત કર્યો હોય તે, પિતા ને અપિતા... વેદ અને અવેદ...ચાંડાલ ને અચાંડાલ, પૌલ્કસ અને અપૌલ્કસ વચ્ચે ભેદ જોતો નથી.[૫૭]

---

तमसे तस्करं, नारकाय वीरहणं, पाप्मने क्लीबं, आक्रयाऽअयोगुं, कामाय पुंश्चलूं, अतिक्रुष्टाय मागधम् ।

વાજસનેયીસંહિતા, ૩૦–૫

नृत्ताय सूतं, गीताय शैलूषं, धर्माय सभाचरं, नरिष्ठायै भीमलं, नर्माय रेभं, हसाय कारिं, आनन्दाय स्त्रीषखं, प्रमदे कुमारीपुत्रं, मेधायै रथकारं धैर्याय तक्षाणम् ।

વા. સં., ૩૦–૬

सरोभ्यो धैवरं, उपस्थावराभ्यो दाशं, वैशन्ताभ्यो बैन्दं, नड्वलाभ्यः शौष्कल, पाराय मार्गारं, अवाराय कैवर्तं, तीर्थेभ्य आन्दं, विषयेभ्यो मैनालं, स्वनेभ्यः पर्णकं, गुहाभ्यः किरातं, सानुभ्यो जम्भकं, पर्वतेभ्यः किंपुरुषम् ।

વા. સં., ૩૦–૧૬

अग्नये पीवानं, पृथिव्यै पीठसर्पिणम्, वायवे चाण्डालं, अन्तरिक्षाय वंशनर्तिनं, दिवे खलतिं, सूर्याय हर्यक्षम्, नक्षत्रेभ्यः किर्मिरं, चन्द्रमसे किलासं, अह्ने शुक्लं पिंगाक्षं, रात्र्यै कृष्णं पिंगाक्षम् ।

વા. સં., ૩૦–૩૧ અને તૈતિરીય બ્રાહ્મણ, ૩–૪–૧૭–૧

૫૭. अत्र पिता अपिता भवति, माता अमाता, लोका अलोका,

પણ જેમ જેમ બ્રાહ્મણકાલ લુપ્ત થઈ સૂત્રકાલ આવવા માંડ્યો, તેમ તેમ ધાર્મિક વૃત્તિ સંકુચિત થતી ગઈ અને શૂદ્રોને ધર્મક્રિયામાંથી દૂર રાખવાના પ્રયત્ન થવા લાગ્યા. અગ્નિહોત્રને માટે જે દૂધ જોઈએ તે શૂદ્ર પાસે ન દોવડાવવું.[૫૮] જે માણસ દીક્ષિત થયો હોય તેણે તેટલો વખત શૂદ્ર જોડે બોલવું નહીં.[૫૯] યજ્ઞને માટે જોઈતી સ્થાલી આર્યે જ તૈયાર કરવી.[૬૦] શૂદ્રને સોમ ન પીવા દેવો.[૬૧] પ્રવર્ગ્ય નામની વિધિ વખતે વિધિ કરનારે શૂદ્રને સ્પર્શવો નહીં.[૬૨] બ્રાહ્મણકાલના અંતમાં રચાયેલા આ વૈદિક સાહિત્યમાં શૂદ્રને અસાધારણ મહત્તાની ધાર્મિક ક્રિયામાંથી દૂર રાખવાના પ્રયત્નો શૂદ્રોને દૂર રાખવાની પ્રથાનો કંઈક સંચાર આપણા શાસ્ત્રોમાં આ પ્રમાણે થયો.

આ સંકુચિત ધાર્મિક વૃત્તિનો પ્રત્યાઘાત પણ

---

वेदा अवेदा, अत्र स्तेनोऽस्तेनो भवति, भ्रूणहाऽभ्रूणहा, चाण्डालोऽचाण्डालः पौल्कसोऽपौल्कसः, श्रमणोऽश्रमणः, तापसोऽतापसः, अनन्वागतं पुण्येन, अनन्वागतं पापेन, तीर्णो हि तदा सर्वाञ् छोकान् हृदयस्य भवति । બૃહદારણ્યક ઉપનિષદ્, ૪–૩–૨૨

૫૮. કાઠક સંહિતા, ૩૧–૨; મૈત્રાયણી સંહિતા, ૪–૧–૩

૫૯. કાઠક સંહિતા, ૩–૧, ૧, ૧૦

૬૦. મૈત્રાયણી સંહિતા, ૧–૮–૩

૬૧. કાઠક સંહિતા, ૯–૧૦

૬૨. શતપથ ૧૪–૧–૧–૩૧

તે જ સમયે થવા માંડ્યો. જે ઉદાત્ત સ્વભાવના હતા તેમણે સ્થૂલ અસમાનતાની પેલી પાર માનવ એકતામાં અને સર્વભૂતમાં રહેતા એક આત્માનાં દર્શન કર્યાં.

સર્વ ભૂતને વિશે રહેલો એક અંતરાત્મા જુદાંજુદાં રૂપ ધારી ભિન્નભિન્ન વ્યક્તિરૂપે થયો.[૬૩]

જે દરેક ભૂતમાત્રને પોતાના આત્મામાં જુએ છે, અને પ્રત્યેક ભૂતમાત્રમાં પોતાનો આત્મા જુએ છે, તે પુરુષ કોઈની નિંદા કરતો નથી.[૬૪]

માછી બ્રહ્મ છે, દાસ બ્રહ્મ છે, જુગારી પણ બ્રહ્મ છે.[૬૫]

આ ઉતારાઓ મેં વિસ્તારથી આપ્યા છે, કારણ કે તે જાણ્યા વિના આપણા સમાજની વ્યવસ્થા અને વિકાસ સમજાય એમ નથી.

૯

પુનરુક્તિનો દોષ વહોરીને પણ જાતિભેદ વિસારવાના પ્રયત્નોની રૂપરેખા ફરીથી આપું છું.

આર્ય જીવનનું પ્રભાત જ્યારે હતું તે સમયના બે નિરાળા ખંડો પડી જાય છેઃ (૧) દાશરાજ્ઞનો

---

૬૩. एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बभूव ।

कठोपनिषद् २–५

૬૪. यस्तु सर्वाणि भूतानि आत्मन्येवानुपश्यति ।

सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥ ईशावास्योपनिषद् , ३

૬૫. "ब्रह्म दाशा ब्रह्म दासा ब्रह्मैवेमे कितवाः ।

જુઓ, બ્રહ્મસૂત્ર, ૨–૩–૪૩, ( तथाचामनन्ति आथर्वणिका ब्रह्मसूक्ते–शारीरक भाष्य )

વિગ્રહ પૂરો થતાં સમાપ્ત થાય છે તે; (૨) ઐતરેયબ્રાહ્મણ રચાયું ત્યારથી શરૂ થાય છે તે.

એ બ્રાહ્મણ રચાયું ત્યારે પરીક્ષિતના પુત્ર જનમેજયના રાજ્યકાલને થોડાં વર્ષ થઇ ગયાં હતાં.[૬૬]

વિશ્વામિત્ર પછીની ત્રણ પેઢી સુધીનો ઇતિહાસ ઋગ્વેદના મંત્રોમાં છે. પણ ત્યાર પછીથી જનમેજયના અવસાન સુધીના સમયના વૈદિક સાહિત્યમાં માત્ર અથર્વવેદ છે. અથર્વવેદમાં પરીક્ષિતનો ઉલ્લેખ છે – જનમેજયનો નથી. એટલે એને અને ઐતરેયબ્રાહ્મણ વચ્ચે ઘણાં વર્ષનું અંતર નહીં હોય.[૬૭]

દાશરાજ્ઞ પૂર્વેના કાલમાં આર્યો અને દાસોની બે નિરાળી, પરસ્પર વિરોધી પ્રજાઓ હતી. દાસો હાર્યા, ગુલામો તરીકે વેચાયા, તેમની સ્ત્રીઓ–દાસીઓ આર્યોના ઘરમાં રહી. આર્ય અને અનાર્ય રુધિરના સંમિશ્રણથી આર્યોની નવી પ્રજા ઉદ્ભવી.

અનેક દેશમાં આવા બનાવો બન્યા છે. મિસરમાં, ગ્રીસમાં, રોમમાં, વિજયી જાતિએ હારનારી જાતિની સેવા વડે સામ્રાજ્ય સ્થાપ્યાં હતાં. મિસરનાં પિરામિડો અને એથેન્સનું પાર્થેનોન એ વિજયી જાતિની શક્તિનો ખ્યાલ આપે છે તેથીય વધારે હારી ગયેલી જાતિના, મૂંગે મોઢે વૈતરું કરતા લાખો ગુલામોનું સ્મરણ કરાવે છે. પણ એ ગુલામો વિજયી

૬૬. ઐતરેય બ્રાહ્મણ, ૮–૧૪

૬૭. ઐતરેય બ્રાહ્મણ ૨૦, ૧૨૭, ૭–૧૦

જાતિના સંસ્કાર ન ઝીલી શક્યા. તેમની ગુલામગીરી પર રચાયેલાં સામ્રાજ્યો નષ્ટ થયાં. અને સાથે જીતનારી જાતિની સંસ્કૃતિ પણ નષ્ટ થઈ ગઇ.

હિન્દુસ્થાનમાં આર્યઋષિઓએ રાજકીય વિજયમાં રહેલું પરાજયનું બીજ જોયું. રણાંગણમાં મેળવેલી જીત પર ટૂંકજીવી સામ્રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન એમને બાલિશ લાગ્યો. સંસ્કારને જ શ્રેષ્ઠતાનું પરમ લક્ષણ એમણે માન્યું–અને આર્ય અને દાસજાતિના નિરાળા માનવખંડો પર સંસ્કારપ્રધાન વર્ણવ્યવસ્થાનો સેતુ રચ્યો. એ સેતુ પર થઇને પેઢીએ પેઢીએ લાખો દાસો આર્યત્વને પામ્યા. પરિણામે બ્રાહ્મણકાલ શરૂ થયો ત્યારે આર્ય અને દાસ એવા ભેદને બદલે માત્ર દ્વિજ અને શૂદ્ર એવા સંસ્કારપ્રધાન ભેદ સમાજમાં દેખાય છે. આ કીમિયાને બસેંથી પાંચસેં વર્ષ લાગ્યાં હશે.

બ્રાહ્મણકાલમાં ચાતુર્વર્ણ્યની ભાવના પ્રમાણે વર્ણવ્યવસ્થા રચાઇ ગઇ હતી. સમસ્ત જનતાને બ્રાહ્મણ, રાજન્ય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર જ વિભાગમાં વહેંચી દેવામાં આવી હતી. શૂદ્રો વૈદિક દાસો જેવા દ્વેષને પાત્ર નહોતા. ઘણા શૂદ્રો પૈસા ને સત્તાવાળા હતા. ઘણા ગૃહપતિ હતા. દ્વિજ અને શૂદ્રનાં લગ્ન શિષ્ટાચારીને રુચતાં નહોતાં, પણ તે પ્રતિષિદ્ધ નહોતાં. શૂદ્ર સ્ત્રીઓને અવરુદ્ધા કરવાનો ચાલ આજે ઘણા પ્રાન્તોમાં છે તેમ તે વખતે પણ સામાન્ય હતો.

શૂદ્રો રાજમંત્રી થઈ યજ્ઞમાં પણ આવતા–ભલે

શિષ્ટાચારીઓ મોઢું બગાડે. શૂદ્રો સહેલાઈથી દ્વિજોમાં સ્થાન પામતા. શૂદ્રો પૂજ્ય એવું ઋષિપદ પણ પ્રાપ્ત કરી શકતા. પણ એથીયે વધારે તો એક વસ્તુ ધ્યાન ખેંચે છે. બ્રાહ્મણોમાં લિંગપૂજકોના તુચ્છ દેવ, જેને વૈદિક આર્યો તિરસ્કારથી સંબોધતા, તે રુદ્ર જેવા નાના વૈદિક દેવના નામ નીચે ભૂપતિ, ઉગ્રદેવ, મહાન દેવ, ઈશાન, એ ઉપનામો સાથે આર્યોના દેવસમૂહમાં સ્થાન પામ્યા. આ વસ્તુ પાછળની સંહિતાઓમાં પણ જડે છે.[૬૮]

આ સમયમાં, આર્યસંસ્કૃતિના પ્રાતઃકાલમાં, શૂદ્રોને – ચાંડાલોને – પણ અસ્પૃશ્ય નહોતા ગણવામાં આવતા. ધર્મક્રિયા કે ધર્મસ્થાનથી તેમને અળગા રાખવામાં નહોતા આવતા. અને અદર્શનીયતા, જે આજે હિન્દુ સમાજને કલંકિત કરે છે તેનું નામ કે નિશાન નહોતું.

પણ જ્યારે બ્રાહ્મણકાલ સંકેલાવા લાગ્યો ત્યારે બે પ્રકારની સામાજિક વૃત્તિ સબળ થઈ: સંકુચિત ધાર્મિક વૃત્તિવાળાઓ શૂદ્રોને યજ્ઞમાંથી દૂર રાખવાનાં ફરમાનો કાઢવા લાગ્યા; અને ઉદાર ભાવનાથી પ્રેરાયેલા માણસો સામાજિક અને સાંસ્કારિક અસમાનતાની પેલે પાર જઈ અપૂર્વતાની સિદ્ધિનાં દ્વાર

---

૬૮. ઐતરેય બ્રાહ્મણ ૩–૩૩; ૨–૩૩. ૧; કૌષીતકી ૬–૧–૯. Keith, Introduction to Aitareya Br. p. 25–27.

મનુષ્ય માત્રને માટે ખુલ્લાં કરવા બેઠા. શતપથ બ્રાહ્મણ અને છાંદોગ્યઉપનિષદ – કર્મકાંડ અને યોગ – ધાર્મિક દંભ અને આધ્યાત્મિક ઉચ્ચાભિલાષ – વર્ણભેદના પાપ અને 'સર્વભૂતહિતેરતિ'નો મોક્ષમાર્ગ–આમ આ વૃત્તિઓ જુદેજુદે માર્ગે વહેવા લાગી.

૧૦

હું પૂછું છુંઃ મિસર ગયું, ગ્રીસ ગયું ને રોમ ગયુંઃ હિન્દુસ્તાન હજી તપે છે, તે કોને પ્રતાપે ? એ પ્રતાપ, જેણે દાસોનો વિનાશ ઇચ્છયો તેનો, કે જેણે દાસોનું પિતૃપદ લઈ તેમને આર્યસંસ્કાર દીધા તેનો ? એ પ્રતાપ કાજે, બ્રાહ્મણકારે શૂદ્રોને 'યથાકામવધ્ય'[૬૯] (ઇચ્છા પ્રમાણે મારી શકાય એવા) માન્યા તેમનો કે જેણે સંસ્કારપ્રધાન વર્ણવ્યવસ્થા રચી શૂદ્રોને આર્ય બનાવવાનો કીમિયો હાથ કર્યો તેનો ? એ પ્રતાપ જે બ્રાહ્મણકારે શૂદ્રને યજ્ઞશાળામાં પ્રવેશતા અટકાવ્યા તેનો, કે જેણે સત્યકામ જાબાલને ઋષિપદ અપાવ્યું તેનો ?

સંસ્કૃતિ એ જડ સભ્યતા નથી. લોખંડના મોટા પુલો, ગગનમાં વિહરતાં વિમાનો કે ક્ષણમાં હજારોનો નાશ સાધતી તોપો એ સંસ્કૃતિ નથી. રાજાબાઈ ટાવરનું ગગનચુંબી શિખર એ પણ સંસ્કૃતિ નથી. ધારાસભાના સુરમ્ય પ્રાસાદો અને સત્તાધીશોનાં મહાલયો પણ સંસ્કૃતિનાં ચિહ્નો નથી. જેના વડે

૬૯. અતરેયબ્રાહ્મણ, ૭–૨૯–૪.

મનુષ્ય જીવે છે તે સંસ્કૃતિ નથી; જેને માટે મનુષ્ય જીવે છે તેનું નામ સંસ્કૃતિ. જીવનમાં કે સમાજમાં જે મૂલ્યો અંતિમ ધ્યેય હોય તેની સંસ્કૃતિ બને છે.

સ્ત્રી પાંતરાં પહેરીને ફરે, ફાટ્યું લૂગડું પહેરે કે બનારસી અંબરમાં ઝગઝગે, કે હોઠ રંગી, પારદર્શક વસ્ત્રોમાં સજ્જ થઈ મોન્ટેકાર્લોમાં જુગાર રમે એ સંસ્કૃતિનાં લક્ષણ નથી. મરી જાય પણ નીતિ ન છોડે, અથવા, કેટલીક રશિયન નૉવેલોમાં જણાય છે તેમ, નીતિમાન થવામાં શરમ ધરે એ અંતિમ મૂલ્યો અને તે તેના સંસ્કાર બને છે. મરદ પૈસા કમાય, જાહોજલાલી ભોગવે કે પર્ણકુટીમાં રહી જીર્ણ કંથા પર સૂઈ રહે, તે ઉપરથી સંસ્કૃતિનો નિર્ણય થતો નથી. સત્ય કે ભાવના કે સ્વાતંત્ર્ય—જે મૂલ્યનું મૂલ્ય નહીં એવા અંતિમ મૂલ્યને લીધે હિન્દની સંસ્કૃતિ અમર રહી?

શાને લીધે યુગેયુગે એને નવી કૂંપળો ઊગી?

કારણ કે એના મૂળમાં વૈદિક આર્યોનાં અંતિમ મૂલ્યો સમાયાં છે; અંતિમ મૂલ્યો,—જેણે રાજકીય સર્વોપરિતા ત્યાગી દેશકાલથી અનવચ્છિન્ન એવી ભાવનાઓ પર જીવન રચ્યું તે; જેણે મનુષ્ય માત્રને આ દેહે અપૂર્વતા સિદ્ધ કરવાનો અધિકાર અપાવ્યો તે. આજે આપણી સંસ્કૃતિ જગતભરના કલહપ્રિયોને શાંતિનું આશ્વાસન દઈ રહી છે, હિંસકોને વૈરત્યાગની ને અભિમાનીને દૈન્યની શિખામણ દઈ રહી છે,

દલિતોને ઉદ્ધારની આશા આપી રહી છે, જડવાદના સર્વભક્ષી આક્રમણ સામે પ્રતિશબ્દ કરી રહી છે તે શા અધિકારથી ?

અધિકાર એટલો જ કે રાગદ્વેષથી અસ્પૃષ્ટ એવી લોકસંગ્રહની ભાવના, વૈદિક આર્યોનાં અંતિમ મૂલ્યોમાં સમાઈ છે.

દ્વેષ ને હિંસા, વર્ણ ને વર્ગના ભેદ, જુલમ ને જહાંગીરી જગતને ગૂંગળાવી રહ્યાં છે. એવા જગતમાં આર્યસંસ્કૃતિ જો એ વૈદિક આર્યોની અંતિમ ભાવના સાચવશે, તો જ માનવોનું સનાતન ગૌરવ સ્થપાશે.

એ ભાવના, જેમ દાસોને આર્યો કર્યા તેમ, જગતભરના અસ્પૃશ્યોને ઉદ્ધારશે.

કોણ રહેશે ? અસ્પૃશ્યતા કે આર્યસંસ્કૃતિ ? યુગોના અંતરમાંથી અમર મંત્રદ્રષ્ટાનો સ્વર મારે કાને અથડાય છે:

એક પરબે તમે પાણી પીજો, સાથે બેસી અન્નભાગ ખાજો, એક ધૂંસરીએ હું તમને જોડું છું. નાભિની આસપાસ આરાઓ ફરે તેમ તમે એકઠા મળી અગ્નિની — સંસ્કારઅગ્નિની ?— પૂજા કરજો.[૭૦]

★

---

૭૦. समानी प्रपा सह वोऽन्नभागः समाने योक्त्रे सह वो युनज्मि ।
सम्यञ्चोऽग्निं सपर्यतारा नाभिमिवाभितः ।

अथर्ववेद, ३–३०–६

## ગુજરાત–જૂનું અને નવું

●

૧૯૩૫

●

સંસદના સભ્યો, સન્નારીઓ ને સદ્‌ગૃહસ્થો,

૧૯૨૨માં સંસદ સ્થપાઈ ત્યારે મને પ્રમુખપદ આપ્યું હતું; આજે આ દ્વાદશવાર્ષિક સત્રનું પ્રમુખસ્થાન પણ તમે મને આપ્યું છે. બાર વર્ષ સુધી આ સ્થાન માટે મને યોગ્ય ગણી, તમે અત્યંત સ્નેહ અને વિશ્વાસ દાખવ્યાં છે, પણ તે બધાનું મૂળ મારી યોગ્યતા કરતાં, તમારો સદ્‌ભાવ જ છે એ હું કદી વીસરી શકતો નથી.

તે વખતે ૧૯૨૨માં મારા હૈયામાં હર્ષ હતો. આજે પણ છે, પણ તે વખત કરતાં વધારે. પુત્રની પરાક્રમપરંપરા નીરખતાં જે હર્ષ થાય તેની આગળ તેને જન્મ દેવાનો હર્ષ શી વિસાતમાં?

આ વર્ષો દરમ્યાન સંસદના કાર્યમાં મારા સહયોગીઓનું જે વૃંદ રસ લેતું હતું, તેમને પણ હું આજે અહીંયાં જોઉં છું. તે બધાંને પણ અભિનંદન ઘટે છે; તેમની સતત સેવા વિના આ સંસ્થા ટકી ન હોત.

આજે સંસદના ભૂતજીવન પર દૃષ્ટિ નાખવાનો લહાવો લેવાનું હું જવા દઈ શકતો નથી.

એના જન્મ અને વિકાસક્રમ એટલે 'ગુજરાત'ના ઉત્પત્તિ અને લય; 'સાહિત્યપ્રકાશક કંપની'નો ઉદ્ભવ, પ્રતિષ્ઠા ને અંત; યોજનાઓનું ઘડતર, સિદ્ધિ ને અસિદ્ધિ; સાહિત્યપરિષદ અને સાહિત્યસેવા.

એની દેહાંતરપ્રાપ્તિ એટલે એનું વિસ્તૃત બંધારણ; સંસ્કારપ્રેમી ગુજરાતીઓનું એને માટે આકર્ષણ; 'કૌમુદી'–હવે 'નવકૌમુદી'ની અપનાવટ; નવા કાર્યકરોની શક્તિ; ને સેંકડો સભ્યગણની એની સમૃદ્ધિ.

આ વિધવિધરંગી સારસ્વતસત્ર એટલે સંસ્કાર ને સાહિત્ય પ્રત્યે ઉત્સાહ; કાવ્ય ને નાટક, ગીત ને નૃત્યની આ લહાણ; રસસરિતામાં ભીંજાવાની અવિરત ઉત્કંઠા.

અને આ મણકાઓમાં સૂત્રરૂપે રહેલી ગુજરાતની અસ્મિતા તથા સાહિત્ય અને સંસ્કારને નવસમૃદ્ધ કરવાની અભિલાષા.

આ બધાં ચિહ્નો સંસદની સફલતાની પ્રતીતિ કરાવે છે.

૨

આજે જ્યારે સંસદ નવસ્વરૂપ લઈ નવાં કાર્યો હાથ ધરે છે ત્યારે આપણે યાદ રાખવું ઘટે છે કે એ કાર્યસિદ્ધિનો આધાર આપણી દૃષ્ટિમર્યાદા પર છે.

દૃષ્ટિમર્યાદા નક્કી કરતાં પહેલાં, આપણા

પ્રયત્નોમાં સમાયેલા કેટલાક મૂળભૂત પ્રશ્નો સામે આવી ખડા થાય છે:

(અ) ગુજરાતની એક સાંસ્કારિક વ્યક્તિ તરીકે, અત્યારે શી ભૂમિકા છે?

(આ) અત્યારે એનો વિકાસ કયાં રચનાત્મક બળો પર અવલંબે છે?

(ઇ) કઇ દિશામાં એ વિકાસની રેખાઓ વિસ્તરે છે?

આ દરેક પ્રશ્નના નિર્ણયમાં આપણી કાર્યસિદ્ધિનું બીજ રહેલું છે.

ગુજરાત એક સાંસ્કારિક વ્યક્તિ છે, એ દાવો મેં દશ વર્ષ પર આ સ્થાનેથી મારા પ્રથમ આદિવચનમાં કરેલો. છેલ્લાં બાર વર્ષનો આપણો ઈતિહાસ અને સાહિત્ય એ દાવાની યથાર્થતા પુરવાર કરે છે.

ગુજરાતીઓના સંસ્કાર વિશિષ્ટ હતા ને છે; અને તેને પરિણામે તે સામુદાયિક સંકલ્પ કરી શકે છે અને તે પ્રમાણે સમગ્ર પ્રવૃત્તિ આદરી શકે છે. એમનામાં collective will હતી અને છે. અને છતાં આ સંસ્કાર આર્યસંસ્કૃતિ જોડે અભેદ્ય બંધનોથી સંકળાયેલા છે. ગુજરાતનું વ્યક્તિત્વ આ બે મુદ્દાઓ પર રચાયું છે.

જેણે ગુજરાતી સંસ્કારનો આત્મા પારખવો હોય તેણે ગુજરાતના ઇતિહાસનું રહસ્ય સમજવું જોઇએ. ગુજરાતનો ઇતિહાસ બે બળોનો પરસ્પર અસરની નોંધ છે. એ બળો તે:

(અ) ગુજરાતીઓનું વ્યક્તિત્વ, જે બુદ્ધિપૂર્વક પ્રેરાયેલા સામુદાયિક જીવન દ્વારા બહાર પડે છે તે; અને

(આ) આર્યસંસ્કૃતિનો પ્રભાવ; એટલે જે પુરાણકાલના આર્યોએ પ્રારંભમાં ઘડી, અને જેણે આજે ત્રણ હજાર વર્ષ થયાં હિન્દી જીવનની એકતાનતા અને સાતત્ય જાળવ્યાં તે સંસ્કૃતિની ભાવનાઓ, વિચાર અને આચારની પ્રેરણા.

પહેલા બળને પરિણામે ગુજરાતે નવી દૃષ્ટિ કેળવી. લાક્ષણિક સામાજિક વ્યવસ્થા, ભાષા અને સાહિત્ય પણ તે જ કારણે એને સાંપડયાં. એને લીધે જ એનાં સંતાનો સામુદાયિક વૃત્તિઓ ને એકધારી પ્રવૃત્તિ શોધવા પ્રેરાયાં. બીજા બળને લીધે એની સામુદાયિક વૃત્તિઓને તેજ ને એકતાનતા મળ્યાં. તેને લીધે ગુજરાતીઓ હિન્દના સમગ્ર જીવનમાં આત્મસિદ્ધિ શોધતા થયા.

આ આપણા સંસ્કારનું આછું પૃથક્કરણ. એની રૂપરેખા આપણે ગુજરાતના ઇતિહાસ અને સાહિત્ય પરથી દોરી શકીએ, પણ તે અધૂરી. આ સંસ્કાર જેનો પ્રાણ છે તે સ્થૂલ કલેવરનું નિરીક્ષણ કર્યા વિના, એના વિકાસની દિશા આપણને નહીં જડે. ગુજરાત કે કોઈ પણ સાંસારિક વ્યક્તિના કલેવરનો આધાર ત્રણ તત્ત્વો પર છેઃ

(૧) ભૌગોલિક પરિસ્થિતિ, ભૂમિની સમૃદ્ધિ આદિનું બનેલું જડતત્ત્વ.

(૨) માનવસમૂહની એની સામગ્રી અને તેની ઓલાદનાં અને શરીરનાં લક્ષણ ને વિકાસનું બનેલું પ્રજાતત્ત્વ.

(૩) સામુદાયિક ભાવના, કલ્પના અને ખાસિયતો અને તેને પરિણામે ઉદ્ભવેલી સંસ્થાઓનું બનેલું માનસતત્ત્વ.

સાહિત્ય અને કલા સંસ્કારનો પ્રાણ વ્યક્ત કરનારી વાણી છે; પણ એ પ્રાણને ધારણ કરનાર આ કલેવર – આપણો દેહ છે તેમ – સંસ્કારના વિકાસનું એક મુખ્ય સાધન છે. તેની શક્તિ અને અશક્તિનું મૂળ પણ એમાં છે. તેની સિદ્ધિ અને અસિદ્ધિનું એક મુખ્ય કારણ પણ એ જ છે.

૩

ગુજરાતીઓનું વ્યક્તિત્વ અને આર્યસંસ્કૃતિનો પ્રભાવ એ જ બે બળ પર આપણા સંસ્કાર અવલંબે છે, તેનું અંતિમ નિર્ણયાત્મક કારણ તો ગુજરાતની જડ – ભૌગોલિક – પરિસ્થિતિ છે.

પશ્ચિમે સાગર, ઉત્તરમાં રણ ને અરવલ્લી, પૂર્વે ભીલપ્રદેશ, વિંધ્યા ને સાતપૂડા, દક્ષિણે સાતપૂડા ને ડાંગનું વન : આ લગભગ અભેદ્ય કોટથી ગુજરાતને સ્વાસ્થ્ય મળ્યું, અને તેની પ્રજાને વિશિષ્ટતા પ્રાપ્ત કરવાની તક મળી.

ગુજરાતની અખંડ સાગરપાળે એના પુત્રોને સમુદ્ર ખેડતા કર્યા, વેપારી કર્યા, ધનસંચયમાં મગ્ન રાખ્યા, વ્યવહારુ કર્યા, ઉદાર ને સાહસિક બનાવ્યા. સાગરે સરલ કરેલા ધનપ્રાપ્તિના માર્ગો શોધતાં, એમનામાં ન આવી દુર્ધર્ષ વીરતા, ન એમણે કેળવી પ્રખર વિદ્વત્તા. સમાનતા કંઇક પ્રસરી, રૂઢિપ્રભાવ શિથિલ બન્યો, સ્ત્રીઓ સ્વાતંત્ર્ય પામી. એની સરિતાદેવીઓએ ફળ, ફૂલ ને ધાન્યે એમને સમૃદ્ધ કર્યા; અને તેમની આશિષે એ સુંવાળા થયા, સહેલાણી થયા, શોખીન થયા.

ઈ. સ. ૭૭૯ માં કુવલયમાલાના કર્તાને એ જ લક્ષણ નજરે ચડ્યું:

ત્યાં મેં ગુજ્જર લોકો જોયા. તેમનાં શરીરો ઘી ને માખણથી પુષ્ટ છે. તે ધર્મિષ્ઠ છે; સંધિવિગ્રહમાં નિપુણ છે, અને 'ન ઉરે ભલ્લઉ' બોલે છે. પછી મેં લાટના લોકો જોયા. તે વાળમાં સેંથો પાડે છે, શરીરે સુગંધ ચોળે છે, એમનાં શરીર જોતાં રૂપાળાં છે. તે 'અમ્હં કાઉ તુમ્હં' બોલે છે.[1]

તેલંગણનો કવિ 'વિશ્વગુડાદર્શ'નો કર્તા વંકટધ્વરિન્ પણ સત્તરમી સદીમાં એવાં જ લક્ષણ નોંધે છે:

---

१. घयलोणिय पुट्ठंगे धम्मवरे संधिविग्गहे निउणे
न उरे भल्लउं भणिरे अहपेच्छइ गुज्जरे अवरे ॥
प्हाओलित्तविलित्ते कयसीमंते सोहियंगत्ते ।
अम्हं काउ तुम्हं भणिरे अहपेच्छइ लाडे ॥

એ દેશદેશ જાય છે, અદ્ભુત કૌતુક જુએ છે, અને અમિત દ્રવ્ય લાવે છે. પછી ઘેર આવી, લાંબા વિરહથી ઉત્કંઠિત એમની સતીઓને મળે છે. આ પ્રમાણે સર્વ સંપત્તિથી સમૃદ્ધ આ ધન્યપુરુષો સુખ ભોગવે છે.[૨]

ગુજરાતના આ કોટને બે મુખ્ય દ્વારઃ એક માળવાનો ઉચ્ચ સપાટ પ્રદેશ – plateau —માત્ર હજાર ફૂટ જ ઊંચો. આ વાટે હિન્દના વિજેતાઓ – આર્યો, હૈહયો, મૌર્યો, ગુપ્તો, હૂણો, અફઘાનો ને મુગલો આવ્યા ને તેમણે ગુજરાત લૂંટયું; આ વાટે બ્રાહ્મણો, ભિક્ષુઓ ને સાધુઓ આવ્યા ને એને આર્યોનું સંસ્થાન બનાવ્યું; આ વાટે ટૂંકામાં આર્ય સંસ્કાર આવ્યા, ઉત્તર હિન્દ સાથે સંસર્ગ દૃઢ રહ્યો, અને હિન્દી રાજકીય એકતાની જાળમાં એ પકડાઈ રહ્યું. પાછલી તો બારી હતી, નાસિક ને દમણ વચ્ચેની થોડા માઈલની સપાટ ભૂમિની. એમાંથી ગુજરાત દક્ષિણ જોડે સંકળાયું. એ વાટે દક્ષિણના ચાલુક્યો આવ્યા, શિવાજી મહારાજ આવ્યા ને ગાયકવાડ આવ્યા. એ વાટે દક્ષિણના બ્રાહ્મણોએ આપણી સાથે સંસ્કારસંબંધ બાંધ્યો; અને ઉત્તર જીતવા જતા ધર્મગુરુઓએ ગુજરાતની ભૂમિ પાવન કરી ને આશીર્વાદમાં જ્ઞાનનું દાન દીધું. આ બન્ને દ્વારથી બીજું બળ આવ્યું ને

---

૨. देशे देशे किमपि कुतुकादद्भुतं लोकमानाः
संपाद्यैव द्रविणममितं सद्म भूयोऽप्यवाप्य ।
संयुज्यन्ते सुचिरविरहोत्कंठिताभिः सतीभिः
सौख्यं धन्याः किमपि दधते सर्वसंपत्समृद्धाः ॥

આર્યસંસ્કારની એકતા એ આપણો શ્વાસ ને પ્રાણ બની રહી.

પણ આ જમાનામાં આપણા આ જડતત્ત્વનો ઉપયોગ બદલાઈ ગયો છે, અને થોડા સમયમાં બદલાઈ જશે. દેશનું જડતત્ત્વ બે રીતે બદલાય છેઃ (૧) ભૂમિના ઉપયોગનાં સાધનો વધે કે બદલાય ત્યારે, અને (૨) વ્યાપાર અને સંસ્કારવિનિમય કરવા જવાના માર્ગો બદલાય ત્યારે.

માત્ર નર્મદાદિ નદીઓનાં વહેણ આછાં ધીરાં થયાં છે. એ સિવાય ગુજરાતની ભૂમિમાં ઝાઝો ફેર નથી પડયો. પણ જેમ આજે યુરોપ વિજ્ઞાન અને શાસ્ત્રીય સાધનવ્યવસ્થા–Planned Economy–ને ખોળે છે, તેમ ગુજરાત પણ સત્વર જઈ બેસશે. આપણી નહેરો, જંગલો ને ખાણો હજી પ્રારંભદશામાં છે, તેનો વિકાસ જોતજોતામાં થશે. જે ભૂમિને પ્રકૃતિએ રસાળતા દીધી છે, તેને વૈજ્ઞાનિક ખેતી અને વીજળી શી સમૃદ્ધિ ન આપી શકે ?

ગુજરાત પરાપૂર્વથી રૂ ને કાપડ ખીલવતું રહ્યું છે. આજે પણ વણાટહુન્નરનું એ ધામ છે. જો કપાસ ને ભૂમિના વૈજ્ઞાનિક અભ્યાસ પાછળ મિલો ધ્યાન આપે, તો હમેશાંનું એ ધામ રહેશે. ચરોતરમાં માખણનું કારખાનું છે. હવે જો ઢોરોની ઓલાદ સુધારવાનો પ્રયાસ થાય, તો ગુજરાત દૂધમાંથી થતી ઘણી વસ્તુઓનો હુન્નર હાથ કરી શકે. દક્ષિણ

ગુજરાતના રસસમૃદ્ધ કેટલાક ભાગોમાં, જગતને પૂરો પડે એવો બહોળો ફળઉદ્યોગ સંભવે – જો અર્વાચીન સાધનવ્યવસ્થા દાખલ થઇ શકે તો. ધ્રાંગધ્રાના મીઠાના કારખાના વિશે આજે આશા બાંધવી કઠણ છે, પણ થોડાં વર્ષે એમાંથી કોઈ બાહોશ વૈજ્ઞાનિક નવા ઉદ્યોગની સ્થાપના કરે તો નવાઇ નહિ. કોઈ ઠેકાણે તેલ નીકળ્યું છે એમ પણ વાત આવી છે; આમ ગુજરાત આગળ નિઃસીમ સમૃદ્ધિ પડી છે.

પણ વ્યાપાર અને સંસ્કારવિનિમયના માર્ગો તો છેક બદલાઈ ગયા છે, ને બદલાઇ જશે. જૂના માર્ગો ને જૂનાં વાહનો અદૃશ્ય થયાં છે. સ્વેઝની નહેર બંધાઇ અને મુંબઈ હિંદનું રાજદ્વાર થયું; ઓખા, ભાવનગર, પોરબંદર ને બેડીનાં ભાગ્ય ખીલ્યાં; અને કરાંચી આંતરરાષ્ટ્રીય બંદર થવાની આશા બાંધી બેઠું છે. ગુજરાતી સાહસને માટે આમ 'ચોરાશી બંદર' નવાં થતાં આવે છે. એનું વહાણવટું ગયું એ ખરી વાત; બ્રિટિશ સલ્તનતને હિંદી વહાણવટું સમૃદ્ધ થાય એ ગમતું નથી. ગુજરાતનું હજારો વર્ષનું વહાણવટું ગયું છે તે કયારે પાછું આવે એનો આધાર આપણા પર નથી; કેટલે અંશે આપણે સ્વરાજ્ય મેળવી શકીએ છીએ તેના પર છે. પણ આ બાબત વિશે, કંઈ લાખો નિરાશામાં 'સિંધિયા સ્ટીમ નેવિગેશન કંપની' મને અમર આશાની ઝાંખી

કરાવે છે.

નદીઓનાં પાણી સૂકાયાં ને જળમાર્ગો નકામા થયા; પણ રેલવે, મોટરબસ, પૂલો ને રસ્તાઓએ એ માર્ગોની સરળતા વિસરાવી, પર્વતો, રણો અને જંગલોને પણ સીધાં ને સહેલાં બનાવી મૂક્યાં છે. મુંબઈ, અમદાવાદ ને વડોદરામાં ભેગી થતી રેલ્વેઓએ વિનિમયનાં નવાં પ્રતાપી કેંદ્રો ઊભાં કર્યાં છે. હવે વિંધ્યા ને સહ્યાદ્રિ ભેદાઈ ગયા છે; રજપૂતાનાનાં રણોમાં સરળ વ્યાપારમાર્ગો ખૂલ્યા છે. કચ્છમાંથી રેલવે થાય તો એના રણનો અન્તરાય પણ અદૃશ્ય થાય. આ નવી સામગ્રીએ નવા વ્યાપારમાર્ગો ખોલી ગુજરાતનું સ્થાન અપ્રતિમ બનાવ્યું છે. એનો વ્યાપાર વિશાળક્ષેત્રો ને બજારોમાં વધતો જશે. આમ ગુજરાતીઓની વ્યાપારવૃત્તિનું ભાવિ મને તો અધિકું સુંદર દેખાય છે.

આ નવા માર્ગોથી સંસ્કારવિનિમયમાં પણ ઘણો ફેર પડયો છે ને પડતો જશે. સાગરદ્વારા કેળવેલો આંતરરાષ્ટ્રીય સમાગમ ગુજરાતીઓની વ્યવહારબુદ્ધિનું તેમ જ આજનાં એમનાં પ્રગતિપ્રેમ અને ઉદારવૃત્તિનું મૂળ છે એમ હું માનું છું. અર્વાચીન સંજોગોમાં આ સમાગમ મુંબઇ અને બીજાં બંદરોદ્વારા વધશે જ. પણ સાથે સાથે પૃથ્વીના ઘણા મુખ્ય દેશોમાં ગુજરાતીઓનાં થાણાં છે, તેનું પણ ઉજ્જ્વલ ભાવિ હું જોઉં છું. અને પરિણામે, ગુજરાતીઓમાં વધારે

પ્રગલ્ભ સાહસ, વધારે વિશાળ વ્યવસ્થાશક્તિ, વધારે ઊંડી ઉદારતા અને વધારે જીવંત સામાજિક સમયાનુકૂલતા પ્રગટે તો મને આશ્ચર્ય ન થાય.

ગુજરાતીઓમાં સંકુચિત પ્રાન્તીયતા નથી, તેથી પરપ્રાન્તવાસીઓની અદેખાઈ કરતા ઘણા વિદ્વાન ગુજરાતીઓ મેં જોયા છે. પણ ગુજરાતનું સત્ત્વશીલ માનસ, વ્યાપાર અને વિચારના સતત વિનિમયને પરિણામે, સ્વસ્થાનજન્ય સંકોચથી પર ગયું છે, delocalise થઈ ગયું છે. પોતાના પ્રાંત માટે મહારાષ્ટ્રીય કે બંગાળવાસીને જે એકાગ્ર ને આવેશભર્યો પ્રેમ છે તેવો ગુજરાતીને નથી. પણ એનો અર્થ એવો નથી કે એ માનસનાં મૂળિયાં સ્વભૂમિમાંથી ઊખડી ગયાં છે, કે એની સ્વભૂમિ ને સ્વસંસ્કાર પ્રત્યેની પ્રીતિ ઓછી થઇ છે. 'To be delocalised is not to be de–racine. સ્વસ્થાનસંકોચથી પર જવું એટલે સ્વસંસ્કારભ્રષ્ટ થવું એમ નથી.' અંગ્રેજી વિદ્વાન પ્રો. ડી. લાઈલ બર્ન કહે છેઃ 'પરદેશી અને પરસંસ્કાર તરફ ઉદારવૃત્તિ રાખવી એ આંતરરાષ્ટ્રીયતાનું અસલી સ્વરૂપ છે. પણ બીજાં રાષ્ટ્રો જોડે સંસર્ગ રાખવો, એ જ રાષ્ટ્રમાં રહેલું સત્ત્વ વિકસાવવાનો ઉત્તમ રસ્તો છે. જેમ વાર્તાલાપથી દરેક મનુષ્ય બીજા પાસેથી કંઈક ગ્રહે છે અને તેથી પોતાનું વ્યક્તિત્વ કેળવે છે, તે જ પ્રમાણે રાષ્ટ્રો વચ્ચે પણ. બીજાં રાષ્ટ્રો પાસેથી વ્યાપાર અને ભાવનાના

વિનિમયથી રાષ્ટ્ર જે મેળવે છે તે જ એને વધારે સંસ્કારી કરે છે, આ સત્ય જેમ રાષ્ટ્રો માટે છે, તેમ ગુજરાત જેવા પ્રાંતો માટે પણ છે. આંતરરાષ્ટ્રીય સમાગમ વડે જ એ અર્વાચીન દૃષ્ટિ કેળવશે અને દર દશકે પોતાના સંસ્કારની ભૂમિકા કુદાવી ઉપલી ભૂમિકા પર જઇ શકશે.

ગુજરાતીઓ માટે મુંબઇ પણ એક અદ્‌ભુત પાટનગર છે. એ મહારાષ્ટ્રીઓનું પણ છે તેમ કાનડીઓનું છે. ઘણા સિંધીઓ અહીંયાં વસ્યા છે. અહીયાં હિંદી, મારવાડી, તામિલ, તેલુગુ અને મલયાલમ બોલતી વસતિ પણ સારી છે. આ શહેરમાં આખા દેશના સંસ્કારની સરિતાઓનો સંગમ છે, અને તેમાં સદાય સ્નાન કરતા ગુજરાતી માનસની દૃષ્ટિ વિશાળ ને વિશાળ થવાની.

મુંબઈમાંથી એક મહાન સર્જનાત્મક પ્રવાહ પ્રગટે છે. એની વિદ્યાપીઠમાં તરવરતા સંસ્કૃત સાહિત્ય અને આર્યસંસ્કારના પ્રેમને બળે ગુજરાતી સાહિત્યમાં સંસ્કૃતના સર્જનાત્મક પ્રભાવનો સંચાર થયો, અને ભવિષ્યમાં મુંબઈ ઈલાકાના રાજ્યતંત્રમાં કંઇક લોકશાસનાત્મક તત્ત્વ આવશે, ત્યારે ગુજરાતનો સંસર્ગ મહારાષ્ટ્ર જોડે ગાઢ થવાનો, અને એ પ્રાંતના પ્રાચીન સંસ્કારો ને વિદ્યાનો લાભ ગુજરાતીઓને મળવાનો.

આમ જે બે બળો પર ગુજરાતનો ઈતિહાસ

અવલંબે છે તે બંને ભાવિમાં દૃઢ થતાં હું જોઉં છું. ગુજરાતીઓના વ્યક્તિત્વમાં ઉદાર આંતરરાષ્ટ્રીયતાના અંશો વધવાના; એનો વ્યાપાર ફાલવાનો, શ્વેત સંસ્થાનવાસીઓના ઈર્ષ્યાભેર દંભ છતાં ગુજરાતીઓના પરદેશી થાણાંઓ સમૃદ્ધ થવાનાં. એનું ધન વધ્યું છે, અને વધશે, અને તેનો ઉપયોગ વિશાળ થતાં ક્ષેત્રોમાં થશે; એના સંસ્કાર ઉદાર થતા જશે; પરપ્રાંતો જોડે એનો સમાગમ વધ્યો છે, ને વધશે. ગુજરાતીની ઉદારવૃત્તિને આજે પ્રાંતની સીમા રહી નથી, અને મને ખાતરી છે કે પ્રાંતના પ્રેમમાં મગ્ન બની એ દેશને કદી નહિ ભૂલે. અને સંસ્કૃત સાહિત્ય અને આર્યસંસ્કારમાંથી એને પ્રેરણા મળ્યે જશે-૧૨૯૭માં પાટણ પડ્યા પછી કદી નહોતી મળી એવે વેગે.

૪

ગુજરાતીઓનું પ્રજાતત્ત્વ પણ એમના ભાવિ વિકાસનું એક મુખ્ય અંગ બનવાનું. એ તત્ત્વ વિષે કેટલીક હકીકતો નોંધવાલાયક છે.

ગુજરાતી પ્રજા એક ઓલાદની નથી; એમાં અનેક જાતિઓનું સંમિશ્રણ છે. પણ દુબળા, ચોધરા વગેરે અસલ જાતિઓ બાદ કરીએ તો બાકીની પ્રજામાં જુદી જુદી જાતિઓની કેટલીક વિશિષ્ટતાઓ નિરાળી દેખાય છે, છતાં સામાન્ય રીતે એમનો સમન્વય થઈ ગયો છે. ઉચ્ચ વર્ણના કહેવાતા ગુજરાતીઓમાં તો જાતિભેદ કે ઓલાદભેદનાં ચિહ્નો

ભાગ્યે જ નજરે ચઢે છે. એટલે ગુજરાતીઓમાં મોટે ભાગે જાતવિષયક એકતા ઝાઝા પ્રમાણમાં છે એમ કહી શકાય.

આશરે કરોડ ગુજરાતીઓમાંથી ૨૦ ટકા શહેરમાં રહે છે અને બાકીના ગામડાંઓમાં; એમાંના આશરે ૮૯ ટકા હિંદુ અને ૮ ટકા મુસલમાન છે.

ગુજરાતીઓની વસતિનું પ્રમાણ જુદે જુદે ઠેકાણે જુદું જુદું છે. મુંબઈ ઈલાકામાં આખી વસતિનું પ્રમાણ ચોરસ માઇલે સરાસરી ૧૬૦ માણસનું છે, ત્યારે ગુજરાતમાં માઇલે ૨૯૦ માણસનું છે. વડોદરા રાજ્યમાં માઈલે ૨૯૯નું પ્રમાણ છે, કાઠિયાવાડમાં માઈલે ૧૫૦નુ પ્રમાણ છે, જુનાગઢમાં માઇલે ૧૬૩ નું પ્રમાણ છે, ત્યારે સૂરતમાં ૪૧૦ છે, અને ગણદેવીમાં તો માઇલે ૮૬૫નું પ્રમાણ આવે છે.

હિંદુઓ અને મુસલમાનો જુદી જુદી નાતોમાં વહેંચાયેલા છે. એ નાતો દહાડે દહાડે નાની થતી જાય છે અથવા તેના ભાગલા પડતા જાય છે, અને દિનપ્રતિદિન બેટીવ્યવહારનું ક્ષેત્ર સંકુચિત થતું જાય છે. ૧૯૦૧માં માંહોમાંહ્ય ન પરણે કે ન જમે એવી ૩૧૫ નાતોની ગુજરાતમાં ગણતરી કરવામાં આવી હતી. એકડા બહાર લગ્નવ્યવહાર નથી રાખતાં એવાં કેટલાંક તડો તો પાંચછ કુટુંબનાં હોય છે, અને દશ વર્ષે એ વિનાશના મુખમાં જઇ પહોંચવાનાં એમ દેખાય છે.

ગુજરાતીઓમાં સ્ત્રીઓ કરતાં પુરુષોની સંખ્યા વધારે છે. મુંબઇ ઈલાકામાં એક હજાર પુરુષે ૯૦૦ સ્ત્રીઓ છે. અને હિંદુસ્તાનમાં દર હજારે ૯૫૦ છે. ત્યારે લેવા કણબી જેવી આપણી સશક્ત અને ઘણુંય ગામોના સ્તંભરૂપ નાતમાં હજાર પુરુષે ૭૭૨ સ્ત્રીઓ છે – અને તે પણ વિધવાઓ ગણતાં! ઘણી ન્યાતોમાં સ્ત્રીની મોંઘવારી તો મરુભૂમિના જળબિંદુ જેટલી છે. ઘણી વાર સ્ત્રી પરણવાની કિંમત ભેગી કરવા માટે પુરુષને જિંદગીનાં સુંદરમાં સુંદર દસપંદર વર્ષ સખત મહેનત કરવી પડે છે!

એક તરફ ન્યાતોના નાના ભાગલા થતા જાય છે; બીજી તરફ સ્ત્રીઓ દુષ્પ્રાપ્ય બને છે: આ બંને વૃત્તિઓ એકબીજાને પોષે છે. સ્ત્રીઓ ન મળે એટલે ન્યાતો નાની થાય છે; ન્યાતો નાની થાય છે એટલે સ્ત્રીઓ નથી મળતી. પરસ્પર ઉત્તેજક એવી આ વૃત્તિઓ પ્રજાને ક્ષીણ કરતી ચાલી આવે છે.

હજી પણ કેટલીક ન્યાતોમાં જન્મેલી બાળકીઓનું કચ્ચરિયું કરવામાં આવે છે. બાળપણમાં પણ તેના તરફ કોઇ દરકાર રાખતું નથી. 'પથરા'ની તે પરવા હોય! વળી બાળલગ્ન, કુમળી વયે ગર્ભધારણ, જંગલી પદ્ધતિએ સુવાવડો, આમરણ વૈધવ્ય અને ગર્ભપતન, પ્રજાના એક અગત્યના અંગનો વિનાશ સાધે છે અથવા તેને શક્તિહીણું, નિરુપયોગી ને નિઃસત્ત્વ કરી મૂકે છે. જે પ્રજા પોતાના સ્ત્રીત્વના

વિકાસ અને ઉપયોગિતાને આમ અટકાવે તે ક્ષીણ થાય એમાં શી નવાઈ? यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः। એ માત્ર ધર્મશાસ્ત્રનું સૂત્ર નથી, પ્રાણીશાસ્ત્રનું પણ છે. અને એનો ભંગ કરનારી પ્રજા પર દેવો કોપે તેમાં શી નવાઈ?

અસલના ગુજરાતીઓમાં ઊંચ ને નીચ વર્ણો હતા, પણ આજે યોગ્ય રીતે તેમનો વિભાગ શહેરીઓ અને ગામડિયાઓ તરીકે કરી શકાય. શહેરીઓમાં લગ્નવ્યવહારનાં ક્ષેત્ર ઘણાં જ નાનાં, બાળલગ્ન અને બાળસંસાર ઘણે ભાગે સ્વીકાર્ય, અને વિધવાઓનાં પુનર્લગ્ન નિષિદ્ધ. સંસ્કારના ગર્વમાં કે સુધરેલપણાની અક્કડાઇમાં શહેરીઓ હવે પહેલાંની માફક છૂટથી ગામડે જઈ કન્યા લઈ આવતા અટકયા છે, અને નિઃસત્ત્વ થતી શહેરી ઓલાદમાં ગ્રામરુધિરનાં ખમીર ને જોમ આવતાં નથી. આમ શહેરી પ્રજા નિર્બલ ને ટૂંકજીવી થતી જાય છે. તેમની ન્યાતો ઘસાતી જાય છે, સ્ત્રીઓ રોગિષ્ટ કે અલ્પાયુ બને છે; અને માનવવેલો નિઃસત્ત્વ થતો ચાલ્યો આવે છે.

પણ આ ચિત્રની બીજી બાજુ પણ છે. કોઇક વાર મોટી ન્યાતના ભાગલાઓ સંધાય છે. વર્ણાંતર લગ્નો થાય છે, જો કે તેની સંખ્યા વધતી જતી નથી. ઘણે ઠેકાણે પુનર્લગ્ન સિદ્ધાંતમાં સ્વીકારાય છે. શહેરીઓમાં ઘણીખરી કેળવણી એક જ પ્રકારની હોય છે. એમનું માનસ એક જ પ્રકારનું થવા માંડયું છે.

સમાજ સુધારવાની અને રાજકીય શક્તિ પ્રાપ્ત કરવાની મહેચ્છાથી જીવનનાં ધોરણો સમસાધારણ થવા લાગ્યાં છે. શાળાઓ અને કૉલેજો, કલબો અને ધંધાઓ, રાજકીય ચળવળ, સાર્વજનિક સેવા, જેલ અને લાઠીને પ્રતાપે સહેલાં સમાન દુઃખો—આ બધી ભઠ્ઠીઓમાં આચારવિચારની ભિન્નતાઓ ઓગળી એકરસ થઈ રહી છે. પંક્તિભેદ તો લગભગ અદૃશ્ય થયો છે.

સ્ત્રીઓ સ્વતંત્ર થઇ છે, હિંદમાં તો શું પણ ઘણા સુધરેલા કહેવાતા દેશોમાં પણ તેમને આટલું સ્વાતંત્ર્ય નથી. અને તેમનાં શારીરિક સુખ ને સગવડ માટે કંઇક કરવું જોઇએ એવી તીવ્ર ઇચ્છા દરેક નાનામોટા સમાજમાં જાગી છે. શારીરિક વિકાસને માટે અનુપમ ઉત્સાહે ગુજરાતી યુવકોને ચેતનવંતા કર્યા છે, ને તેમના આળસુ પૂર્વજોએ જે શારીરિક યોગ્યતા ખોઈ હતી તે ફરીથી પ્રાપ્ત કરવા તેઓ સેંકડો અખાડાઓમાં મચી રહ્યાં છે. પણ આ બધો પ્રયાસ રગશિયા ગાડાને વેગે ચાલે છે. પ્રવૃત્તિઓ અવ્યવસ્થિત અને અસંબદ્ધ છે. શહેરમાં વસતી જાતિઓનું સંગઠન અને શક્તિ સાધવા માટે ઇરાદાપૂર્વક અને વ્યવસ્થિત મહાપ્રયત્ન કરવો, એ આવતી કાલનું પ્રથમ કર્તવ્ય છે. જો આ સમય ન સધાય તો એ ગુજરાતી પ્રજાનાં સુંદર અને શક્તિશાળી તત્ત્વો નષ્ટ થઈ જશે.

ગુજરાતના ખેડૂતોની ઓલાદ – ઓદિચ્ય, ખેડાવાળ, અનાવિલ, રજપૂત, પાટીદાર, કણબી વગેરેની – જબરી ને ચિંવટ છે. એમનામાં બાળલગ્ન છે ખરાં, પણ નામનાં જ. સંસાર બાળપણમાં મંડાય છે પણ નામમાત્ર. ગામડાંની ઊંચવર્ણ સિવાયની વસતિમાં પુનર્લગ્નો પણ છૂટથી થાય છે. પણ દરેક પેઢીએ તડો ને એકડાઓ નાના થતા જાય છે; સ્ત્રીઓની સંખ્યા અને શક્તિ ઘટાડે એવી રૂઢિઓનાં પ્રાબલ્ય વધે છે, ઘટતાં નથી. અહીંયાં પણ અંગ્રેજી કહેવતના સત્યની પ્રતીતિ થાય છે: Pride goeth before destruction–વિનાશ પહેલાં હમેશાં ગર્વ વિચરે છે. ગામડામાં પ્રગતિનો વેગ છેક જ ધીમો છે. શહેરીઓમાં વસતા સંબંધીઓ ગામડાવાળા જોડે સંબંધ તોડયે જાય છે એટલે સુધારાનો સંચાર કપરો થઈ પડે છે.

પણ હિંદુસ્તાનનો સ્વાભાવિક વિકાસક્રમ આજે આપણી ગામની ન્યાતોને ઉન્નત કરી રહ્યો છે. કોઇ કુટુંબ કેળવણી પામે, કોઈ ધંધો બદલે, કોઈને આર્યસમાજી યજ્ઞોપવીત પહેરાવે એટલે આખી ન્યાત સારા સંસ્કાર પામે, સારી રહેણીકરણી સ્વીકારે, ને વિશુદ્ધ ધર્મભાવના કેળવે; અને થોડા સમયમાં આખી ન્યાત ઊંચવર્ણમાં સ્થાન પામે. આ આપણો પરાપૂર્વથી ચાલતો આવતો ઉદ્ધારક્રમ. તેને અનુસરીને જોતજોતામાં કુંભારો કડિયાનું સ્થાન પામ્યા છે,

લુહાર ને ભંગીઓ ક્ષત્રિય બન્યા છે, ભાટો બ્રાહ્મણ બન્યા છે. અને સમાજની સીડીએ હરેક પગથિયું ચઢતાં ન્યાત વધારે સ્વચ્છ અને સશક્ત જીવન સ્વીકારતી થાય છે.

થોડાં વર્ષ થયાં મહાત્માજીની પરોક્ષ પણ જબરી અસર ન્યાતો પર થવા માંડી છે. ઘણાં ગામોની હરેક નાનીમોટી ન્યાતમાં, જુવાન ખાદીટોપીવાળાઓનો પક્ષ ઊભો થયો છે. તે પોતાની શારીરિક ને સામાજિક સ્થિતિ સુધારવા પ્રયત્ન કરી રહ્યો છે. તે ચરખો દાખલ કરે છે, દારૂ છોડાવે છે, સામાજિક દૂષણો અટકાવે છે. સદ્‌ભાગ્યે બે પેઢી પહેલાં સુધારકોને જે વિરોધ સહેવો પડતો હતો તે તેને સહેવો પડતો નથી, કારણ કે મહાત્માજીનું પૂજ્ય નામ હૃદયોમાં સોંસરુ પ્રવેશે છે અને વિરોધના દંશમાંથી વિષ કાઢી લે છે.

ગામડાંઓમાં મુસલમાનોની સ્થિતિ ઘણે ભાગે હિંદુઓ જેવી જ છે. ઘણુંખરું તેઓ મૂળ હિંદુ જાતિના જ છે, અને તેમનો જીવનક્રમ પણ હિંદુઓથી ખાસ જુદો નથી.

પણ એક વાતે એ સુખી છે. એમનામાં પુર્નલગ્ન શક્ય હોવાથી સ્ત્રીત્વના મોટાભાગની પ્રજનનાત્મક ઉપયોગિતા કાયમ રહે છે. એમની વસતિ વધે છે. મુસ્લિમધર્મની ભાવના ન્યાતોને સંકુચિત થતી અટકાવે છે. પણ ગુજરાતી મુસ્લિમોની સંખ્યા જોતાં

ગુજરાતના સમગ્ર જીવન પર એમની અસર થોડી જ રહેવાની. વળી હિંદુમુસ્લિમ વચ્ચે જે લાગણીઓ આજે છે તેથી બંને કોમો વચ્ચે સાંસ્કારિક વિનિમય ઘટી ગયો છે. હિંદની હાલની સ્થિતિ જોતાં બે કોમોની એકતાનતા ઇચ્છવી જેટલી સહેલી છે તેટલી સિદ્ધ કરવી સહેલી નથી.

પારસીઓનું સ્થાન જુદું છે. એ કોમ નાની છે, ઘણે ભાગે શહેરમાં રહે છે, અને સંખ્યાના પ્રમાણમાં શક્તિ અને સમૃદ્ધિથી ભરપૂર છે. એમની અને હિંદુઓની વચ્ચે સંબંધ સારો છે. જીવનનાં ઘણાં ક્ષેત્રોમાં પારસીઓ હિંદુઓની સાથે રહી કામ લે છે. પણ એમણે આચારવિચારનું વેગભર્યું પરિવર્તન માંડ્યું છે. પાશ્ચાત્ય સંસ્કારની મોહનીથી એમની આંખો હજી અંજાયેલી છે. એમની અને ઈતર કોમોની વચ્ચે લગ્નવહેવાર અવારનવાર થાય છે ખરો, પણ કોમને તે સદાય અસ્વીકાર્ય રહેવાનો. એટલે એમનો જાતવિષયક પ્રશ્ન નિરાળો રહેવાનો; સમસ્ત ગુજરાતના ભાવિને તેની સારી કે માઠી અસર ઝાઝી થવાની નહિ.

પ્રજાતત્ત્વનો સવાલ ગુજરાતને માટે ઘણો ગંભીર છે અને રહેવાનો. ગુજરાતી પ્રજાની મૂળ ઓલાદ તો જબરી છે, અને પરિસ્થિતિ જેમ જેમ બદલાય છે તેમ તેમ તેને સાનુકૂલ થવાની એનામાં અદ્ભુત શક્તિ છે. એનામાં ફળદ્રુપતા છે —

સંતાન, સમૃદ્ધિની અધિષ્ઠાત્રી અંબાઈમાતાની કૃપાથી. ગુજરાતી પ્રજાના વિસ્તાર માટે અવકાશ પણ છે. પરદેશી થાણાંઓ વધારે ગુજરાતીઓને સમાવી શકે એમ છે. ગુજરાતમાં પણ ઘણે ઠેકાણે ભૂમિ પોષી શકે તે કરતાં લોકોની સંખ્યા ઓછી છે, અને વિજ્ઞાનની મદદથી શુષ્ક પ્રદેશો રસાળ કરી શકાય તો જરાય સંકોચ વિના ગુજરાતમાં બેવડી પ્રજા સમાઈ શકે.

પણ અત્યારે મુખ્ય કર્તવ્ય તો શહેરો ને ગામડાંના એકડા તોડવાનું છે; કન્યા મેળવવાનાં ક્ષેત્રો વિશાળ કરવાનું છે; ગામડાંના રુધિરની મદદથી શહેરી ઓલાદ સશક્ત કરવાનું છે; અને સ્ત્રીઓની તંદુરસ્તીની અને તેમનાં માતા થવાના અધિકારની આડે આવે એવી દરેક રીત અને રૂઢિનું ખંડન કરવાનું છે. સંખ્યાની અભિવૃદ્ધિ કરતાંય પહેલું ધ્યેય તો ઓલાદોની સજીવતા સાધવાનું છે. પ્રો. હોબહાઉસ કહે છે તેમ "Endogamy is played out" આંતરલગ્નનો હવે ઉપયોગ નથી રહ્યો; મોટા પ્રમાણમાં વર્ણાંતરલગ્ન થાય તો જ ગુજરાતીઓ જાતવિષયક – racial – યોગ્યતા પ્રાપ્ત કરે. જાતવિષયક યોગ્યતા વિના સામુદાયિક મહાપ્રયત્ન શક્ય નથી. મહાન થવું હોય તો ગુજરાતીઓએ પ્રજાતત્ત્વને વિકસાવવું જોઇએ.

૫

અર્વાચીન ગુજરાતનું માનસતત્ત્વ વિચારતાં બે

મોટા વિષયોનો વિચાર આવશ્યક બને છે:—

(અ) ભૂતકાલમાં કઈ સામાજિક અને સાંસ્કારિક ભાવનાઓ વડે ગુજરાતને પોતાના કોયડાઓ ઉકેલવા પડ્યા અને તે ઉકેલતાં કઇ શક્તિઓ ખપમાં આવી;

(આ) અર્વાચીન પરિસ્થિતિમાં એ ભાવનાઓમાં શા ફેરફાર થયા અને આજે એ ઉકેલમાં કઇ શક્તિઓનો ઉપયોગ થઈ રહ્યો છે.

રાજકીય એકતાનો અભાવ એ આપણો અણઉકેલાયેલો કોયડો હતો અને આજે પણ છે. મુગલ સામ્રાજ્ય તૂટ્યા પછી ગુજરાતે માત્ર એક રાજતંત્રના લહાવા લીધા નથી; અને ભવિષ્યમાં જ્યાં સુધી નજર પહોંચે છે ત્યાં સુધી ગુજરાતીઓ એક રાજતંત્ર નીચે સંગઠન સાધતા દેખાતા નથી. બ્રિટિશ ગુજરાત એટલું નાનું છે કે એને જુદું સ્વાધીન તંત્ર મળી શકે એમ નથી, અને મળે તો મુંબઇ વિના એ હિતકર નીવડે નહિ. પણ જો એ હાલ છે એમ મુંબઈ ઇલાકાનો ભાગ જ ચાલુ રહે, તો કાઠિયાવાડ, રજપૂતાના અને મધ્યહિંદની એજન્સીનાં ગુજરાતી દેશી રાજ્યો વધારે છૂટાં પડતાં જશે. અને ગુજરાતનાં વિખૂટાં પડેલાં અંગો વચ્ચે નિકટ રાજકીય સંબંધ બંધાય, એ બ્રિટિશ કે દેશી રાજનીતિને રુચિકર લાગતું દેખાતું નથી. પણ હિંદી ફેડરેશનના ખારા સમુદ્રમાંથી એવા સંબંધનું અમૃત નીકળી આવે તો નવાઈ નહિ.

આ મુશ્કેલ કોયડાનો છેવટનો નિર્ણય ભલે ગુજરાતી નેતાઓ, મુત્સદ્દીઓ ને રાજવીઓના હાથમાં હોય, પણ એ નિર્ણયના કરનારાઓ તો ગુજરાતી સાહિત્ય અને સંસ્કારને ઘડનારા જ રહેશે. તે જે એકતાની ભાવના સરજશે તે જ કોઈ કાળે સિદ્ધ થશે. અર્વાચીન પરિસ્થિતિ જોતાં, અવિભક્ત ગુજરાતની ભાવનાથી પ્રેરાઈ ગુજરાતીઓ પહેલાં હતી તેનાથી વધારે અર્થસાધક એકતા બે જ રીતે સાધી શકેઃ કાં તો આખા ગુજરાતની રાજકીય, સામાજિક અને આર્થિક પ્રવૃત્તિઓ પરસ્પરાવલંબી કરી નાંખીને; અથવા મુસલમાન સમયમાં હતું તેમ પરસ્પર વિરોધી રાજકીય વ્યવહારોને સંકુચિત જીવનખંડમાં અળગા રાખીને. બીજી રીત આ જમાનામાં શક્ય નથી લાગતી. સર્વવ્યાપી પ્રજાકીય ભાવનાના ગર્ભમાં ભાવિનું સત્ય છુપાયું હોય છે. આ વાત જો ખરી હોય તો એક દહાડો સ્વપ્ન પણ સિદ્ધ થાય, અને સંવાદી રાજકીય જીવન અખિલ ગુજરાત પર સદીઓ થયાં પડેલી આ વિપત્તિ દૂર કરે.

૬

આપણા માનસતત્ત્વની મહાન સર્જકશક્તિ આર્યસંસ્કૃતિ છે. એ સંસ્કૃતિ અદ્ભુત છે; એમાં ઐતિહાસિક જરૂરતોને પહોંચી વળવાની અજબ શક્તિ છે.

એક વાર ગુજરાત પર ભયંકર સીતમ ગુજર્યો

હતો. મુસ્લિમ વિજેતાઓએ એની રાજકીય સ્વાધીનતા હરી લીધી ત્યારે એની માનસિક સમૃદ્ધિ અને સામાજિક જીવન બંને પર પણ તરાપ મારી હતી. આ વિપત્તિ દૂર ઠેલાય એમ નહોતી; માત્ર એની અસર જીવનનાં અગત્યનાં ક્ષેત્રોમાંથી ખાળી શકાય એમ હતી. આ ધ્યેય સાધવા આર્યસંસ્કારે નવી શક્તિઓ સરજાવી હતી. સામાજિક અતડાપણું કેળવી ન્યાતોએ સ્વાસ્થ્ય સાચવ્યું. પૌરાણિક બલ અને ધર્મે ધર્મની જ્યોત જીવતીજાગતી રાખી, તેમ જ સાહિત્ય અને સંસ્કારની નવી પ્રણાલિકા રચી. નરસિંહ મહેતાએ, પ્રેમાનંદે ને દયારામે આ નવશક્તિનું આકર્ષક સ્વરૂપ મૂર્તિમાન કર્યું; એનું અનાકર્ષક સ્વરૂપ, પરલોકમાં જ પ્રીતિ કેળવતું અખામાં વ્યક્ત થયું.

આ વિષયમાં બ્રિટિશ સંબંધ દેખીતો આકર્ષક હતો; પણ એની અસર જરાય ઓછી વિપ્લવકારક નહોતી. શાંતિને નામે લોકો નિઃશસ્ત્ર થયા. બુદ્ધિસ્વાતંત્ર્યને નામે લોકો સમાજનું બંધારણ અને સ્વસંસ્કારનાં મૂળ બંને ઉખેડતાં શીખ્યા. પણ થિયોસોફી, આર્યસમાજ અને બુદ્ધિપૂર્વક સેવેલો સ્વધર્મપ્રેમ; સંસ્કૃતના પ્રભાવની પુનઃસ્થાપના અને તેમાંથી પરિણમતી સાહિત્ય અને ભાવનાની પુનર્ઘટના; અને ધર્મભાવનાથી ઉત્તેજિત રાષ્ટ્રભાવનાના ઊછળતા તરંગો—આ બધાંએ પરદેશી સંસ્કારના જુવાળમાં રહેલું ચેતન

સ્વીકારી લીધું, પણ તેનાં વિષ દૂર ઠેલ્યાં. અને મહાત્મા ગાંધીએ સરજાવેલા સર્વવ્યાપી ચેતનમાં, સત્યાગ્રહના સેવનમાં, અહિંસા અને સત્યને જીવનના મહાવ્રત તરીકે ફરીથી સ્વીકારવામાં ગુજરાત આજે નવે અવતારે આવ્યું છે. એ આજે ખડું છે—અર્વાચીન સંયોગોમાં વ્યક્ત થતા વિજયી આર્યસંસ્કારની મૂર્તિસમું – વાણીસમું – આત્માસમું.

જે મહાત્મા આજે ગુજરાતને પ્રેરે છે તે નહિ હોય ત્યારે પણ ગુજરાત આમ ઊભું રહેશે કે કેમ એ તો ભવિષ્યને ખોળે છે. પણ ઘણી વાર ભાવના અને પરાક્રમથી છલાછલ એવા નાનકડા યુગોએ પણ પ્રજાઓનાં માનસ બદલ્યાં છે, અને ગુજરાત હમેશાં આર્યસંસ્કૃતિના એક સુંદર સ્વરૂપનું પ્રતિનિધિ રહેશે એ આશા અવાસ્તવિક તો ન જ ગણાય.

૭

હિંદ ને પશ્ચિમનો સમાગમ ઘણી બાબતમાં સર્જનાત્મક છે; તેનાથી પરિસ્થિતિ બદલાઈ છે, અને આર્યસંસ્કારની કેટલીક ભાવનાઓને પણ નવો રંગ ચઢયો છે.

જૂના જમાનામાં આપણા કોયડાઓના ઉકેલ માટે જે પરિસ્થિતિ હતી તેનાં ત્રણ મુખ્ય અંગ હતાં. એક તો રાજકીય અસ્વાસ્થ્ય પ્રવર્તતું. બીજું, સામાજિક સંસ્થાઓ અને રૂઢિઓ ઘડાતી અને પરસ્પરાવલંબી રહેતી તે સંકલ્પજન્ય પ્રયત્નથી નહિ

પણ માત્ર જનસમૂહની સ્વાભાવિક–Unreflective–સામુદાયિક વૃત્તિથી. ત્રીજુ, સંસ્કૃત સાહિત્ય સિવાય બીજેથી ભાવનાઓ મળતી નહિ.

આ જમાનામાં પરિસ્થિતિ બદલાઈ છે, અને આ અંગો ઘણે ભાગે અદૃશ્ય થયાં છે. બ્રિટિશ સલ્તનતે બળજોરીથી જે રાજકીય શાંતિ પ્રસારી છે તેને પરિણામે વ્યાપારી અને સાંસ્કારિક પ્રવૃત્તિઓના વિકાસ માટે અવકાશ મળ્યો છે. એકધારી અને વ્યવસ્થિત પરાધીનતાએ નવરચના માટે પ્રબલ ઇચ્છા પ્રકટાવી છે. પાશ્ચાત્ય સંસ્કારની પુનર્ઘટનાનાં સુંદર બીજ વવાયાં છે, અને જ્યાં આર્યભાવનાઓ વિના બીજી ભાવનાઓ નહોતી ત્યાં જગેજગ પાશ્ચાત્ય ભાવનાઓ સર્વોપરિતા મેળવવા મથી રહી છે; સંકલ્પવિહોણી સામાજિકવૃત્તિનું સ્થાન બુદ્ધિપૂર્વક આદરેલી સામુદાયિક પ્રવૃત્તિઓએ લીધું છે, અને તે પ્રવૃત્તિઓ જીવનની એકતા સિદ્ધ કરવા વિચારપુરઃસર પ્રયત્ને આગલા જમાનાને અપ્રાપ્ય એવો વેગ ને વ્યાપકતા અર્પી રહી છે.

જૂના જમાનામાં જે શક્તિઓ સંકલ્પવિહોણી સામાજિક વૃત્તિઓ પ્રેરતી તે ઘણી ખરી આર્ય સંસ્કારમાંથી ઉદ્ભવી હતી. આવી પહેલી શક્તિનું મૂળ વર્ણભાનમાં હતું. આ વર્ણભાનથી દરેક જણ પોતાની ન્યાતને પોતાનું વિધિનિર્ણીત, અનુલ્લંઘનીય જીવનક્ષેત્ર માનતો; અને તે ન્યાતને વળી ઈશ્વરે

નિયોજેલા ભૂદેવોથી સુરક્ષિત એવા ચાતુર્વર્ણ્યનું એક અંગ માનતો.

આ ભાન હવે જતું રહ્યું છે. ચાતુર્વર્ણ્યને કોઇ સનાતન વ્યવસ્થા માનતું નથી. બ્રાહ્મણ હવે બોજારૂપ મનાય છે. એને ધર્મનો ઇજારદાર ગણી એનાથી લોકો ડરે છે અથવા એની અદેખાઈ કરે છે. બ્રાહ્મણ ગુરુ નથી રહ્યો; ગોર, આશ્રિત ગણાય છે. વર્ણભાન ચાલ્યું ગયું છે અને તેને બદલે ન્યાતનો ગર્વ રહી ગયો છે. ન્યાતની સત્તા હતી તે ચાલી ગઈ છે, પણ હવે તેને આપણે એક ઉપયોગી પક્ષ — પત્ર, ભંડોળ, સંમેલન, સ્વયંસેવકસંઘ આદિથી સુસજ્જ એવું આપણું એક નાનકડું સૈન્ય માની બેઠા છીએ. એના વડે સત્તા કે પ્રતાપ મેળવી શકીએ, એને આપણી ઉદારતાનું પ્રથમ પાત્ર કરી શકીએ, એના વડે બીજી ન્યાતનાઓનો ગર્વ ઉતારી શકીએ.

આવી નાની ન્યાતો કોઇ વાર બીજી ન્યાતો જોડે જોડાઇ જવાના નિષ્ફળ પ્રયત્નો કરતી દેખાય છે. પણ અસલ આખી વર્ણવ્યવસ્થા એક ધંધો કરનારાઓના પેઢીધર સમૂહોના પરસ્પરાવલંબન પર રચાઈ હતી; આજે તે પરસ્પરવિરોધી સમૂહોનું સંગ્રહ-સ્થાન બની છે. કહેવાતી આ વ્યવસ્થાનું મુખ્ય અંગ આજે અવ્યવસ્થા છે. સામુદાયિક એકતાનતાની ભાવના જતી રહી છે, એટલે ચાતુર્વર્ણ્ય ખાલી કાચલું થઈ પડયું છે. એનો મૂળ હેતુ નષ્ટ થયો છે. રૂઢિમાં

શ્રદ્ધા વગર, વર્ણવ્યવસ્થા ઈશ્વરનિયુક્ત છે એ ખાતરી વિના, બ્રાહ્મણો ભૂદેવ છે એ માન્યતા વિના, આ સંસ્થા કદી સમાજની પુનર્ઘટના ન કરી શકે.

આ વ્યવસ્થા અંધ નથી, એની પાછળ વ્યક્તિ-વાદનું તેજ છે. એ વ્યક્તિવાદ માનવી માત્રના આત્મગૌરવની ભાવના જે ગ્રીકોએ સરજી અને ખ્રિસ્તી ધર્મે પ્રસારી તેના પર રચાયો છે. આ ભાવના પશ્ચિમમાંથી આવી અને સુધારક નર્મદે એને પહેલી સ્વીકારી ને શીખવી. માનવ કશાના પણ સાધનરૂપ નથી રહેવા માગતો, એને પોતાને અંતિમ સાધ્ય બનવું છેઃ Not a means but an end in himself. શા માટે હું સાધન બનું? મનુષ્યહૃદયમાં ઉદ્ભવતો આ એક અણદબ પ્રશ્ન છે. આપણે ત્યાં આ ભાવના ગુજરાતીઓને સહજ એવી સામાજિક ઔદાર્ય અને અહિંસાની ભાવના જોડે સુંદર રીતે ભળી ગઈ છે. મહાત્માજીએ સત્યની વ્યાખ્યા યોજી છે, તેણે પણ આ ભાવનાને પાણી ચઢાવ્યું છે. પોતાના અંતરના અવાજે નક્કી કરેલું સત્ય, એ જ દરેક હૃદયનું નાનું સરખું રાજ્ય છે. તેને સામાજિક દોર સ્પર્શે નહિ. ન્યાયસત્તા તેના પર આક્રમણ કરે નહિ અને આ સત્યથી પ્રેરાઇ ઘણાય યુવકો પિકેટીંગથી, અપવાસથી ને અસહકારથી, બાળલગ્ન, જમણવાર, વૃદ્ધવિવાહ, વરઘોડાઓ વગેરે સામે સત્યાગ્રહ કરી રહ્યા છે. ન્યાતના ઠરાવો ઠાલી ગર્જના જેવા થઈ પડયા છે. સદ્ભાગ્યે, આ રીત જુવાન

અને પ્રગતિમાનોએ જ ગ્રહી છે; અને અહિંસા અને શિક્ષા સહન કરવાની ઉત્કંઠાથી આ રીત જુલમી નથી થઈ પડી.

વર્ણભાન છેક અદશ્ય થાય એ હું માનતો નથી. ન્યાતો પણ લાંબા કાળ સુધી સામાજિક વર્તુલો જ થઈ રહેવાની. પણ બંનેની નવી અને પ્રભાવશાળી સામુદાયિક ભાવનાઓ પ્રમાણે નવઘટના થાય છે. કલબો, સમાજો, ધંધાઓ તેમ જ રાજકીય અને બીજી જાહેર પ્રવૃત્તિઓને લીધે માણસો ન્યાતને બદલે બહાર વધારે સંબંધ બાંધે છે અને ન્યાતનાં બંધનોને ગૌણ કરી મૂકે છે.

મુખ્ય નવી સામુદાયિક ભાવના બે છેઃ ગુજરાતી અસ્મિતા અને રાષ્ટ્રભાવ. સિત્તેર વર્ષ પહેલાં નર્મદે પ્રથમ ભાવનાનું દર્શન કર્યું; એણે 'ગરવી ગુજરાત'નું ભક્તિભીનું ગુણગાન કર્યું. નાનાલાલે પણ 'ધન્ય હો ધન્ય જ પુણ્ય પ્રદેશ'નું જયકીર્તન કર્યું છે. અને તેવા જ ભાવથી ખબરદારે ભક્તહૃદય ઠાલવ્યું છેઃ

> જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાલ ગુજરાત,
> જ્યાં ગુજરાતી બોલાતી, ત્યાં સદાકાલ ગુજરાત.

અને ચંદ્રવદન મહેતા પણ આજે એ જ કહે છેઃ

> ભમો ભરતખંડમાં સકળ ભોમ ખૂંદી વળી
> ધરાતલ ધૂમો; ક્યહીં નહિ મળે રૂડી ચોતરી
> પ્રફુલ્લ 'કુસુમોતણી, વિવિધ રંગ વસ્ત્રોભરી,
> સરોવર, તરુવરો, જળભરી નદીઓ વળી

મહોદધિ લડાવતી નગરબંધ કાંઠે ઢળીઃ
પ્રદેશ પરદેશના સહુ થકી અહીં ગુર્જરી !
ભરી તુજ કૂખે મનોરમ વિશાળ લીલોતરી
સદા હૃદય ઠારતી; અવર કો ન તુંપેં ભલી.
નહિ હિમ સમાધિમાં શિખર નીંદરે કે ખરે
ઉષા કમળની અહીં ધ્રુવપ્રદેશની લાલિમા
નથી; ઘણું નથી, પરંતુ ગુજરાતના નામથી
સદા સળવળે દિલે, અણુઅણે ઊંડા ભાવથી
સ્ફુરે અજબ ભક્તિની અચલ દીપરેખા; અરે,
'લીધો જનમ ને ગમે થવું જ રાખ આ ભૂમિમાં.'

વર્ણભાનની આસપાસ જે ભક્તિ હતી તે આજે આમ ગુજરાતી અસ્મિતા પર ઢળી છે. 'સમાજ એક જીવંત વ્યક્તિ છે,' એક ફ્રેન્ચ વિદ્વાન કહે છે. 'કારણ કે એની રચના વિચાર અને સંકલ્પે કરી છે, એની સજીવતા ભાવનાઘડી છે.'[1]

ગુજરાત આજે જીવંત વ્યક્તિ છે કારણ કે આપણા આચાર ને વિચારો 'ગુજરાતીતા'ની ભાવનાથી પ્રેરાયા આવે છે. જ્યાં જ્યાં ગુજરાતીઓ વસે છે ત્યાં ત્યાં ભાવનાના નિર્ણયાત્મક પ્રાબલ્યથી પ્રેરાઇ તેઓ બુદ્ધિપૂર્વક ભેગા મળે છે અને આમ ભવિષ્યનું સંકલ્પજન્ય ગુજરાત જન્મે છે.

૧૯૩૦થી ગુજરાત રાષ્ટ્રભાવે ઓતપ્રોત છે; અને આ ભાવ પણ ગુજરાતી અસ્મિતા જોડે એકતાન

1. A Society is an organism, because it has been thought and willed, it is an organism born of an idea.

થયો છે. હિંદના દરેક ભાગમાં ગુજરાતીઓ સત્યાગ્રહની લડતમાં મોખરે હતા કારણ કે ગુજરાતી તરીકે એમણે એમ કરવામાં કર્તવ્ય ને ગૌરવ બંને માન્યાં હતાં. હિંદ જેવા વિશાળ દેશમાં રાષ્ટ્રભાવના બીજી નાની સામુદાયિક ભાવનાની ચડઊતર શ્રેણી પર જ ટકી શકે. માત્ર અવિરોધી ઊતરતી ભાવનાનો ચડતી ભાવનામાં સમાવેશ થવો જોઇએ. ગુજરાતીતા રાષ્ટ્રભાવનાની વિરોધી નથી; રાષ્ટ્રભાવના તો ગુજરાતી અસ્મિતાનું અંગ છે, અને તેથી જ એક ગુજરાતીતા આપણા સામુદાયિક જીવનનો શ્વાસ ને પ્રાણ થાય એમ હું ઇચ્છું છું.

૮

આર્યોના સામાજિક જીવનના પાયારૂપ કૌટુંબિક ભાવનામાં પણ મોટો ફેરફાર થયો છે. સંયુકત કુટુંબો ગુજરાતમાંથી અદૃષ્ટ થતાં જાય છે; ને ઘણે ઠેકાણેથી તો થઈ ગયાં પણ છે. 'સરસ્વતીચંદ્ર'ના કર્તાએ એમાં રહેલી ભાવનાનાં બહુએ સ્તોત્રો રચ્યાં, પણ માટીની બની ગયેલી એ મૂર્તિમાં દૈવત ન આવ્યું તે ન જ આવ્યું.

આ ફેરફારનાં ઘણાં કારણો છે. એમાંનાં ખાસ નોંધવાલાયક તો ગુજરાતીઓનો સ્વભાવ અને એમની સ્ત્રીઓનો પ્રભાવ છે. રૂઢિબલ અને સંકુચિત પ્રણાલિકાવાદની જડતામાંથી ગુજરાતીઓને સહેલાઈથી છટકી જતાં આવડે છે. હિંદના બીજા ભાગોમાં છે

તેમ આપણે ત્યાં કૌટુંબિક જીવન ભાગ્યે જ જડ થઈ ગયું છે. અહીંયાં સંસ્કાર કદી પંડિતો, પ્રતિષ્ઠાવાનો કે સેનાધીશોનો ઇજારો બની રહ્યા નથી.

વળી ગુજરાતી સ્ત્રીઓ બીજા પ્રદેશો કરતાં વધારે સ્વાતંત્ર્ય ભોગવતી આવી છે. અને આજકાલની સ્ત્રીઓને પ્રતાપે સંયુક્ત કુટુંબના ગઢના કાંગરાઓ ક્યારનાય ખરવા લાગ્યા છે. એમના પ્રભાવથી, ઊંચી ન્યાતોમાંથી બહુ પત્નીત્વનો રિવાજ જાણ્યે અજાણ્યે ચાલ્યો ગયો છે. પોતાને દેવે દીધેલા પ્રભુ અને સ્વામીની ભક્તિ સંસ્કારી સ્ત્રીઓ વીસરી ગઇ છે. તેને બદલે પ્રણયે – બંનેને સમાન પાશે બાંધતાં પ્રણયે – તેમના જીવનને ઓપ ચઢાવ્યો છે. પરિણીત જીવન સગવડ પૂરતું નથી રહ્યું, એના પર અદ્‌ભુતતાના સુંદર રંગો ચઢ્યા છે.

આપણે ત્યાં અસલ છોકરાછોકરીનું સહશિક્ષણ પ્રચલતું, એ તો 'સદેવંત સાવળીંગા'ના વાચકોને ખબર છે; અને આજે પણ ગુજરાતીઓ શાળા અને કૉલેજમાં બંનેને છૂટાં શિક્ષણ અપાય એવી ઇચ્છા કેળવી શક્યા નથી. અસલ સ્ત્રીઓ જીવનનાં ઘણાં ક્ષેત્રોમાં પુરુષો સાથે સહચાર સાધતી; અને આજે એ સાહચર્ય જીવનનું એક સામાન્ય તત્ત્વ થઈ પડ્યું છે.

સિદ્ધરાજના બાલ્યકાળમાં એકચક્રે રાજ્ય કરતી મીનળદેવી, તેજપાલના પ્રતાપ ને લોકપ્રિયતાની સહસ્રષ્ટા અનુપમાદેવી, અને કવિકુલમંડન સમી

મીરાંબાઇ,— આ ગુજરાતણો નથી કલ્પનાની મૂર્તિઓ ને નથી આકસ્મિક અપવાદો. જૂના જમાનામાં ગુજરાતણો પેઢીઓ ચલાવતી તો આપણે ઠેરઠેર જોતા.

અને આ જમાનામાં, એક દશકામાં, એમને જીવનનાં ઘણાં ક્ષેત્રોમાં યોગ્ય સ્થાન પ્રાપ્ત કરતી આપણે જોઇ છે. સર્વસ્વ ત્યાગી તે સત્યાગ્રહની આગેવાનો બની ને લાઠીઓ સહી. ઊછળતા છરા ને વહેતાં રુધિરોમાં પિકેટિંગ કર્યું. બારડોલીની અભણ સ્ત્રીઓએ ૧૯૨૮માં, અને ફરી ૧૯૩૦ થી ૧૯૩૩માં, ધૈર્ય, હિંમત ને અડગતાથી સ્વદેશકાજે જે સહન કર્યું તેવું ભાગ્યે જ ઈતિહાસમાં બીજે ઠેકાણે આપણે જોઈએ છીએ. મોટાં શહેરોમાં કોઇકને જાહેર જીવન ઘડતી, કોઈકને ઉદ્યોગનાં મથકોમાં કામગારોની ચળવળો પ્રેરતી, કોઈકને વ્યાપારી સંસ્થાઓની વ્યવસ્થા રચતી, તો કોઇને સ્ત્રીઓની મહાન સંસ્થાઓની રચના કરતી આપણે જોઇએ છીએ. અને કાલે તો રંગપીઠ પરથી નૃત્ય કરતી પણ આપણે જોઇ!

દુનિયાની આંખ ઊઘડે તે પહેલાં તો, ગુજરાતી સ્ત્રીઓએ આમ જાહેર જીવનમાં પુરુષોની સમોવડ સ્થાન પ્રાપ્ત કર્યું છે, અને છતાં એમની પુરાણી ભાવનાઓ એમણે સજીવ રાખી છે. સ્વાતંત્ર્યે એમની મૃદુતા હરી નથી, જાહેર જીવને એમની કુટુંબવ્યવસ્થા છોડાવી નથી. દેશભક્ત સ્ત્રીઓ છેલ્લાં ચાર વર્ષમાં રાજકીય જંગમાં જોડાઇને હતી તેવી જ રહી છે—

પતિભક્ત પત્નીઓ, સ્નેહાળ માતાઓ અને સેવાભાવી સહનશીલ ગૃહલક્ષ્મીઓ. વળી પૂ. કસ્તુરબા— પ્રાચીન આર્યસ્ત્રીભાવનાની મૂર્તિ—પણ આજના ગુજરાતી સ્ત્રીસંઘને મોખરે છે: પતિની જ્વલંત તપશ્ચર્યાને અંગે એમણે કરેલાં ભવ્ય આત્મસમર્પણ આગળ પુરાણોની સતીઓ ઝાંખી દીસે છે.

જે કથા, વાર્તા ને પ્રણાલિકા પર પૌરાણિક દૃષ્ટિબિંદુ રચાયું હતું તેમનો જાદુ હજી ગયો નથી; પણ તેમનો નવો અર્થ કરવામાં આવ્યો છે. બ્રાહ્મણ ગુરુનો રાજ્યદંડ શિક્ષકો, સાહિત્યકો અને દેશસેવકોના હાથમાં ગયો છે. સંસ્કૃત સાહિત્ય ને તત્ત્વજ્ઞાનના કંઇક પરિચયે પૌરાણિક વહેમજાળાંઓ કાઢી નાખ્યાં છે, અને આર્યભાવનાઓનો સીધો પરિચય હવે સહેલો થઈ પડ્યો છે. પ્રેમાનંદનું 'ધ્રુવાખ્યાન' હવે ભૂલાઇ ગયું છે; પણ પૌરાણિક વિષયો પર કાવ્ય, નાટક ને નવલકથા ઘણી આકર્ષક નીવડે છે, ને મહાભારત અને રામાયણના અનુવાદો રસથી વંચાય છે. 'સરસ્વતીચંદ્ર' નવલકથા તરીકે નીરસ, છતાં સંસ્કૃત સાહિત્યમાંથી વણેલી સુંદર કુસુમાવલિ તરીકે હજી પ્રેરણા આપે છે. નામમાલા ને સ્તોત્રો વંચાતાં નથી, પણ 'ભગવદ્ગીતા'નો અભ્યાસ ઘેર ઘેર પ્રેરણા દે છે. કર્મકાંડમાંથી અને વેદાંતમાંથી પણ રસ જતો રહ્યો છે. માન્યતા ને પૂજામાંથી સેવા અને સ્વાનુભવમાં ધાર્મિક શ્રદ્ધા ચોંટી છે. ભક્તિનું આકર્ષણ

ઘટયું છે; જે ભક્તો થાય તે જીવનમાં ઉલ્લાસ, વીરતા કે ત્યાગ ઝંખે છે.

પુરાણો પહેલાં સંસ્કારનું સાતત્ય જાળવતાં, પણ આજે ગુજરાતીઓને એ સંતોષી શકતાં નથી. આપણી બુદ્ધિ આપણા પૂર્વજોના સ્મરણસંગ્રહ સજીવન કરવામાં, તેમનાં નવાં રહસ્યો વાંચવામાં રોકાઈ છે, અને અર્વાચીન હૃદયને પોષે એવાં નવાં પુરાણો રચાય છે. વીર આર્યોએ કરેલાં પરાક્રમો ને સહેલાં દુઃખો જે આજની ભાવનાઓ પોષે છે, તેને નવાં ગીતો અને નવતર કથાનકોમાં આપણે અમર કરવા માગીએ છીએ.

આર્યોની નૈતિક, ધાર્મિક ને આધ્યાત્મિક ભાવનાઓને ગુજરાતે પોતાના સ્વભાવ પ્રમાણે બદલી છે. ઊંડા તત્ત્વજ્ઞાન ને પ્રખર વિદ્વત્તાને કોરે મૂકી, નૈતિક સિદ્ધાંતોનો વ્યવહારુ ઉપયોગ કરવાનો આપણો સ્વભાવ પડી ગયો છે. એથી હમેશાં ગુજરાત દયા કે ઔદાર્યથી પ્રેરાયેલી મહાન સાર્વજનિક સંસ્થાઓ ઊભી કરવામાં રાચે છે. આપણા પૌરાણિકો, સાધુઓ અને ભક્તોએ અસલના વખતમાં ગરીબ અને દુખિયાંને આશ્વાસન ને મદદ દેવાનું પ્રથમ કર્તવ્ય ગણ્યું છે. આજે અનેક જુવાન સ્ત્રીપુરુષોએ ધંધોરોજગાર છોડી જનતાની સેવાને જીવનકાર્ય તરીકે સ્વીકાર્યું છે.

અહિંસાની ભાવના આપણા સામુદાયિક જીવનની એક મહાપ્રેરણા થઈ રહી છે. સૈકાઓ થયાં ગામેગામ

સદાવ્રત ને પાંજરાપોળો ચાલ્યાં આવે છે. કુમારપાલ અને હેમચંદ્રે અહિંસાને રાજકારણમાં અગ્રસ્થાન આપ્યું હતું. આજે આપણા ધનાઢ્યોએ તેને હોસ્પિટલો, અનાથાશ્રમો ને આરોગ્યભવનોમાં મૂર્તિમાન કરી છે. વળી અર્વાચીન ગુજરાતે તેને રાજકીય પ્રવૃત્તિનું મુખ્ય અંગ બનાવી, હિંદના સ્વાતંત્ર્યની પ્રાપ્તિ અને જનતાના ઉદ્ધારનું સબળ સાધન બનાવી છે. હવે અહિંસા કીડી ને ચકલીની ચિંતા કરવાને બદલે શક્તિશાળી સ્વભાવને પ્રેરે છે; ત્યાગ ને તપશ્ચર્યા દ્વારા, સહનશીલતા ને સત્યાગ્રહ દ્વારા પાપો નિવારવાનો એ જ્વલંત ધર્મ બની છે.

પણ ગુજરાતને ત્યાગ કરતાંય ઉલ્લાસ વધારે રુચે છે; તપોધન બ્રાહ્મણો ને વીતરાગ સાધુઓ આવ્યા ને ગયા. અખાએ આ ક્ષણભંગુર સંસારનો દ્વેષ બહુયે રસથી શીખવ્યો. મહાત્મા ગાંધીનો ત્યાગમંત્ર એના આત્માને થોડા વખત માટે વશ કરી રહ્યો છે. પણ ગુજરાત તો પૈસા બચાવશે, અને જીવનસૌંદર્ય પાછળ ખરચશે; એના પુત્ર ને પુત્રીઓ જીવશે ને હસશે, ગાશે ને નાચશે, ને પ્રણયગાનભર્યાં ગીતો ગાઈ, ઉલ્લાસની શોધમાં જીવનસાફલ્ય સાધશે.

૯

સાધારણ રીતે જોતાં સાહિત્યમાં પણ આજ બે વૃત્તિઓ દેખાય છે. એક ગુજરાતીઓના વ્યક્તિત્વમાંથી ઉદ્ભવી છે; બીજી મધ્યદેશના પ્રબળ

સંસ્કારોમાંથી વહી છે. આ બે વૃત્તિઓની એકબીજા ઉપર થયેલી અસરથી ભાષા અને સાહિત્યના વિકાસમાં એક પ્રકારના તાલથી બદ્ધ એવી ગતિ થઈ છે. લોકોના વ્યક્તિત્વને લીધે સ્વાતંત્ર્ય અને વિવિધતા આવ્યાં છે, તેનાથી ભાષામાં અસરકારક શબ્દપ્રયોગો પેઠા છે; તેનાથી વાર્તા અને ગરબીઓ યુગેયુગે લોકપ્રિયતા પામ્યાં છે, તેનાથી સદાયે અવનવીન એવી અદ્ભુતતા આવી છે, તેનાથી સાહિત્યને વાસ્તવિકતાનો સંબંધ ફરીફરી સધાયો છે. આર્યસંસ્કારોએ વખતોવખત ભાષાને સંસ્કારી અને અર્થવાહક બનાવી છે; સમૃદ્ધિ, સ્વરૂપ અને પદ્ધતિ પૂરાં પડયાં છે; અને સાહિત્યમાં છટા અને અપૂર્વતાના અંશો આણ્યા છે.

આ બે ગતિઓ તાલબદ્ધ વારાફરતી, પણ છૂટીછૂટી, જૂના જમાનામાં નજરે ચઢતી હતી. કોઈ વાર તો બે ગતિઓ વચ્ચે લાંબો કાળ પણ વહી જતો. આ બે વારાફરતી થતી ગતિઓને 'તરંગલોલા' (ઇ. સ. ૩૦૦ ?) અને 'માર્કંડેયપુરાણ'માં (ઈ. સ. ૫૦૦ ?) જોઇએ છીએ. વળી તેને જોઇએ છીએ 'સમરાઇચ્ચાકહા'માં (આશરે ઈ. સ. ૭૫૦) અને 'રાવણવધ'માં (ઈ. સ. ૬૪૧); 'મુંજરાસ'માં (આશરે ઇ. સ. ૧૦૫૦) અને 'દ્વયાશ્રય'માં (આશરે ઈ. સ. ૧૧૫૦); 'કાન્હડદેપ્રબંધ'માં (આશરે ઈ. સ. ૧૪૫૬) અને ભાલણની 'કાદંબરી'માં (આશરે

ઇ. સ. ૧૫૦૦).

થોડો વખત બન્ને વૃત્તિઓ નરસિંહ મહેતાનાં કાવ્યોમાં ભેગી મળી. પ્રેમાનંદનાં આખ્યાનો વાસ્તવિકતાથી સજીવ એવી વાર્તાઓ છે. તે સમકાલીન ગુજરાતી જીવનનાં દર્શન કરાવે છે. નીતિ, બુદ્ધિ અને સાહિત્યનાં ક્ષેત્રોમાં જે અધોગતિ આખા હિંદમાં પ્રસરી હતી તેનું પ્રતિબિંબ અખાની કૃતિઓમાં જોઈએ છીએ. દયારામનાં કાવ્યોનાં બે સ્વરૂપ છેઃ એનાં પુષ્ટિમાર્ગ વિશેનાં કાવ્યોમાં આપણે મધ્યદેશની અધોગત સાહિત્યવૃત્તિઓનું પ્રદર્શન જોઇએ છીએ; ત્યારે એની ગરબીઓ ગુજરાતી સાહિત્યને પંડિતોના દંભ અને અવાસ્તવિક નીતિવૈરાગ્યમાંથી મુક્ત કરી રહે છે.

પણ આ જમાનામાં જે શક્તિઓએ પરદેશી સંસ્કાર ઝીલ્યા તેણે આ ગતિઓને વેગવતી અને સર્વગામી બનાવી મૂકી છે. નર્મદ, ગોવર્ધનરામ, નરસિંહરાવ અને નાનાલાલની વિવિધતા અને સમૃદ્ધિમાં જેટલે અંશે આપણે સંસ્કૃત સાહિત્યની અસર જોઇએ છીએ તેટલે જ અંશે પાશ્ચાત્ય સાહિત્યની સંજીવનીનો સ્પર્શ પણ ભાળીએ છીએ. આ બધી શક્તિઓએ મળીને જે સંવાદી સાહિત્યચેતન પેદા કર્યું છે તેનાથી જ હાલના સાહિત્યકો પ્રેરાઈ રહ્યા છે.

૧૦

અર્વાચીન ગુજરાતી સાહિત્યમાં તો પદ્ધતિ,

દૃષ્ટિ અને સર્જકતા ત્રણે ફેરવાઇ ગયાં છે. નિર્જીવ સંસ્કૃત પ્રણાલિકાઓની જડતા ચાલી ગઇ છે. આપણી ભાષા વિશુદ્ધિ, સંવાદ અને સર્વદેશીય પ્રભાવ પ્રાપ્ત કરી રહી છે. નવું પદ્ય અને નવું ગદ્ય બન્ને અસ્તિત્વમાં આવ્યાં છે. જાણે યંત્રથી સરજાતી હોય એવી કવિતા જતી રહી છે: નવા છંદપ્રયોગોએ કાવ્યસિદ્ધિનો વિસ્તાર વધારી મૂક્યો છે. ઊર્મિગીત, સૉનેટ, બૅલાડ, ખંડકાવ્ય અને ખંડઆખ્યાને નવા વિજયોના માર્ગ ખુલ્લા કર્યા છે. ગરબી એ સરસતાનું સત્ત્વ બની છે. ગદ્ય અર્થસાધક, શકિતશાળી અને ચિત્રમય થયું છે. નિબંધ, નવલકથા, અને નવલિકાએ કલાત્મક રચનાની નવી, ઊંચી ભૂમિકા પ્રાપ્ત કરી છે.

પણ સર્જકતા હજી સાંકડાં નાળાંઓમાં થઇને વહે છે. એની સરસતા અને વિવિધતાનાં વહેણ હજી રેલા સમાં છે. ઊર્મિગીત અને મહાકાવ્યમાં ગગનચુંબી શિખરોનાં તો હજી આપણે દર્શને નથી કર્યાં. સામાજિક નવલકથા ઉમરે નથી પહોંચી. નાટક તો હજી પગલાં માંડતુંય નથી થયું. વિવેચન, ઇતિહાસ અને જીવનકથા હજી જન્મવા તરફડિયાં મારી રહ્યાં છે.

જે વાચકવૃંદને સારુ આજે સાહિત્ય લખાય છે તે દિનેદિને સંખ્યામાં, જ્ઞાનમાં અને રસિકતામાં વધતું જાય છે, એટલું જ નહિ પણ પ્રાચીન હિંદ અને અર્વાચીન યુરોપના સાહિત્ય-આદર્શોથી પરિચિત બનતું

જાય છે. પહેલાં સાહિત્યનાં સ્વરૂપો બધાં મોઢેથી બોલવાનાં અને કાનેથી સાંભળવાનાં હતાં તે સ્વરૂપો પણ ફેરવાઈ ગયાં. આજે સાહિત્ય વંચાય છે, સંભળાતું નથી; વળી વસ્તુ અને પાત્ર નાટ્યકલાની દૃષ્ટિએ સજાવાથી સજીવતા પામ્યાં છે.

સાહિત્યમાં જે જીવન દોરાય છે એ પૌરાણિક બીબાં વડે ઘડવામાં નથી આવતું. પરલોકપ્રીતિની પરવા લગભગ જતી રહી છે. અદ્ભુતતા – Romance અગત્યનું સ્થાન ભોગવે છે. આખ્યાનોનો ફિક્કો અદ્ભુતરસ હવે યુરોપીય અદ્ભુતતાથી સશક્ત અને સુંદર થયો છે. એનાં ઉડ્ડયનો–રૂપ, અર્થસાધકતા અને કલ્પનાના ત્રણે પ્રદેશમાં, સ્વૈરવિહારી બને છે. પણ છેલ્લાં થોડાં વર્ષોમાં એણે વાસ્તવિકતાનાં બંધનો સ્વીકારવા માંડયાં છે. શબ્દબાહુલ્ય પર સંયમ આવ્યો છે, અર્થસાધકતા સચોટ થઈ છે, સપ્રમાણતા વધી છે.

સાહિત્ય હવે દિવસે દિવસે સ્વાનુભાવિક કલા થાય છે. દરેક કૃતિમાં વ્યક્તિત્વ પ્રતિબિંબિત કરવાના પ્રયત્નો દેખાય છે. એક જ બીબામાં તે ઘડાતી નથી. સાહિત્યની ગતિ અંગ્રેજી સાહિત્યગતિને થોડેક અંશે અનુસરે છે; પણ અંગ્રેજીના અનુવાદ કે તરજુમા અરુચિકર બને છે. ચોક્કસ શબ્દનાં, જોઈતા આધારનાં અને સુયોગ્ય સ્વરૂપનાં અન્વેષણોમાં સાહિત્યકાર સિદ્ધિ માને છે. કલ્પના ઊડવા ઈચ્છે છે, બને તો

વિદ્વત્તાની પાંખ પર; પણ એ પાંખો તો હજી ઘણી જ નાનકડી છે, હમણાં જ ઊગવા માંડી છે. બુદ્ધિપ્રેરક, ઊંડા જ્ઞાનાન્વેષણમાં ગુજરાતીઓને ઓછો રસ છે. વિદ્વત્તા ઘણેભાગે ઉપરચોટિયા હોય છે. સંશોધન અને શુદ્ધ જ્ઞાનસેવા હજી દુષ્પ્રાપ્ય છે. વિવેચન હમણાં હમણાં જ કંઈક અંશે દિશા દેખાડતાં શીખ્યું છે.

અત્યાર સુધી સામાજિક વિટંબણાઓમાંથી સાહિત્યનું વસ્તુ મળી રહેતું. હવે વધારે મૌલિક માનવહૃદયની ઊર્મિ ઉપરથી વસ્તુ રચાય છે. આર્થિક પરિસ્થિતિની નહીં પણ રાજકીય પરિસ્થિતિની અસર સાહિત્યનાં સુંદર સ્વરૂપો પર પડવા લાગી છે. ગાંધીજીપ્રેરી પ્રવૃત્તિઓએ ભાષા અને સાહિત્ય બન્નેને સમૃદ્ધ કર્યાં છે. હજી સાહિત્યનો વિકાસ ઉત્તેજે એવા કલાકારો એમની અસરથી પ્રગટ્યા નથી, તો પણ સાહિત્યને જીવનની સાથે સાંકળી લેવાના પ્રયત્નો થાય છે. વાસ્તવિકતાનું ભાન અધૂરું આછું હોવાથી આ પ્રયત્નો ગ્રામજીવનની પૂજામાં વિરમે છે, અથવા સાદાઈને સરસ, અને કલાત્મકને અસ્વાભાવિક ને સૌંદર્યહીણું માને છે. આ બન્ને વૃત્તિઓ સાહિત્યની પ્રગતિ રોધે છે.

દલિતો માટેની સહાનુભૂતિથી ઘણું સાહિત્ય પ્રેરાય છે, પણ પાશ્ચાત્ય સાહિત્યને અનુસરીને તેમાં ધનવાન,શક્તિમાન અને સંસ્કારી સામેના દ્વેષનો ધ્વનિ

સંભળાય છે. ઘણીવાર એનો મુખ્ય સૂર જૂના ગુજરાતી સાહિત્યમાં દેખાતા સંસારદ્વેષનો પડઘો હોય છે. સમગ્ર રીતે જોતાં સાહિત્યમાં ગૌણતત્ત્વો ને વિલાસ વધારે પડતાં જણાય છે. શબ્દસમૃદ્ધિમાં એ રાચે છે; અર્થ કરતાં શબ્દસંગીત એને રુચે છે; સરસતાની અસાધ્યતા સંતાડવા શાબ્દિક જાદુ કર્યે જાય છે. હજી એણે અર્વાચીન બંગ સાહિત્યની ભૂમિકા પ્રાપ્ત નથી કરી. તત્ત્વજ્ઞાન અથવા સંશોધનનું કશું મૌલિક સાધન એની પાસે નથી. છેલ્લાં સો વર્ષમાં હિંદમાં જે સુંદર સાહિત્યકૃતિઓ થઈ તેમાં ગણાવા લાયક ભાગ્યે જ બારેક કૃતિઓ આપણી પાસે હશે.

પ્રાચીન હિંદ અને પશ્ચિમના સાહિત્યનું સારસ્ય હજી એની શક્તિની બહાર છે. જગતના સાહિત્યસ્વામીઓની કલા વડે હજી ગુજરાતી સર્જકતા પોષાઈ નથી, પણ સાહિત્યનાં ધોરણો સમૃદ્ધ થતાં જાય છે. અને ગુમાવેલ સમયની ખોટ ઝડપભર વેગ પૂરી પાડે છે. સર્જકતાની સ્વતંત્ર ગતિ પ્રણાલિકાઓ વડે ગૂંગળાતી ઓછી થઈ છે. હવે આ લોક તે પરલોકમાં જવાનો ઉંબરો નથી ગણાતો. મનુષ્યના પલકભર જીવનમાં પણ ઉલ્લાસ, શક્તિ અને ડહાપણની ટોચે પહોંચવાનો આવેશ જીવન અને સાહિત્ય બન્નેને પ્રેરે છે.

આમ નવગુજરાતનું દર્શન આપણી સમક્ષ છે. ગુજરાત એક અને અવિભાજ્ય, સ્વતંત્ર, સબળ ને

સાધન; જેમાં એની ફળદ્રુપતા ફરી આવી હોય, એની શરાફી જેમાં ફરી સશક્ત થઇ હોય, એનું વહાણવટું જેમાં સજીવ થયું હોય, જેનાં સ્ત્રીઓ અને પુરુષો નવી પ્રણાલિકા અને નવા સંસ્કાર ઘડતાં સાહિત્યનાં સરસ સ્વરૂપોદ્વારા આત્મકથન શોધતાં હોય—એવું.

૧૧

પણ આર્યાવર્તથી ગુજરાત જુદું ન રહી શકે. એને મહારાષ્ટ્ર, કર્ણાટક અને સિંધ જોડે ગાઢ સંબંધ છે, મારવાડ અને પશ્ચિમ રાજસ્થાન જોડે એનો સંબંધ સદીઓ જૂનો છે. આ જમાનો રાષ્ટ્રભાવ પ્રેરે છે અને એ ભાવ ભાવિ પર દશકાઓ સુધી શાસન કરશે, અને પ્રાંતિક ગર્વ અને વ્યક્તિત્વ, રાષ્ટ્રની મહાવ્યક્તિમાં નિમજ્જન કરતાં આત્મસિદ્ધિ મેળવી શકશે.

ગુજરાત જો આર્યસંસ્કારને વ્યક્ત કરવાનું સાધન ન બને તો એના જીવ્યાનો અર્થ શો? એના ભાવિનું ધ્યેય શું? આર્યસંસ્કારે જૂના જમાનામાં પ્રાંતિક સરહદો ભૂંસી નાખી હતી, અને ભાષા ને લિપિના ભેદ છતાં સાહિત્ય ને કલાની એકતાનતા દેશમાં સરજી હતી. આજે તો અર્વાચીન સાધનસંપત્તિ છે; રાજકીય આંદોલનો પ્રસારવા રાષ્ટ્રભાવ છે; એટલે સંસ્કારનાં બીજ જલદી ફળવાનાં. એક કે બે દશકામાં આપણે રાષ્ટ્રભાષાનો ઉદ્ભવ પણ જોઈશું. પ્રાંતીય સાહિત્યોમાંથી એક સર્વસામાન્ય સાહિત્ય સમૃદ્ધિ સરજાતી આપણે જોઈશું, અને તેના સંવાદી નાદમાં

બીજા પ્રાંતોની સાથે ગુજરાતે પણ પોતાના આત્માનો સૂર પૂર્યો હશે.

આર્યસંસ્કૃતિ એ માત્ર જીવનની સાધનસમૃદ્ધિ નથી. વૈદિક ઋષિની માતા જે ઘંટીએ દળતી, જે હોડીમાં રામસીતાએ સરયૂ ઓળંગી, જે ચરખામાં આજે ઘણા આર્યત્વ જુએ છે, તે સંસ્કૃતિ નથી. હિંદની સાધનસમૃદ્ધિ—એટલે એની વૈજ્ઞાનિક અને સંસ્થારૂપી સંપત્તિ—યુગેયુગે બદલાઈ છે, અથવા બીજાઓ પાસેથી એણે તેને ઉછીની લીધી છે. આપણી નદીઓ પર ઝૂલતા પૂલો, આપણાં કપડાં વણતી મિલો, આપણી આશા અને નિરાશાને પ્રતિશબ્દ કરતી આપણી ધારાસભાઓ : તે આપણે શોધ્યાં નથી, પણ બીજાં પાસેથી આપણે લીધાં છે.એ તો મનુષ્યમાત્રનો અણખૂટ ભંડાર છે. એની અસર સંસ્કાર પર થાય, પણ સંસ્કાર એનાથી નિરાળો છે. તે જ પ્રમાણે આપણી સામાજિક પ્રણાલિકાઓ,વર્ણાશ્રમ,કુટુંબ ને લગ્નપદ્ધતિ જીવનનાં પડો છે, જીવન નથી. સામાજિક અને ધાર્મિક માન્યતાઓ-જેના વડે સંસ્કૃતિનો પ્રચાર ને સંરક્ષણ થયાં, તે પણ સંસ્કાર નથી. આ બધાં તો સાધનસમૃદ્ધિ સાથે કાળક્રમે બદલાતાં ચાલ્યાં આવે છે.

સંસ્કૃતિનું મૂળ તો અતિહાસિક સાતત્યના ભાનમાં-હિંદી એકતાની પ્રતીતિમાં છે. આર્યોએ જેમાં જીવનસાફલ્ય માન્યું, એવા દિક્કાળથી પર એવાં સનાતન મૂલ્યોમાં છે. જીવન શું છે, એનો હેતુ અને

ધ્યેય શાં છે, આ અનાદિ પ્રશ્નોનો નિર્ણય જે જે ભાવનાઓ વડે આર્યોએ કર્યો, તેમાં છે. જીવન એટલે વિશુદ્ધ આનંદ, જીવન એટલે સંસારનાં ભરતીઓટથી પર એવી ભાવના: આ આર્યસંસ્કારની મહાન વિશિષ્ટતા છે. સર્વવ્યાપી અને દુર્ધર્ષ ભાવનામયતા વડે સાધનસંપત્તિનો ઉપયોગ કરવો, તેમાં જ આર્યાવર્તની અમર કારકિર્દીનું રહસ્ય રહ્યું છે. ભાવનાઓનો સાધનસમૃદ્ધિઓ ઉપર વિજય થાય તેમાં જ સમસ્ત માનવજાતિની આશા સમાયેલી છે.

ગુજરાતીઓએ જેમ દર પેઢીએ આ સંસ્કારનું સ્વરૂપ ઘડયું છે, તે જ પ્રમાણે આપણે પણ કરવાની ઈચ્છા રાખીએ છીએ, માત્ર વધારે વ્યાપકતાથી, વધારે ઊંડા ઊતરીને. અને સંસદ જે પ્રયત્ન કરી રહી છે તે એક જ આશાએ કે આજે હિંદની રાજકીય ને આર્થિક પ્રગતિમાં જેવો એનો ફાળો છે, તેવો ફાળો એના સાહિત્ય અને સંસ્કારની પુનર્ઘટનામાં આપણું ગુજરાત આપી શકે.

★

# ભારતીય સાહિત્ય અને ભાષા

•

૧૯૩૬

•

સંસદના સભ્યો, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

આ સાલે સંસદ ચૌદ વર્ષ પૂરાં કરે છે. ૧૯૨૨ માં જે બીજ આપણે નાખ્યું હતું તેનું આજે વિશાળ વૃક્ષ થયું છે. આજે સંસદમાં પાંચસો ઉપર ગૃહસ્થો અને સન્નારીઓ સભ્ય છે. આ વર્ષે સંસદ રજિસ્ટર્ડ સોસાયટી બની છે. 'ગુજરાત'નું પ્રકાશન પાછું મુંબઈ આવ્યું છે, અને મુંબઈ શહેરમાં ગુજરાતી ઇન્સ્ટીટયૂટ ઊભું થયું છે. સંસદના જે સભ્યોએ આ બધાં કાર્યોમાં સક્રિય ફાળો આપ્યો છે તેમને હું અભિનંદન આપું છું.

ઘણા પૂછે છે કે ગુજરાતી ઈન્સ્ટીટયૂટ ઝેવિયર્સ કૉલેજમાં શા માટે? કારણ એટલું જ કે એ કૉલેજના ગુજરાતી વિદ્યાર્થીઓના ઉત્સાહને લીધે મારો એ ખ્યાલ વ્યવહારુ ભૂમિકા પર આવ્યો; એ કૉલેજના પ્રિન્સિપાલે જે બોજો ઉઠાવી લીધો એવો બોજો ઉઠાવવા બીજા કોઈ પ્રિન્સિપાલ તૈયાર ન હતા;

અને હાલની સ્થિતિમાં યુનિવર્સિટીદ્વારા એવી કોઈ સંસ્થા થવી અશક્ય હતું.

આ વરસે શેઠ છોટાલાલ ગલિયારાએ સંસદને સારી મદદ કરી છે. સંસ્થાના એ 'સાહિત્યવત્સલ'ને હું તમારાં બધાંના તરફથી આવકાર આપું છું.

૨

ગયે વરસે આ સ્થાનેથી મેં આ પ્રમાણે આશા દર્શાવી હતી :

" ગુજરાત આર્યસંસ્કારને વ્યક્ત કરવાનું સાધન ન બને તો એના જીવ્યાનો અર્થ શો ? એના ભાવિનું ધ્યેય શું ? આર્યસંસ્કારે જૂના જમાનામાં પ્રાંતિક સરહદો ભૂંસી નાખી હતી, અને ભાષા ને લિપિના ભેદ છતાં સાહિત્ય ને કલાની એકતાનતા દેશમાં સરજી હતી. આજે તો અર્વાચીન સાધનસંપત્તિ છે;રાજકીય આંદોલનો પ્રસારવા રાષ્ટ્રભાવ છે; એટલે સંસ્કારનાં બીજ જલદી ફળવાનાં. એક કે બે દશકામાં આપણે રાષ્ટ્રભાષાનો ઉદ્ભવ પણ જોઇશું. પ્રાંતીય સાહિત્યોમાંથી એક સર્વસામાન્ય સાહિત્ય સમૃદ્ધિ સરજાતી આપણે જોઇશું, અને તેના સંવાદી નાદમાં બીજા પ્રાંતોની સાથે ગુજરાતે પણ પોતાના આત્માનો સૂર પૂર્યો હશે."

આ વચન ઉચ્ચારતી વખતે મને જરાય ખ્યાલ ન હતો કે થોડા જ સમયમાં આ ભાવના સિદ્ધ થવાનો પ્રસંગ આવશે. ૧૯૩૫ના એપ્રિલમાં ઇંદોરમાં મળેલા હિંદી સંમેલને અને તેના પ્રમુખ મહાત્માજીએ આ ભાવનાનો સત્કાર કર્યો. ૧૯૩૫ના ઓકટોબરમાં 'હંસ' પત્ર દ્વારા એ ભાવના મૂર્તિમાન થઇ, અને ૧૯૩૬ના

એપ્રિલમાં નાગપુરમાં સ્થપાયેલી ભારતીય સાહિત્ય પરિષદમાં સફળતા પામી.

આ પ્રયાસોમાં ઘણા પ્રાંતોના સાહિત્યકારોનો સહકાર છે. હિંદી સાહિત્ય સંમેલન, મરાઠી સાહિત્ય પરિષદ, કેરલ સાહિત્ય પરિષદ અને ગુજરાતી સાહિત્ય પરિષદે આ પ્રયાસ સફળ કરવામાં બનતું કર્યું છે. એ જ બતાવી આપે છે કે આ ભાવના પાછળ હિંદની સાહિત્યવિષયક અને સાંસ્કારિક એકતાનું સત્ય રહેલું છે. ઘણી વાર ભ્રમના આવરણથી સત્ય છુપાઇ રહેલું હોય છે; કોઈવાર અચાનક એક શબ્દે પડદો તૂટે છે અને સત્ય બાલપંખીની માફક પાંખો ફફડાવતું ગગનમાં વિહરવા માંડે છે. આ વાતમાં પણ એમ જ થયું.

ભારતનું સાહિત્ય એક છે કારણ કે એના સંસ્કારો વિભિન્ન નથી. વ્યોમના અસંખ્ય તારા ગણવાની ઉતાવળમાં અજ્ઞાનીઓ એમની તાલબદ્ધ ગતિ પારખી શકતા નથી, તેમ જ વિશાળ અંતર, ભિન્ન લિપિ અને ભાષાઓના ભેદમાં ભારતીય સાહિત્યમાં રહેલી મૂળભૂત એકતા પણ ઘણા જોઈ શકતા નથી.

૩

વાસ્તવિક જીવનની સામગ્રી વડે લોકસાહિત્ય રચાય છે. ભાવનાપ્રધાન કલ્પનાથી સમૃદ્ધ બનેલી રસવૃત્તિ શિષ્ટ સાહિત્ય ઘડે છે. એ બે સાથે વણાય ત્યારે સાહિત્યનું નવસર્જન થાય. એ નવસર્જનને પરિણામે સાહિત્યિક પુનર્ઘટના, Literary Renaissance

પ્રગટે છે. બીજીથી આઠમી સદી વચ્ચે હિન્દની બધી દેશભાષાઓના સાહિત્યવણાટમાં લોકકથા ને લોકગીતનો વાણો હતો અને સંસ્કૃત પૌરાણિક સાહિત્યનો તાણો હતો.

સાહિત્યની પુનર્ઘટનાનું મૂળ બે સાહિત્યોના સંપર્કમાં હોય છે.

એક પ્રજામાં સ્થાનિક સાહિત્ય પ્રચલતું હોય અને તેની સાથે બહારનું સાહિત્ય અથડાય એટલે પ્રજાની રસવૃત્તિ સ્થાનિક સાહિત્યના આદર્શોનો વિરોધ કરી, નવા સાહિત્યથી આકર્ષાઈ, તેના આદર્શો અપનાવવાનો પ્રયત્ન કરે છે.

આ વિરોધથી સ્થાનિક સાહિત્યને નવા સાહિત્યના સંસ્કારથી સમૃદ્ધ કરવાની ઝંખના સાહિત્યસેવીઓમાં જાગે છે, અને તેઓ બહારના સાહિત્યનો કોષ, વાક્યરચના, કલ્પનાચિત્રો આદિની બનેલી સમૃદ્ધિ પોતાના સાહિત્યમાં લઈ આવે છે.

સાહિત્યની સમૃદ્ધિનું એકીકરણ થવાથી સર્જકશક્તિ અને રસવૃત્તિ બંને પોષાય છે. શબ્દચિત્રોમાં વૈવિધ્ય આવે છે અને પરિણામે સ્થાનિક સાહિત્ય નવે અવતારે આવે છે.

ઉપર આપેલા નિયમને અનુસરીને બીજીથી દશમી સદી સુધી સાહિત્ય ઘડાયું. એક તરફ યાત્રાળુઓ પોતાની સામગ્રી લઈ, શિષ્ટતાનો મોક્ષ મેળવવા સંસ્કૃત સાહિત્યના કૈલાસ પર ચડવા લાગ્યા; બીજી

તરફ ભગીરથો, સંસ્કૃત સાહિત્યની મંદાકિનીને પ્રાકૃત સાહિત્યની સપાટ ભૂમિમાં, લોકોના ઉદ્ધાર માટે, પાછળ પાછળ લઈ આવ્યા; અને બંનેના પ્રયત્ન વડે નવસર્જનનાં મોક્ષદ્વાર ઊઘડયાં.

લોકકથાના આદ્ય સંગ્રહકાર, કથાકારના શિરોમણિ ગુણાઢયની પૈશાચી પ્રાકૃતમાં લખેલી બૃહત્કથા સંસ્કૃત સાહિત્યમાં સ્થાન પામી.

અવધનિવાસી (?) કે સૌરાષ્ટ્રવાસી પાદલિપ્તાચાર્યે (બીજી સદી) લોકકથાને સંસ્કૃત શૈલીએ શણગારી 'તરંગલોલા' લખી. કર્ણાટકવાસી દુર્વિનીતે (પાંચમી સદી) બૃહત્કથાનો સંસ્કૃત અનુવાદ કર્યો. સોમદેવે (અગિયારમી સદી) કથાસરિત્સાગર લખ્યું. ક્ષેમેંદ્રે બૃહત્કથામંજરીમાં લોકકથાનો સંગ્રહ કર્યો. વેતાલપઞ્ચવિંશતિકા અને સિંહાસનદ્વાત્રિંશિકા રૂપે લોકકથા સંસ્કૃત સાહિત્યમાં સ્થાન પામી.

અને મહાભારત ને રામાયણની કથાનો આછો ગાઢો અનુવાદ પણ તે જ પ્રમાણે પ્રાન્તેપ્રાન્તમાં થયો. વિમલે મહારાષ્ટ્રી પ્રાકૃતમાં રામાયણનો અનુવાદ પઉમચરિયમ્ નામના ગ્રંથમાં કર્યો. તેલંગણમાં આદિ પમ્પે (દશમી સદી) પમ્પભારત લખ્યું, અને અભિનવપમ્પે (બારમી સદી) રામચંદ્રચરિત્રપુરાણ લખ્યું.

૪

હિંદને સદ્ભાગ્યે લોકના સંસ્કાર પ્રાન્તે પ્રાન્તે

ઘણુંખરે અંશે એક જ પ્રકારના હતા એટલે કલા અને સાહિત્યનાં બીબાં એક જ પ્રકારનાં થયાં. અપભ્રંશનું સાહિત્ય આખા ઉત્તર હિન્દુસ્થાનમાં એક હતું. દોહા જેવા ગુજરાતમાં હતા તેવા જ આસામમાં હતા; અને જે ગરબીઓ અને બારમાસી આપણે ગુજરાતની વિશિષ્ટતા માનીએ છીએ તે થોડાક ફેરફાર સાથે દરેક પ્રાન્તના લોકસાહિત્યમાં મળે છે.

આપણે ત્યાં મનાતું આવ્યું છે કે ગરબા એ ગુજરાતણોનો ઇજારો છે. શાર્ઙ્ગધરે પુરાવો આપ્યો હતો કે પાર્વતીએ બાણાસુરની ઉષાને લાસ્ય નૃત્ય શીખવ્યું અને તેણે શીખવ્યું સૌરાષ્ટ્રની સ્ત્રીઓને. પણ હમણાં જ મેં નજરે જોયું ત્યારે જાણ્યું કે આંધ્રમાં તામીલનાડ ને કેરલમાં પણ એ અસુરકન્યા વાસો કરી આવી હતી અને ત્યાંની સ્ત્રીઓને પણ એવા જ ગરબા—આપણી જાણ વગર—શીખવી આવી હતી. આપણો ઇજારો કાલ્પનિક હતો. હિંદી સંસ્કારનો સાગર જે ચારે તરફ ઊછળે છે તે આપણી પાળે ઊછળે એટલે એ આપણું જ તળાવડું એમ આપણે માની બેઠા.

એકધારા સંસ્કારોમાં સંસ્કૃત સાહિત્યની પ્રેરક ને જાજ્વલ્ય સામગ્રી ભળી. સુમધુર શબ્દો, રસસિદ્ધ શબ્દચિત્રો, સરસતા નીતરતાં કલ્પનાચિત્રો, રસિકતા અને પરાક્રમની અદ્‌ભુત ભાવનાએ દરેક ભાષાનાં સાહિત્યને એકરંગી બનાવી દીધાં.

૫

દશમી સદીમાં યુગ બદલાય છે ને નવાં બળો પ્રગટે છે. પ્રાકૃત અને અપભ્રંશ ભાષાઓ લોકગમ્ય ન હોવાથી નિર્જીવ બને છે. વાસ્તવિક જીવનનું ચેતન શોધતી રસવૃત્તિ દેશભાષાઓ દ્વારા સ્વાનુભવ દર્શાવવાનો પ્રયત્ન કરે છે, અને પ્રાન્તીય ભાષાઓનો જન્મ થવા માંડે છે. ભાગવત ધર્મનો પ્રચંડ તરંગ આખા હિંદના જીવન અને સાહિત્ય પર પ્રસરી વળે છે. જે સંસ્કાર અને સાહિત્ય એક હતાં, તેમાં ભક્તિની ઊર્મિ નવી એકતા રેડે છે. ભક્તોની એક જ ઊર્મિ પ્રાન્તેપ્રાન્તને રસભીની કરી રહે છે, ને તેનાથી ઘડાયેલાં ગીતો દરેક સાહિત્યને નવી દિશા બતાવી રહે છે.

ભક્તિ મધ્યાહ્નને ચડે છે. ચૈતન્ય, મીરાં, નરસિંહ, સુરદાસ ને તુલસીદાસ, એકનાથ ને તુકારામ, બધા એક જ સંસ્કારકુલનાં સંતાનો, દેશના સાહિત્યની એકતા સિદ્ધ કરે છે. રામાનુજ, મધ્વ, વલ્લભ, ચૈતન્ય વિચારના પ્રવાહને પણ જુદા જ પ્રકારનો વેગ આપે છે. આ બધાની પ્રેરણાથી પ્રાંતેપ્રાંતની દેશભાષા સજીવ થાય છે અને સાહિત્યને સરસ બનાવવાના પ્રયત્નો આરંભાતા જણાય છે. આખા દેશની સર્જકતા, જડ થઈ ગયેલી સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યની પ્રણાલિકા પરથી કૂદી, લોકજીવનના અંતરમાં દેશભાષા દ્વારા ડૂબકી મારે છે. અને આ

નિમજ્જનને પરિણામે જીવન્ત સાહિત્યનાં અમૂલ્ય રત્નો બહાર આવે છે.

કબીરનાં વાક્યો આ બળ દર્શાવે છે:

संस्कृतहिं पंडित कहै, बहुत करै अभिमान.
भाषा जानि तरक करै, ते नर मूढ अजान.
संस्किरत संसार में, पंडित करै बखान,
भाषा भक्ति दृढावही, न्यारा पद निरवान.
संस्किरत है कूपजल, भाषा बहता नीर,
भाषा सतगुरु सहित है, सतमत गाहिर गंभीर.

લોકસાહિત્ય સામે વિરોધ ઊભો થાય છે. પંડિતો અને પુરાણીઓ, લોકસાહિત્યથી અસંતુષ્ટ, સંસ્કૃત સાહિત્યની પ્રેરણા પામવા પ્રાંતેપ્રાંતે મહાભારત, રામાયણ અને પુરાણોના અનુવાદો રચે છે. નવા સાહિત્યનો પાયો નખાય છે. ગુજરાતમાં ભાલણ અને નરસિંહ મહેતા ભાગવત દ્વારા, મહારાષ્ટ્રમાં જ્ઞાનેશ્વર ભગવત્‌ગીતા દ્વારા ને એકનાથ રામાયણ ને ભાગવત દ્વારા, કર્ણાટકમાં નારણપ્પા (આશરે ૧૪૫૦) મહાભારત દ્વારા, નરહરિ પંડિત રામાયણ દ્વારા ને આટુ વિઠ્ઠલનાથ ભાગવત દ્વારા, હિંદીમાં તુલસીદાસ ને ચિંતામણી ત્રિપાઠી રામાયણ દ્વારા, બંગાલમાં ગીતગોવિંદકાર જયદેવ, પ્રણયકવિશિરોમણી ચંડીદાસ અને વિદ્યાપતિ ભાગવતની પ્રેરણાથી સમસ્ત દેશની કલ્પનાને મુગ્ધ કરે છે. રામાયણ, મહાભારત અને ભાગવત દેશભાષામાં લોકસાહિત્ય સાથે વણાતાં, સાહિત્યની પુનર્ઘટના થાય છે.

૬

૧૯મી સદીની શરૂઆતથી હિંદી કલ્પનાને બ્રિટિશ સંસ્કાર અને સાહિત્યનો સ્પર્શ થવા લાગ્યો. અને નવા સાહિત્યકારો વિક્ટોરિયન યુગની અંગ્રેજી રોમાન્ટિક સ્કૂલની આછી ઘેરી પ્રેરણા ઝીલવા લાગ્યા. કવિતામાં આત્મકથન શરૂ થયું. ભક્તિ છોડી કવિઓએ પ્રણયગાન કરવા માંડયાં. કથા પદબંધનમાંથી છૂટી. નવલકથાઓએ પુરાણનું સ્થાન લીધું. શેક્સપિયરની પ્રેરણાથી નાટકો લખાવા માંડયાં. જૂનું પ્રાંતીય સાહિત્ય છોડી સાહિત્યકો અંગ્રેજી સાહિત્યપદ્ધતિના ભક્ત બન્યા. ગુજરાતની જેમ નર્મદ નવલરામ ને રણછોડભાઈ દરેક પ્રાંતમાં પાકયા.

આ સ્થિતિ ઊભી થતાં વિરોધ થયો. પ્રાંતેપ્રાંતમાં સંસ્કૃત ભાષા અને સાહિત્યનું આકર્ષણ વધ્યું. દરેક પ્રાંતમાં એવો એક સંપ્રદાય ઊભો થયો કે જે સંસ્કૃત દ્વારા સાહિત્યની પુનર્ઘટના કરવા લાગ્યો. મનઃસુખરામ, ગોવર્ધનરામ અને કાન્ત જેવા અનેકે એ સંસ્કૃત સાહિત્યની ગંગાને દેશભાષાનો પ્રદેશ પાવન કરતી કરી. ભાષા સંસ્કૃતમય, પ્રૌઢ, સુંદર થવા લાગી. કાલિદાસ ને બાણની કલ્પનાસૃષ્ટિનું સૌંદર્ય પ્રાન્તીય સાહિત્યોને સુંદર કરવા લાગ્યું.

સાહિત્યની પુનર્ઘટના શરૂ થઈ; સ્થિતિ અને તેનો વિરોધ થતાં સમન્વય શરૂ થયો. અંગ્રેજી સાહિત્યના આદર્શો અને સંસ્કૃત સાહિત્યના આદર્શો

બેના સંપર્કથી પ્રાંતમાં નવું સાહિત્ય રચાવા માંડ્યું. દરેક સાહિત્યમાં નવલકથાની, ઊર્મિગીતોની એક જ ઘાટી બની. ખુલ્લી રીતે કે ચોરીથી એક ભાષામાંથી બીજી ભાષામાં અવતરણો થવા લાગ્યાં. સ્કૉટ, લીટન અને બાણ એ ત્રણની પ્રેરણાથી ઉદ્‌ભવેલી બંકિમચંદ્રની નવલકથાઓએ દેશના બધા નવલકથાકારોને થોડે કે વધતે અંશે પ્રેરણા આપી. કવિવર ટાગોરની કૃતિઓએ દરેક પ્રાંતના કવિઓને એમની રીતે રસ ગુંજતા કરી મૂક્યા છે. મહાત્માજીના લેખોએ આખા દેશના ગદ્યલેખકોને નવી શૈલીનો અને સપ્રમાણતા અને સંયમનો આદર્શ આપ્યો. અને સાથે સાથે રાષ્ટ્રભક્તિની જ્વલંત ભઠ્ઠીમાં ભિન્ન ભિન્ન સાહિત્યને સંસ્કારો પોતાનું નિરાળાપણું ખોતાં ચાલ્યાં.

આ પ્રમાણે સમસ્ત ભારતનું સાહિત્ય એક જ સંસ્કારમાંથી ઉદ્‌ભવ્યું છે. તેમાં એક જ પ્રકારનાં બી વવાયાં છે, એક જ જાતનું ખાતર નંખાયું છે. અને પરિણામે એક જ પ્રકારના રોપાઓ, ક્ષેત્રની વિશિષ્ટતા પ્રમાણે થોડી ઘણી ભિન્નતા દાખવતાં, અદ્‌ભુતરંગી છતાં એક જ પ્રકારના રસસમૃદ્ધ પાકથી લચી રહ્યાં છે. હિંદનું સાહિત્ય એક હતું, એક છે, અને એક રહેશે.

૭

આ ભારતીય સાહિત્ય આખા દેશના સંસ્કારો ઘડે, એવા હેતુપૂર્વક સત્કારાયેલા પ્રયત્નને માટે સમય આવી લાગ્યો છે. એમાં જે ભિન્નતા દેખાય

છે તે ઉપર ઉપરની છે. પહેલી ભિન્નતા તે ભાષાની. એ ભિન્નતા જેવી સ્પષ્ટ દેખાય છે, એવી ખરી રીતે નથી, અને હિંદીને સાહિત્યવિનિમયનું સાધન બનાવ્યાથી દૂર કરી શકાય એમ છે.

ગુજરાત, મારવાડ અને રજપૂતાનાની હિંદી એ ત્રણ તો પશ્ચિમ રાજસ્થાનીની પુત્રીઓ – શૌરસેની અપભ્રંશના વંશની. સંયુક્તપ્રાંત, બિહાર, પંજાબ અને ઓરિસામાં પ્રચલતી હિંદી એ પશ્ચિમ રાજસ્થાનીની સગી બહેનમાંથી ઊતરી આવેલી. મરાઠી અને ગુજરાતી બંને વચ્ચે તો નિકટ સંબંધ. બંગાલી, હિંદી અને ગુજરાતી વચ્ચે પણ ઘણું સામ્ય.

ભાષાઓનો આ પરસ્પર સંબંધ આકસ્મિક નથી. ગોદાવરીના ઉત્તર તીરે હિંદમાં બોલાતી ભાષાઓ અસલી આર્યોની દેશભાષામાંથી ઉદ્ભવી છે. ડૉ. ગ્રીઅરસન જેવા ભાષાશાસ્ત્રનિષ્ણાતના બહુમાન્ય મત પ્રમાણે એના બે પ્રકાર હતા. એક આર્યોના Outer Band — 'બાહ્યમંડલ'ની ભાષા, અને તેમાંથી આજે લાહંદા અથવા પશ્ચિમ પંજાબી, સિંધી, કચ્છી મરાઠી, ઓરિયા, બિહારી, બંગાલી અને આસામી ઉદ્ભવી છે. અને 'આંતરમંડલ' Inner Band – ની ભાષામાંથી પશ્ચિમ હિંદી, પંજાબી, ગુજરાતી, ભીલી ને પહાડી ભાષાઓ નીકળી છે. પૂર્વ હિંદીમાં બંનેનું સંમિશ્રણ છે. ક્ષેત્રની દૃષ્ટિએ આ જુદીજુદી ભાષાઓ નથી. ખરું જોતાં મુંબઈથી

પેશાવર અને શિલોંગ સુધી એક ભાષા, દશ દશ કોશે ન જણાય તેમ સ્વરૂપ બદલીને વિસ્તરે છે.

અસલી આર્યોની આ જ દેશભાષાનો, આર્યાવર્તમાં બોલાતો શુદ્ધ પ્રકાર તે સંસ્કૃત; અને એ જ સંસ્કૃતની મદદ વડે દશકે દશકે, છેલ્લાં બે હજાર વર્ષો થયાં, દેશભાષાના પ્રકાર પાછા વિકસ્યા છે. એટલે આજની ઉપરોક્ત ભાષાઓ પર સંસ્કૃતનું પ્રાધાન્ય આકસ્મિક નથી, સ્વાભાવિક છે. પ્રાધાન્ય માત્ર ઉપરથી ઠોકી બેસાડેલું નથી, સ્વભાવજન્ય છે. એ બધી ભાષાઓ સંસ્કૃતકુલનંદિનીઓ છે. સંસ્કૃતનું બંધારણ એ એમનું બંધારણ છે. સંસ્કૃતની સમૃદ્ધિ એ એમની સમૃદ્ધિ છે. સંસ્કૃતનો આત્મા એ એમનો આત્મા છે. સંસ્કૃતમયતા એ જ એમનું સર્વ–સામાન્ય તત્ત્વ છે, ને સંસ્કૃત વડે જ એ એકતા વ્યક્ત કરી શકે એમ છે.

દ્રાવિડ ભાષાઓમાં કાનડી, તામીલ, તેલુગુ અને મલાયલમ એક બીજાનાં પાસેનાં સંબંધી, અને આ બધી ભાષાઓમાં પણ સંસ્કૃતનો અંશ એટલો બધો છે કે જો લિપિ અને ઉચ્ચારણનો ભેદ ન હોય તો તામીલ સિવાયની બધી ભાષાઓ આખા હિંદુસ્તાનમાં થોડી ઘણી સમજાય. મારા પોતાના અનુભવથી હું જાણું છું કે શિષ્ટ ગુજરાતી ભાષાના જ્ઞાનવાળાને હિંદી, બંગાલી કે મરાઠી સમજાય એટલું જ નહીં પણ મલાયલમ અને તેલુગુ પણ ઘણે અંશે અને કંઇક

અંશે કાનડી પણ સમજાય. સંસ્કૃતના સામાન્યત્વમાંથી આ એકતા ઉદ્ભવી છે અને ભાવિ હિંદીમાં એ તત્ત્વને પ્રાધાન્ય મળે તો તે સાહિત્યસમન્વયની ભાષા થવા પામે.

સંસ્કૃતના સામાન્ય તત્ત્વ ઉપર ભાર દેતાં હું જરાય શરમાતો કે ખંચાતો નથી. સાહિત્યની પ્રાંતીય વાણી આજે સંસ્કૃતમય છે, અને તેને સંસ્કૃતમય રાખ્યા સિવાય સાહિત્યમાં સમૃદ્ધિ આવવાની નથી. જો મારે ઉચ્ચ આદર્શો ને ગંભીર વિચારો વ્યક્ત કરવા હોય, જો મારે રસસમૃદ્ધ શબ્દો વડે સર્જકતા ખીલવવી હોય તો મને સુગમ એવી સંસ્કૃત ભાષાનો ભંડાર મૂકી હું ક્યાં જાઉં? હું અંગ્રેજી શબ્દો વાપરું તો એ પરદેશી શબ્દો હું બરોબર વાપરી કેમ શકું? અને વાપરું તો કેટલા સમજશે? હું અરબ્બી શબ્દો વાપરવા માટે ફારસી કે અરબ્બી ભાષા શીખવા જાઉં? સાચી વાત એક જ છે કે સંસ્કૃત ભાષાએ પ્રાંતીય ભાષાઓને જે સમૃદ્ધિ અને એકતા આપ્યાં છે, તેના વડે જ રાષ્ટ્રભાષામાં પ્રગટેલા સાહિત્યમાં, એકતા અને સમૃદ્ધિ આવશે, બીજી રીતે નહીં.

આનો અર્થ કોઈ એમ ન કરે કે હું એવા મતનો છું કે સામાન્ય વ્યવહારમાં લોકોપયોગી કે સાહિત્યમાં રૂઢ થયેલા પરભાષાના તળપદા શબ્દોને નાખી દઈ તેને બદલે જડબાતોડ સંસ્કૃત શબ્દોનો ઉપયોગ કરવો. ભાષા સામાન્ય વ્યવહારમાં વપરાય

છે ત્યારે બોલનાર સર્વસામાન્ય શબ્દોનો ઉપયોગ કરે છે, અને દરેક પ્રાંતીય ભાષામાં જે તળપદા શબ્દો વપરાય છે તે ઘણી વખત વૈવિધ્ય સાચવવા માટે ઘણા જરૂરી છે. એ શબ્દોના વ્યવહાર વિના જનતાના હૃદયને સ્પર્શવું અશક્ય છે.

દરેક ભાષાનાં બે સ્વરૂપ હોય છે: એક સ્વરૂપ જીવનના વ્યવહાર માટે હોય છે; બીજું સ્વરૂપ કલ્પનાવિલાસ અને વિચારને વ્યક્ત કરવા માટે. પહેલું સ્વરૂપ સર્વગમ્ય હોવું જોઈએ; બીજું સ્વરૂપ વિચાર અને ઉર્મિઓને વ્યક્ત કરે અને પોષે એવું હોવું જોઈએ. લોકગીતોની ભાષા વડે શિષ્ટ સાહિત્ય ન રચી શકાય; 'સુહિણીમેહાર'ની ભાષાસમૃદ્ધિથી 'ગીતગોવિંદ' ન લખાય. સર્વગમ્ય લોકસાહિત્ય અને સરસતા મૂર્તિમાન કરનાર શિષ્ટ સાહિત્યની વચ્ચે જે ભેદ છે તે ભેદ લોકોપયોગી ભાષા વચ્ચે અને સરસતાની વાહનરૂપ ભાષા વચ્ચે છે. આર્યાવર્તનાં ગામડાંઓમાં દુષ્યંતના દુહાઓ બોલાતા હશે અને જેનું સંસ્કારી સ્વરૂપ મહાભારતમાં આપ્યું છે તેની વચ્ચે અને કાલિદાસના શાકુંતલ વચ્ચે છે તે જ દુસ્તર ભેદ. શિષ્ટ સાહિત્ય અને તેની ભાષા એ બજારનો વિષય નથી. સામાન્ય જનતાને કદી એ સુગમ નહિ થાય. દરેક કારીગર તાજમહેલ ન બાંધી શકે. દરેક ગામડિયો રહી શકે એવો તાજમહેલ ન બંધાય. અને જો પ્રાંતીય ભાષા ને રાષ્ટ્રભાષા દ્વારા

કલ્પનાના તાજમહેલો બાંધવા હોય અને તેમનું સૌંદર્ય હિંદભરમાં પૂજાતું કરવું હોય, તો સંસ્કૃત સાહિત્યના સુરમ્ય આરસપહાણની સામગ્રી વિના છૂટકો નથી.

૮

આ પ્રશ્નની સાથે હિંદી અને ઉર્દૂનો પ્રશ્ન સંકળાયેલો છે; જો કે ઘણે ભાગે આ પ્રશ્ન સંયુક્ત–પ્રાંતનો છે, બીજા પ્રાંતોનો નથી. એ પ્રાન્તમાં સંસ્કૃતમય હિંદી અને ફારસીમય ઉર્દૂ વચ્ચે વિગ્રહ ચાલે છે, અને આ પ્રશ્ન જાણે આખા હિંદનો હોય એમ સમજુ – અણુસમજુ પણ આ બાબતમાં જોઈએ તે કરતાં વધારે આવેશ બતાવે છે.

આ વિષયમાં વસ્તુસ્થિતિ જોવી જોઇએ.

(૧) વાસ્તવિક રીતે હિંદી અને ઉર્દૂ બે જુદી ભાષાઓ છે જ નહીં. ગણ્યોગાંઠ્યો કેળવાયેલો વર્ગ બાદ કરીએ તો સંયુક્ત – પ્રાન્તની જનતા એક જ ભાષા બોલે છે, જેમાં સંસ્કૃત, ફારસી અને દેશ્ય ત્રણેય તત્ત્વો છે. એ ભાષામાં જે ફારસી શબ્દો વધારે વાપરે તેને ઉર્દૂ બોલતો કહીએ, જે સંસ્કૃત અથવા દેશ્ય શબ્દો વધારે વાપરે તેને હિંદી બોલતો કહીએ. અને સામાન્ય માણસ તો વ્યવહારનો શબ્દ વાપરે, પછી તે કોઈ પણ ભાષાનો હોય. આ જીવન્ત ભાષા તે વસતીગણુતરીના અધિકારીઓની દૃષ્ટિએ હિન્દુસ્તાની કહેવાય, હિંદુની દૃષ્ટિએ હિંદી કહેવાય,

મુસ્લિમની દૃષ્ટિએ ઉર્દૂ કહેવાય, અને ભારતીય સાહિત્ય પરિષદે એને હિંદી–હિન્દુસ્તાની કહી છે.

(૨) સૈકાઓ થયા આ હિંદી–હિન્દુસ્તાનીનો સંસ્કૃતમય પ્રકાર સાહિત્યની પણ ભાષા છે. મલીક મહમદ જાયસી, અકબર બાદશાહના મંત્રી અબદુલ રહીમ ખાનખાના અને યારી સાહેબ (જન્મ: ૧૬૬૮) જેવા મુસ્લિમ સાહિત્યકારોએ પણ એની સેવા કરી છે. જયારથી અર્વાચીન શિક્ષણપદ્ધતિ આવી અને હિંદુ લેખકોએ નવું સાહિત્ય રચવા માંડયું, ત્યારથી સાધારણ રીતે આ સાહિત્ય વડે અને સંસ્કૃત સાહિત્યની પ્રેરણાથી એમણે સાહિત્યનું સર્જન શરૂ કર્યું, એટલે આ ભાષા વધારે સંસ્કૃતમય બની ગઇ. આને આપણે હિંદી કહીએ છીએ. આ હિંદી ગુજરાત, મહારાષ્ટ્ર, બંગાલ ને મધ્ય – પ્રાંતમાં સહેલાઇથી સમજી શકાય છે; કાનડી, તેલુગુ અને મલાયલમ બોલનારા હિંદી અભ્યાસીને પણ સુગમ છે.

(૩) અસલ જે હિંદી મોગલ લશ્કરની વ્યવહારુ ભાષા બની તે ઉર્દૂ કહેવાઇ. એમાં સામાન્ય હિંદી કરતાં ફારસી શબ્દો વધારે હતા એટલો જ ફેર. અર્વાચીન જમાનામાં જયારે મુસ્લિમ વિદ્વાનોએ એ ભાષાદ્વારા સાહિત્ય રચવું શરૂ કર્યું ત્યારે સ્વાભાવિક રીતે પોતાને સુગમ એવા ફારસી અને અરબ્બી સાહિત્ય દ્વારા એમણે ઉર્દૂ સાહિત્યનો પ્રારંભ કર્યો. પરિણામે સાહિત્યની ઉર્દૂ ફારસીમય બની ગઈ, અને હિંદી–

હિંદુસ્તાનીથી તેમ જ સાહિત્યની હિંદીથી જુદી પડી. આ ભાષા માત્ર સંયુક્ત—પ્રાંતના કેટલાક ભાગના હિંદુ ને મુસલમાન, અને બીજા પ્રાંતોના મુસ્લિમ વિદ્વાનોને સમજાય એવી છે. જે સંસ્કૃતમય હિંદી ભાષા સમજી શકે છે તે બધાંને ઘણે ભાગે આ પરભાષા જેવી છે.×

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે હિંદીમાંથી સંસ્કૃતમય હિંદી અને ફારસીમય ઉર્દૂ જેમણે બનાવી તેમનો એ રસ્તો લીધા વિના છૂટકો જ ન હતો. આ પ્રયત્નમાં ન હતો દ્વેષ, ન હતું વૈમનસ્ય, કે ન હતો સંપ્રદાયવાદ.

એમાંથી એકેય પ્રવાહને રોકી શકાય એમ હું માનતો નથી. હિંદીનો લેખક આજે શૃંગારરસ

---

× ૧૯૩૧ ના વસતીગણતરીના સરકારી હેવાલમાં ડૉ. હટ્ટન કહે છે, એ શબ્દેશબ્દ સત્ય છે:

In the case of the spoken language admittedly the use of the terms Urdu and Hindi do give rise to embittered controversy between two schools which are generally speaking co-terminous with Hinduism and Islam in religion. In point of practice it is impossible to define any boundary between Urdu and Hindi as spoken, since the difference consists merely in a preference for a Persian or for a Sanskrit vocabulary, and as an illiterate man uses only the language of common speech it is generally the bias of the enumerator which would determine the category of his return.

વિકસાવે કે ઐતિહાસિક નવલકથા લખે તો તે જયદેવ અને વ્યાસ વાલ્મીકિની જ પ્રેરણા શોધે, બીજી મેળવવી એને માટે શકય નથી. મુસ્લિમ લેખક સાહિત્ય સરજાવે તો તે શાદી અને હાફીઝ સિવાય બીજા કોને શરણે જાય ?

જયાં સુધી સંયુકત પ્રાંતના જીવનવ્યવહારની ભાષા હિંદી–હિંદુસ્તાની સાહિત્યનું વાહન થવા જેટલી સમૃદ્ધ ન થાય ત્યાં સુધી આ બે પ્રવાહોનો સંગમ અશકય છે. પણ જો વધુ પ્રમાણમાં ઉર્દૂ સાહિત્યના અનુવાદો હિંદીમાં થાય, અને હિંદી સાહિત્યના અનુવાદો ઉર્દૂમાં થાય, તો પરિણામે સાહિત્યવિનિમય વધે અને જીવનવ્યવહારની હિંદી – હિંદુસ્તાની સાહિત્યોપયોગી થવા લાગે.

અંગ્રેજી રાજય આવ્યું તે પહેલાં હિંદી લેખકો ફારસી શબ્દ વાપરતાં અચકાતા નહીં, ને ઉર્દૂ લેખકોને સંસ્કૃત શબ્દોનો અણગમો નહોતો. આપણે દુર્ભાગ્યે રાજકીય અને ધાર્મિક વૈમનસ્યને લીધે આજે હિંદી લેખકને ફારસી શબ્દ વાપરવાની સુગ છે અને મુસ્લિમ લેખકોને સંસ્કૃત શબ્દ અસ્પર્શ્ય થઈ પડે છે. બન્ને કોમના લેખકો જો આ સુગ કાઢી નાખે અને બન્ને ભાષામાંના યોગ્ય શબ્દોનો વપરાશ કરે તો સંસ્કૃતમય હિંદી અને ફારસીમય ઉર્દૂ વચ્ચેનું ઘણું અંતર કપાઈ જાય.

હિંદુ–મુસ્લિમ કોમોનો જે વિચારણીય પ્રશ્ન છે

તેનું જ આ એક અંગ છે. જ્યાં સુધી હિંદુઓ અને મુસ્લિમો સામાજિક અને સંસ્કારિક એવા વધુ નિકટ પરિચયથી એકતાનતા ન વિકસાવે ત્યાં સુધી આ પ્રશ્નનો અંતિમ નિવેડો આવવાનો નથી.

૯

હિંદી – હિંદુસ્તાનીનો બીજો એક પ્રકાર મુસ્લિમો સંયુક્ત-પ્રાંતની બહાર જુદી જુદી રીતે બોલે છે. નિઝામ હૈદરાબાદમાં એ લગભગ ઉર્દૂ જેવો છે. ગુજરાતમાં એ લગભગ ગુજરાતી બની જાય છે ને મહારાષ્ટ્રમાં એ મરાઠીની સમીપ આવી પહોંચે છે. એના કાનડી પ્રકારને પણ બિજાપુર જેલના મુસલમાન સિપાઈઓને બોલતા સાંભળેલા. તે જ પ્રમાણે રાષ્ટ્રભાવથી પ્રેરાઇ સંયુક્ત – પ્રાંત સિવાયના બીજા પ્રાંતોમાં કેળવાયેલાં સ્ત્રીપુરુષો હિંદી બોલવાનો પ્રયત્ન કરે છે, ત્યારે ઘણે ભાગે પોતાની દેશ – ભાષામાંથી સંસ્કૃત તત્ત્વો લઈ તેને હિંદી વ્યાકરણપદ્ધતિએ વાપરે છે. આ રાષ્ટ્રભાષામાં સંસ્કૃત તત્ત્વ પ્રધાન છે, કારણ કે બોલનારને એ જ ભંડારમાંથી શબ્દો મળે છે. હિંદની ભાષાઓમાં જે સામાન્ય તત્ત્વ છે તે આ રીતે એક નવી ભાષારૂપે બહાર પડે છે.

આ બધા પ્રયોગો ધ્યાનમાં લેતાં એમ લાગે છે કે સંયુક્ત-પ્રાંતના લોકોની વ્યવહારની ભાષા એ એક. હિંદના એક પ્રાંતની એ જીવન્ત માતૃભાષા; આખા દેશના વ્યવહારની સામાન્ય ભાષા નહીં.

આ ભાષાના ખોખામાં ઘણે અંશે સંસ્કૃત શબ્દો ભરી, સંયુક્ત-પ્રાંતની બહારના લોકો વપરાશમાં આણી

રહ્યા છે એ જુદી ભાષા; એ ભાષા તો કેળવાયેલાઓની સાવકી મા. આ ભાષાઓ બોલનારાઓનો જીવનવ્યવહાર એમની માતૃભાષા દ્વારા જ રહેવાનો, એમની સાહિત્ય પ્રવૃત્તિ એ ભાષા વડે જ વિકસવાની. પણ જેમ જેમ રાષ્ટ્રભાવ વધતો જશે, જેમ જેમ વિજ્ઞાન હિંદુસ્તાનના જુદા જુદા ભાગોને એક બીજાની સમીપ લાવતું જશે, જેમ જેમ આખા દેશના સંસ્કાર ને જીવન એકધારાં થતાં જશે તેમ તેમ ભાષા જીવંતતા પ્રાપ્ત કરશે. પણ જ્યાં સુધી દૃષ્ટિ પહોંચે છે ત્યાં સુધી પ્રાંતોની દેશભાષાઓનું સ્થાન એ કદી નહીં લઈ શકે. જેટલે અંશે આ ભાષા જીવનવ્યવહારની ભાષા થતી જશે તેટલે અંશે એનો કોશ અર્વાચીન જીવનની જરૂરતોને પહોંચી વળે એવો સર્વગ્રાહી થઇ જશે. એમાં ઘણા યુરોપીય શબ્દો પણ આવશે અને જ્યારે આખા હિંદનો જીવનવ્યવહાર એકધારો થશે ત્યારે, આ બધાં તત્ત્વો જેમાં એકાકાર થયાં છે એવી રાષ્ટ્રભાષા જીવંત થશે, એમાં સાહિત્ય સરજવું સરલ થઇ પડશે. અને પછી ઉર્દૂ, હિંદી કે સંસ્કૃત – ફારસીના ઝઘડાનું નામ કે નિશાન નહીં જડે.

## ૧૦

આ બાબતમાં લિપિનો સવાલ અગત્યનો બને છે. લિપિ એક હોય તો બંગાલી, હિંદી, ગુજરાતી ને મરાઠી, જે પ્રાન્તોમાં આ ભાષાઓ બોલાય છે ત્યાં એ ચારેય ભાષા જરૂર વંચાય, અને બીજા પ્રાંતોમાં

જેઓ રાષ્ટ્રભાષા બોલતા થાય તે પણ વાંચે. આ લિપિ તો દેવનાગરી જ હોઈ શકે.

આ વિષયમાં પણ હિંદુ – મુસ્લિમ મતભેદનો સવાલ આવે. મુસ્લિમો આજે ઉર્દૂની લિપિ છોડી આપણી સ્વીકારે એ આશા તો ન જ રાખી શકાય. જ્યાં હિંદુઓમાં પણ એક લિપિ નથી ત્યાં દેવનાગરી અને ઉર્દૂ બે શીખવાનો પ્રયાસ પણ નિષ્ફળ બને. એટલે વાસ્તવિક નિરાકરણ તો એક જ હોય કે જ્યાં દેવનાગરી સ્વીકારી શકાય ત્યાં સ્વીકારવી. અને ઉર્દૂ દેવનાગરીનું સમાધાન બે લિપિ દ્વારા કે રોમન લિપિથી કરવું એ સવાલ પછી.

આજે આપણે ગુજરાતીઓ શિરોરેખા વગરની દેવનાગરીમાં તો લખીએ છીએ. દાખલા તરીકે ક, ચ, જ, ફ, બ એવા પાંચછ અક્ષરોમાં થોડો ફેરફાર થઈ ગયો છે, એ સીધો કરતાં તો વાર લાગે જ નહીં. ઘણા હિંદીભાષીઓ ને મરાઠીઓ વ્યવહારમાં શિરોરેખા વગરની લિપિ વાપરે છે. જો શિરોરેખા વિનાની દેવનાગરી પ્રચલિત કરી શકાય તો એક મોટો ગઢ જીત્યો કહેવાય.

દેવનાગરી લિપિ બધા પ્રાન્તો પાસે સ્વીકારાવવી એ એક વાત; એ લિપિમાં શાસ્ત્રીય દૃષ્ટિએ સુધારા કરવા એ બીજી ને તદ્દન નિરાળી વાત. એ બે વાતનું છૂટી છૂટી રીતે જ નિરાકરણ થઈ શકે. આજે લિપિસમિતિ અને ગાયકવાડ સરકારે સ્થાપેલી

સમિતિએ આ નિરાકરણ આણવાના પ્રયત્ન આદર્યા છે, પણ જ્યાં સુધી દેવનાગરી, બંગાલ ને ગુજરાતમાં સ્વીકારાઈ નથી થઈ ત્યાં સુધી આ પ્રયત્નોને જોઈતો ઝોક મળવો મુશ્કેલ છે.

૧૧

ઉપરના પ્રવાહોને હવે આપણે ૧૯૩૧ ના વસતીપત્રકમાં આપેલી બોલનારની સંખ્યાની દૃષ્ટિએ વિચારીએ.

| | | |
|---|---|---|
| ૧. | હિંદુસ્તાનમાં (બ્રહ્મદેશ સહિત) દેશભાષા બોલનારની સંખ્યા | ૩૪,૯૮,૮૮,૦૦૦. |
| ૨. | સંસ્કૃતકુલની ભાષાઓ બોલનાર | ૨૫,૩૭,૧૨,૦૦૦. |
| ૩. | હિંદી-હિંદુસ્તાની જેની માતૃભાષા હોય તે | ૧૨,૦૨,૩૯,૦૦૦. |
| ૪. | હિંદી-હિંદુસ્તાની જે સહેલાઈથી સમજી શકે તે | ૧૧,૦૦,૦૦,૦૦૦. |
| ૫. | દેવનાગરીમાં લખાતી ભાષા બોલનાર | ૧૪,૧૧,૨૯,૦૦૦. |
| ૬. | દેવનાગીરીના જ પ્રકારની લિપિમાં લખાતી ભાષા બોલનારની સંખ્યા | ૯,૩૩,૫૧,૦૦૦. |

૭. સંસ્કૃતપ્રધાન દ્રાવિડ
ભાષાઓ બોલનાર ૪,૬૭,૧૮,૦૦૦.
મલાયલમ: ૯૧,૩૮,૦૦૦.
કાનડી: ૧,૧૨,૦૬,૦૦૦.
તેલુગુ: ૨,૬૩,૭૪,૦૦૦.
૮. સંસ્કૃતપ્રચુર ભાષા બોલનાર ૨,૧૪,૧૨,૦૦૦.
તામીલ: ૨,૦૪,૧૨,૦૦૦.
બીજી ભાષાઓ: ૧૦,૦૦,૦૦૦.

બીજી રીતે ગણીએ તો—

૧. હિંદમાં દર ૧૦,૦૦૦ માણસે ૯,૯,૮૨ માણસો દેશભાષા બોલે છે.
૨. આ દશ હજારની સંખ્યામાં ૭,૨૩૫ સંસ્કૃતકુલની ભાષાઓ બોલે છે, જેનું સાહિત્ય અને કોશ સંસ્કૃતની પ્રેરણાથી ઉદ્ભવ્યાં છે.
(अ) આ સંખ્યામાંથી ૪,૦૫૩ દેવનાગરી લિપિમાં લખાતી ભાષાઓ વાપરે છે; અને
(आ) ૨,૬૬૨ દેવનાગરી લિપિના કોઇ એક પ્રકારમાં લખાતી ભાષાઓ વાપરે છે; એટલે ૬,૭૧૫ માણસો થોડે ઘણે પ્રયત્ને દેવનાગરી લિપિ સ્વીકારી શકે.
૩. ૧,૩૩૪, માણસો સંસ્કૃતપ્રધાન દ્રાવિડ ભાષાઓ વાપરે છે. એમનું સાહિત્ય સંસ્કૃત સાહિત્યની સમૃદ્ધિથી ભરપૂર છે. એ તત્ત્વથી જ એમનાં સાહિત્ય અને કોશ સંસ્કૃતકુલની ભાષાઓ જોડે એકતા સાધી રહ્યાં છે.

૪. ૫૯૩ માણુસો સંસ્કૃતપ્રચુર દ્રાવિડ ભાષાઓ વાપરે છે. એમના સાહિત્યમાં સંસ્કૃતનું સારું તત્ત્વ છે, અને કોશમાં ઠીક ઠીક છે. એ તત્ત્વ વડે જ હિંદની બીજી ભાષાઓ જોડે એ સમાગમમાં આવી શકે.

દર ૧૦૦ હિંદીઓએ ગણુના કરીએ તો—

(अ) સંસ્કૃતકુલની ભાષા બોલનાર ૭૨

હિંદી બોલનારઃ ૩૪

હિંદી સમજનારઃ ૩૧

દેવનાગરીમાં લખાતી ભાષા બોલનારઃ ૪૦

દેવનાગરીના પ્રકારમાં લખાતી ભાષામાં બોલનારઃ ૨૬

(आ સંસ્કૃતપ્રધાન દ્રાવિડ ભાષા બોલનાર ૧૩

(इ) સંસ્કૃતપ્રચુર દ્રાવિડ ભાષા બોલનાર ૬

(ई) સંસ્કૃત સાહિત્ય ને કોશના ઉપયોગથી જેના સાહિત્યનો સમન્વય થઈ શકે એવા ૯૧

(उ) દેવનાગરી લિપિ જે સરલતાથી સ્વીકારી શકે એવા ૬૭

૧૨

આ બધાનો સાર આ પ્રમાણે આવેઃ

૧. વ્યવહારની રાષ્ટ્રભાષા હિંદી–હિંદુસ્તાની પર જ રચાઈ શકે. એમાં ઘણે ભાગે સર્વસામાન્ય એવા સરલ શબ્દો જ હોઈ શકે. એમાં રૂઢ થયેલા ફારસી અને અરબી શબ્દો પણ હોઈ શકે. એમાં

અર્વાચીન જીવનવ્યવહારમાં જોઇતા યુરોપીય ભાષાના શબ્દો પણ હોઈ શકે. આ રાષ્ટ્રભાષાનો ઉર્દૂ પ્રકાર પણ હોઇ શકે, જેમાં વધુ પડતા ફારસી શબ્દો આવી શકે. એ ઘણે ભાગે દેવનાગરીમાં લખાય. જેને ગમે તે ઉર્દૂ લિપિમાં લખે. અને કોઇને રોમન લિપિનો શોખ થઈ આવે તો તેનો પણ ઉપયોગ કરે.

આ હિંદી–પ્રચારનો વિષય.

૨. સાહિત્યની રાષ્ટ્રભાષા આજે હિંદી–હિંદુસ્તાનીના ધોરણ પર અવલંબતી સરલ સંસ્કૃત જ હોઇ શકે. અને તે સરલ સંસ્કૃત સંસ્કૃતકુલની ભાષાઓના સામાન્ય તત્ત્વ પર જ રચી શકાય. આ ભાષાના 'હાટ'માં દરેક પ્રાન્તનો અને ઉર્દૂનો સાહિત્ય–ભંડાર આવીને પડે, અને આ વિનિમયસ્થાનમાંથી દરેક પ્રાન્તીય સાહિત્ય ને ઉર્દૂ સાહિત્ય જોઇતી સામગ્રી લઇ જઇ શકે. અને પરિણામે સાહિત્ય ને સંસ્કારની એકતા વધારે ને વધારે સ્પષ્ટ થાય.

આ ભારતીય સાહિત્ય પરિષદનું કાર્યક્ષેત્ર.

૩ આ વિનિમયસ્થાનમાં ભેગો થયેલો ભંડાર ઉર્દૂ સાહિત્યમાં લઈ જવો અને ઉર્દૂ સાહિત્યની સમૃદ્ધિ આ વિનિમયસ્થાનમાં લઈ આવવી એ કર્તવ્ય સંયુક્ત–પ્રાન્તનાં હિન્દુસ્તાની સાહિત્યમંડળોનું છે.

પણ આ બધી પ્રવૃત્તિઓથી, પ્રાન્તીય સાહિત્ય પરિષદોનું ક્ષેત્ર તો હતું તેવું જ રહે છે. માતૃભાષામાં જ વ્યવહાર અને સરસતાનું સર્જન શકય છે. પરભાષા

એ તો અપર મા; એ સાહિત્યકનાં રસદર્શનને કદી શબ્દદેહ ન આપી શકે. રાષ્ટ્રભાષાને રાષ્ટ્રસાહિત્યની આપ લે એ તો Distribution–પ્રસારના વિષયો છે. સાહિત્યસર્જન એ તો Productien–પેદાશ; એ વિષય તો માતૃભાષાનો, પ્રસારની સરલતાથી પેદાશ વધે. પ્રસારની મર્યાદાઓ પેદાશનો પ્રકાર નક્કી કરે; પણ ક્ષેત્રની સમૃદ્ધિ એ જ પેદાશનું રહસ્ય રહેશે.

જે માતૃભાષાની સેવા કરશે તે જ સાહિત્ય-સમન્વયની ખરેખરી સેવા કરશે; જે સાહિત્ય-સમન્વયને ઉત્તેજશે તે માતૃભાષાની પણ અભિવૃદ્ધિ સાધશે.

હિંદ રાષ્ટ્ર છે, એ વિરાટ પુરુષ થતું જાય છે, એકતાન થવાનો એને નાદ લાગ્યો છે. એક ભાષા એક લિપિ, એક સાહિત્ય—પૂર્વે ન હતાં તેવાં—સરજાવવાના એને કોડ જાગ્યા છે. આ વસ્તુસ્થિતિ દરેક પ્રાન્તીય સાહિત્યક આગળ વિકાસનું અદ્‌ભુત દર્શન ઊભું કરે છે. પૂર્વે સાહિત્યકોની સેનાઓ જે ન કરી શકી તે આજે અર્વાચીન સાહિત્યકારોએ કરવાનું છે; પોતાના પ્રાણ રેડી એવા સાહિત્યનું સર્જન કરવાનું છે કે જેથી એક થવા તલસતા હિન્દના પ્રાણનો એમાં પડઘો સંભળાય. એકતાનો નવો યુગ ઊઘડે છે. ભેદો ભૂલી એ એકતા આપણે સાહિત્યમાં મૂર્તિમાન કરીએ, એમાં નવી સરસતાનાં દર્શન કરીએ એ જ આપણું કર્તવ્ય. એ

કર્તવ્ય કરતાં આપણે સર્વ ધર્મો છોડીને સાહિત્યના આદ્ય સર્જનહારને શરણે સર્વભાવે જવું જોઇએ છે. જેમના વડે આજે ભારતના સાહિત્ય ને સંસ્કાર એક છે—જેમનું આપણા સાહિત્યશિરોમણિઓ અનિમેષ દૃષ્ટિએ ધ્યાન ધરતા – ને જેમને "અચતુર્વદનો બ્રહ્મા", "દ્વિબાહુરપરો હરિ:" અને "અભાલલોચનઃ શંભુ:" માનતા—તેમને જ આજે પણ, व्यासाय विष्णुरूपाय व्यासरूपाय विष्णवे । नमो वै ब्रह्मविधये वासिष्ठाय नमोनमः ॥

★

## આત્મવાન પ્રજા

•

૧૯૪૧

•

સંસદના સભ્યો, સન્નારીઓ અને સજ્જનો,

**સંસદના** આ સમારંભમાં હું હાજર રહી શકતો નથી તેને મારું દુર્ભાગ્ય સમજું છું; પણ મારી હાજરીને બદલે આ સંદેશારૂપ 'પત્રં તોયં' ભક્તિથી અર્પું છું તે સ્વીકારશો.

આપણે ભયંકર સમયમાં જીવી રહ્યા છીએ. માટીનાં ઘરો પડે તેનાથી પણ થોડા વખતમાં હજારો વર્ષથી દુર્ધર્ષ એવી પ્રજાઓ પડતી આપણે જોઈએ છીએ. ચારે તરફથી દાવાનળની આંચ આર્યાવર્તને લાગવા માંડી છે. આજે દોઢસો વર્ષ થયાં જે રાજ્ય અમર તપવાનું છે, એમ આપણે કેટલાક માની બેઠા હતા, તે મરણ અને જીવન વચ્ચે હીંચે છે. આજે આર્યાવર્તને ખંડિત કરવાની યોજનાઓ ઘડાઈ રહી છે. જે સનાતન છે તેને ચંચલ બનાવવાના પ્રયોગો થાય છે. અને આપણે નિર્બળ, નિઃશસ્ત્ર ને અસ્વસ્થ બન્યા છીએ.

ચારે તરફ પ્રસરેલી માયાજાળ છેદી આપણે સત્ય પારખીએ.

વિગ્રહો તો આવ્યા ને ગયા; આપણે ગઝની, ઘોરી, ખીલજી, નાદીરશાહ, અહમદશાહ, કલાઇવ ને વેલેસ્લીનાં આક્રમણો જોયાં છે. આ બધા આવ્યા પણ આપણો આત્મા આપણે ખોયો નહોતો. સામ્રાજ્યો રચાયાં ને પડયાં: ખીલજીએ રચ્યું, વૉરન હેસ્ટિંગ્સે રચ્યું અને કારાવાસની દીવાલો વચ્ચે પણ આપણે સ્વાતંત્ર્ય સાચવ્યું છે.

પરપ્રજાઓનાં આક્રમણો થયાં, પરધર્મોનાં પૂર આવ્યાં, પરસંસ્કારનાં પ્રલોભનથી આપણે લોભાયા, છતાં આપણે ઊભા છીએ.

આપણે ઊભા છીએ તેનો એવો અર્થ કોઈ ન કરે કે ભૂમિ હતી એવી ને એવી છે કે પ્રજા તેની તે છે. આપણે ઊભા છીએ એટલે આપણે હજી આત્મવાન ઊભા છીએ.

આત્મવાન પ્રજાઓ કે જે પોતાના સંસ્કારનો પ્રાણ ધારતી હોય. 'આત્મન્યેવાત્મના તુષ્ટઃ' એ સૂત્ર માણસને માટે ખરું છે, તેવું જ જનસમૂહોને માટે છે. જે પ્રજામાં પોતાના સંસ્કારને વળગી રહેવાની શક્તિ નથી, તે પ્રજા આત્મવાન નથી. જે હબસીઓ અમેરિકામાં ગુલામી કરી, ખ્રિસ્તી બની, કાળા અમેરિકનો થઇ બેઠા તેને આપણે આત્મવાન કેમ કહી શકીએ? પરરાજ્ય ને પરધર્મીની જંજીરોમાં

જકડાયા છતાં આર્યાવર્તમાં આર્યત્વ છે તેથી તે આત્મવાન છે. જંજીરોથી આત્મા હણાતો નથી. આત્મા વેચાયો હોય તો જાહોજલાલી પણ જેલખાનું છે.

અર્વાચીન જીવનના વિકટ પ્રસંગોમાં પણ આત્મવાન રહેવાની શક્તિ કેળવવી એ આપણું વ્યક્તિ તરીકે ને જનસમૂહ તરીકે પ્રથમ કર્તવ્ય છે.

સંબંધથી ને વાર્તાલાપથી, વ્યક્તિઓ સાથે સંપર્ક રાખ્યે આપણું વ્યક્તિત્વ વિકસે છે. વિચિત્ર લાગે તોય સાથે એ પણ ખરું કે જગતના સમાગમથી વ્યક્તિત્વ સંકોચાય છે.

જગત જોડે રાખેલા સંબંધનાં બંધનો કોઈક જ તોડી શકે છે. જે માણસને જગત જોડે રોજનો સમાગમ હોય તેનો સમય તેનો પોતાનો નથી હોતો; તેનું કર્તવ્ય તેનું પોતાનું નથી હોતું; તેનો સહચાર તેની સ્વેચ્છાએ સાંધેલો નથી હોતો. પૂર્વજો, સામાજિક જીવન, ધંધો ને રાજકીય આકાંક્ષા, એ બધાં એને માટે પાંજરું બનાવી મૂકે છે અને એનું વ્યક્તિત્વ તેમાં પૂરાઈ, ઝૂરી મરે છે.

જેને ભાવના સિદ્ધ કરવી છે, જેને પોતાનું વ્યક્તિત્વ બને તેટલું વિકસાવવું છે, તેને તો આ પાંજરામાંથી છૂટી, નાસવા સિવાય છૂટકો જ નથી.

આ પાંજરાના સળિયા તો ભયના બન્યા હોય છે. જેને એ તોડવા હોય તેણે ભય જીતવો જોઈએ.

જે જે બળો જીવન પર કાબૂ જમાવી બેસે છે તેમાં ભય બધાંથી કદરૂપું ને બધાંથી સૂક્ષ્મ, પ્રતાપી બળ છે.

ભય કેમ જીતવો ?

ભય એ તો મનની વૃત્તિ છે. યોગમાં એને કલેશ કહ્યો છે. એ અનેક પ્રવૃત્તિઓનો પિતા છે.

જ્યારે ભય મનને ગ્રસે ત્યારે તે પોતાને વહાલી કોઈ વસ્તુ જતી રહેશે, ખોવાઇ જશે એમ માની બેસે છે. આ નાશનું સ્વરૂપ ખડું થાય છે તે અતિશયોક્તિભર્યું, વિકૃત ને સર્વનાશક દેખાય છે અને ખરેખરો નાશ થાય તે પહેલાં નાશ થઇ ગયો એવો ખ્યાલ ઊભો કરે છે. અને આ કલ્પેલા નાશથી બચવા મન ઉતાવળાં અવિચારી પગલાં લેવા માંડે છે. પ્રિય વસ્તુનો વિનાશ થાય તે પહેલાં એ વિનાશ થઈ ગયો છે એવું કલ્પનાચિત્ર ઊભું થાય છે – એ ભયનું મૂળ છે.

એ મૂળ જતું રહે તો ભય પણ જાય. જે પ્રિય વસ્તુઓનો વિનાશ કલ્પી લઈ મન ભય અનુભવે છે તે વસ્તુઓ સામાન્ય રીતે ત્રણ પ્રકારની હોય છે: આપણી પોતાની દુનિયાની શાબાશી, પૈસા કે પ્રતિષ્ઠા જેવી વસ્તુનો પરિગ્રહ અને સ્નેહ કે પ્રણય.

આ બધી પ્રિય વસ્તુઓ જતી રહેશે તેની હાયવોયમાં આપણા ઘણાનો અવતાર જાય છે. જવાની હશે ત્યારે તો તે જશે જ; ત્યારે આપણે હાથ

ઘસતા રહી જઈશું. પણ તે પહેલાં તે જશે ત્યારે શું થશે એના ભયથી આપણે ધ્રૂજીએ છીએ.

આ પ્રિય વસ્તુઓમાં વહાલીમાં વહાલી તો આપણા જગતની — એટલે આપણા પડોશીની, સગાંસંબંધીઓની ને મિત્રોની શાબાશી કે તેમની નિંદામાંથી બચવાની ઉત્કંઠા હોય છે. સ્તુતિ મેળવવાની ઇચ્છા અને નિન્દા મેળવવાનો ભય આ બે જંજીરોથી આપણે સદાય બંધાયેલા રહીએ છીએ, અને એ રાગ અને ભયથી આપણા આચારો ઘડીએ છીએ. આ કારણથી આપણે આપણું આર્યત્વ કબૂલ કરતાં અચકાઈએ છીએ.

પણ સ્તુતિની અપેક્ષા અને નિંદાનું દુઃખ જેને પોતાના વિચારમાં આત્મશ્રદ્ધા ન હોય તેને હોય.

સ્તુતિ ને નિંદા જે આપણને જીવનભર કારાવાસમાં રાખે છે, તે પણ આખા જગતે કરેલાં નથી હોતાં; આપણા ગામનાં, ન્યાતનાં કે શેરીનાં નાનકડા જગતનાં કરેલાં હોય છે. એ સ્તુતિ અને નિંદા કાંઇ ખરા ધોરણ પર રચાયાં નથી હોતાં. આપણું નાનકડું જગત ગમે તેવું એક ધોરણ બાંધે છે, અને તેને અનુસરીને આપણો ન્યાય કરે છે. અને આપણે આ નાનકડી અદાલતની હકુમતથી ડરતાં ડરતાં આપણો ભવ બાળીએ છીએ.

જેલમાં લૂંટફાટ કરનારનું જગત જુદું હોય છે ને ચોરોનું જુદું હોય છે. લૂંટફાટ કરનારા કહે છે

કે ચોરો તો ખરાબ લોકો છે. રાતના જઈ, છુપાઈને ચોરી લાવે. બહાદુર તો તે પોતે કે જે ઉઘાડે દિવસે, ભર બજારે લૂંટ કરે છે. ચોરો હમેશાં પોતાની જાતને વધારે હોશિયાર માને. લૂંટફાટ તો કોઈ પણ કરે. રાતે પારકા ઘરમાંથી સફાઈથી પૈસા લઈ આવે તે ખરો કારીગર. આમ જગતમાં કારાવાસ, કારાવાસમાં બે ગુનેગારોની ટોળીનાં બે જગત; અને દરેક પોતાના જગતની સ્તુતિ અને નિંદાને અધીન બને છે.

જો આપણે આપણું વર્તન આપણા જગતની સ્તુતિ ને નિંદા ઉપર જ રચીએ તો એનો અર્થ તો એ થાય કે આપણી પોતાની ન્યાયબુદ્ધિ કરતાં આપણા નાનકડા જગતની ન્યાયબુદ્ધિ પર આપણને વધારે વિશ્વાસ છે. આપણી પોતાની શુદ્ધિબુદ્ધિ કરતાં આપણા ખોબલા જેટલા જગતની ધૂન પ્રમાણે આપણે ચાલવા તૈયાર બનીએ છીએ.

જો આપણે પોતે પોતાનું જ ધોરણ રાખીએ, તેને જ દૃઢતાથી વળગી રહીએ, જે આપણી દૃષ્ટિએ આપણને સ્વધર્મ દેખાય તેને જ સાચવી રહીએ તો જગતની શાબાશીનો આપણો મોહ ઊતરી જાય અને એ શાબાશી ન મળે તો શું થાય એવો ભય પણ જે આપણા હૃદયમાં હોય તે નીકળી જાય. જેણે જગત જીત્યું છે તેણે પહેલાં બીકને જીતી છે. જે મનુષ્ય 'તુલ્યનિંદાસ્તુતિ' થાય તે જ ભય જીતી

શકે. અને જે ભયને ન જીતે તે કદી આત્મવાન ન રહી શકે.

જ્યારે આપણે આપણાપણું જાળવતાં શરમાઇશું નહિ, કોઇના ડરથી તેને વળગી રહેતાં આપણે અચકાઇશું નહિ, ત્યારે જ આપણા પૂર્વજોએ રચેલું આર્યાવર્ત આપણે અભેદ્ય રાખી શકીશું.

★

# નૈતિક વિશ્વવ્યવસ્થા
## અને
## અર્વાચીન દૃષ્ટિસ્વરૂપ

•

૧૯૪૨

•

સંસદના સભ્યો, સજ્જનો અને સન્નારીઓ,

**આજે** સંસદનો વાર્ષિક ઉત્સવ કઠિન પરિસ્થિતિમાં પણ ઊજવવાનો આપણે સંકલ્પ કર્યો છે તે એક જ હેતુથી કે આપણી વાર્ષિક પ્રવૃત્તિમાં આથી સ્ખલન ન થાય. હમેશની માફક આજે આપણે નૃત્ય – ગાન માણી શકીએ એવી મનોદશા આપણી નથી. ચારે તરફ પાશવબળ સત્તા જમાવીને બેઠું છે. કાલે શું થશે એ કોઈ કહી શકતું નથી. દેશેદેશનાં કુમળાં બાળકોને આપણે રિબાતાં જોઈએ છીએ, અને આપણી આંતરડી કકળી ઊઠે છે. જગતભરના જુવાનો મૃત્યુના મોંમાં ધસે છે. વિનાશના તરંગો પ્રલયના તરંગોની માફક ચારે તરફ ફરી વળ્યા છે. જગતનો નરોત્તમ કારાવાસમાં સડે છે.

આ બધી વિનાશકતા, આ બધું દુઃખ, આ બધી અશાન્તિનું મૂળ પાશ્ચાત્ય સંસ્કૃતિની પાછળ રહેલા દૃષ્ટિસ્વરૂપમાં મને દેખાય છે.

રેલવે, તાર, ટપાલ ને રેડિયો વડે જગત સાંકડું થઈ ગયું છે. આ બધાં સાધનો દ્વારા અર્વાચીન યુરોપે આખા જગત પર આક્રમણ કર્યું છે; જગતની સ્વતંત્રતા પર નહિ, સમગ્ર જગતના સંસ્કાર પર. સાણસામાં ઝલાયેલાં નિર્દોષ કુરકુરિયાંની જેમ આપણે તરફડીએ છીએ, ચીસ પાડીએ છીએ, પણ સાણસામાંથી નીકળવાનો માર્ગ આપણને મળતો નથી. એમાંથી જ્યાં સુધી આપણે મુક્ત ન થઇએ ત્યાં સુધી તો આપણે તરફડવાનું જ રહ્યું.

યુરોપીય સંસ્કૃતિ પાછળ રહેલા દૃષ્ટિસ્વરૂપનું દર્શન કરી તેમાં રહેલું કલંક આપણે પારખવું જોઇએ. કોઈ અજાણ અંધકારમાં આપણે ઘસડાઈ રહ્યા છીએ. જ્યાં સુધી એ દૃષ્ટિસ્વરૂપનાં ભયાનક બળો પર પ્રકાશ ન પડે ત્યાં સુધી આપણે મરવું જ રહ્યું.

યુરોપ પહેલેથી જ પ્રચંડ પશુત્વની ભૂમિ થતું આવ્યું છે. રોમન સામ્રાજ્યના વખતથી એણે વિનાશકતા પ્રસારવાની વૃત્તિ પર ભાગ્યે જ અંકુશ મૂક્યો છે.

અર્વાચીન યુરોપ શરૂ થયું તે પહેલાં ત્યાં રોમન કેથૉલિક ખ્રિસ્તી સંપ્રદાયનું પ્રાબલ્ય પ્રસર્યું હતું. ઈશ્વરના નિયમોની સર્વોપરિતા મનુષ્યની

મહત્ત્વાકાંક્ષા ઉપર સ્વીકારાતી. ધર્મ, નીતિ, નિયમન, એ માનવશક્તિથી પર અને વધારે બલિષ્ઠ મનાતાં. આ માન્યતાથી પશુતા કંઈક અંશે કાબૂમાં રહેતી. ત્યારે નીતિ એ સગવડની વાત ન હતી; રાજા અને પ્રજા, દેવ અને દાનવો બધાંને યોગ્ય આચાર અને વ્યવહારમાં રાખનાર વિશ્વવ્યવસ્થા હતી.

યુદ્ધો થતાં, વિનાશ પ્રસરતો, દુઃખ દેનાર દુઃખ દેતા, સહન કરનારને સહેવું પડતું, છતાં સર્વવ્યાપી અને અનિયન્ત્રિત વિનાશકતાની આડે આ વિશ્વવ્યવસ્થાની ભાવના આવીને ઊભી રહેતી અને નિર્દોષો બચી જતા.

આ વિશ્વવ્યવસ્થા કંઈક અંશે હિન્દુસ્તાનમાં પ્રવર્તતી દશાની પ્રતિકૃતિ હતી. આપણે ત્યાં રાજાઓ લડતા પણ ગામની બહાર. ન તેઓ બ્રાહ્મણને સ્પર્શતા, ન મંદિર તોડતા, ન ગાય કે સ્ત્રીનો વાળ વાંકો કરતા. સ્વચ્છંદી લોકો પણ હતા, છતાં આચાર પર નીતિનો અંકુશ હતો. નૈતિક વિશ્વવ્યવસ્થા સનાતન મનાતી. એ વ્યવસ્થામાંથી ઘણા ભલે છટકી જાય, પણ છટકવામાં સુખ કે મોક્ષ છે એમ કોઈ માનતું નહિ. દુષ્ટમાં દુષ્ટ રાજાઓને પણ ધર્મે રચેલી વ્યવસ્થામાં સ્થાન પામવું રહેતું. નિષ્ઠુરતા હતી, મહત્ત્વાકાંક્ષા હતી, પણ તેને કોઈ મોક્ષનું સાધન માનતા નહિ.

ઈ. સ. ૧૫૦૦ ની આસપાસ આ

વિશ્વવ્યવસ્થાની મૂર્તિસમાન ખ્રિસ્તી સંપ્રદાયનો પ્રભાવ ઘટ્યો અને અર્વાચીન યુરોપનું દૃષ્ટિસ્વરૂપ પહેલીવાર વ્યક્ત થયું. આ પરિવર્તનને પરિણામે આ નૈતિક વિશ્વવ્યવસ્થામાંથી શ્રદ્ધા ચળવા લાગી. પાશવશક્તિ જ ખરા અને ખોટાની તુલના કરનાર બની.

આ નવા દૃષ્ટિસ્વરૂપના બે પ્રતિનિધિનો ઉલ્લેખ કરું; એક મેકિયાવેલી, બીજો ફ્રાન્સિસ બેકન.

મેકિયાવેલીએ રાજ્યશક્તિના પશુબળને જીવનવ્યવસ્થાનું અંતિમ ધોરણ માન્યું. રાજાની ઇચ્છા એ સર્વ શક્તિનું મૂળ. અનિયન્ત્રિત શક્તિ એ જ ન્યાયાસન. રોમન કૅથૉલિક સંપ્રદાયમાં એણે અધર્મ જોયો, નીતિમાં માત્ર સગવડતા જોઈ.

જૂના જમાનામાં મોટા તેમ જ નાના ઈશ્વરને અધીન હતા. અર્વાચીન યુરોપમાં થોડા માણસોએ ઇન્દ્રનાં વજ્ર પ્રાપ્ત કરી, બીજાં માણસોને પોતાનાં ગુલામ બનાવવાનું આરંભ્યું. રાજાઓ નૈતિક વ્યવસ્થા સ્વીકારે ખરા, પણ એક રાજવીને બીજા રાજવી વચ્ચે નહિ; પોતાની અને પોતાની પ્રજા વચ્ચે નહિ; માત્ર લોકોને કાબૂમાં રાખવાની એક ઇંદ્રજાળ તરીકે.

નીતિ વિશ્વવ્યવસ્થાને બદલે પાશવશક્તિનું એક માત્ર શસ્ત્ર બની રહી, અને અર્વાચીન યુરોપનો આરંભ થયો.

ફ્રાન્સિસ બેકન પણ અર્વાચીન યુરોપનો એક સૂત્રધાર. તે અર્વાચીન યુગનો અધિષ્ઠાતા છે એમ

અમને કૉલેજમાં શીખવવામાં આવતું. આ યુગના મોટામાં મોટા પ્રતિભાશાળી મહાપુરુષ તરીકે એની પૂજા આજે ચારસો વર્ષથી ચાલુ છે.

એણે સંયમવાદ એ બીકણનો વાદ છે એમ પ્રતિપાદન કર્યું. એની માન્યતા હતી કે શરીરને સ્વછંદ અને સંયમ બન્નેનો સરખો અનુભવ કરાવવો; સત્ય અને અસત્ય બન્નેનું ડહાપણભર્યું મિશ્રણ કર્યા કરવું. અર્વાચીન વિજ્ઞાનના એ પયગમ્બરે ઉચ્ચાર્યું કે હું સંપ્રદાય સ્થાપવાનો નથી, મારે તો ઉપયોગિતા અને શક્તિ પ્રાપ્ત કરવાનાં સાધનો મેળવવાં છે.

વિજ્ઞાનને માનવીના ઉપયોગમાં આણવું કે જેથી પ્રકૃતિ ઉપર વિજય મળે અને મનુષ્યનું બળ વધે, એ એનું જીવનભરનું સ્વપ્ન હતું. વૈજ્ઞાનિક પ્રયોગપદ્ધતિ એ સત્યશોધનનો એક જ સીધો માર્ગ છે, એ એણે જગતને શીખવ્યું. એટલે જે વસ્તુને પ્રયોગશાળામાં હું આણી શકું, જેના પર હું ત્યાં પ્રયોગ કરી શકું, બીજાને સ્પષ્ટ રીતે પ્રતીતિ કરાવી શકું, એમાં જ સત્ય રહ્યું છે એમ તેણે માન્યું.

એણે મેકિયાવેલીનાં સૂત્રો પોતાનાં કર્યાં. એ ઉપરાંત એણે તો બહારના જગત પર પ્રભુત્વ મેળવવામાં જ માનવશક્તિની આત્મસિદ્ધિ જોઈ. માણસ પોતે ગમે તે હોય, પણ એ જો પ્રકૃતિના નિયમોને કાબૂમાં લાવી તેનો ઉપયોગ કરી શકે તો

તે ખરેખરો સશક્ત થાય; આ સિદ્ધાન્તને એણે વેગ આપ્યો.

ઇસુ ખ્રિસ્તે કહ્યું કે જગતનું રાજ્ય મળે ને આત્મા જાય એ શા ખપનું? જિંદગીમાં ખ્રિસ્તને જુડાએ દગો દીધો. સૈંકડો વર્ષ પછી તેને બેકને ફરી દગો દીધોઃ આત્મા જાય તો ભલે, જગતનું રાજ્ય જીતવું એ જ સિદ્ધિ, બીજી નહીં.

જિંદગીનું સાર્થક આત્મસિદ્ધિમાં નથી, પણ સાધનપ્રાપ્તિમાં છે, એ દૃષ્ટિસ્વરૂપ એણે અને એના જેવા નવા વિચારકોએ આપ્યું. આ દૃષ્ટિસ્વરૂપનો ભેદ જોઇએ. જ્યાં સુધી નૈતિક વિશ્વવ્યવસ્થામાં શ્રદ્ધા હતી ત્યાં સુધી વિનાશકતા તે એક નછૂટકે સહેવાની વિપત્તિ હતી. જ્યારે વ્યવસ્થાના અંતિમ ધોરણ તરીકે બળ સ્વીકારાયું ત્યારે વિનાશકતા એ સત્યાસત્યનું અંતિમ ધોરણ બની ગઇ.

આમ અર્વાચીન યુરોપનો વૈજ્ઞાનિક યુગ શરૂ થયો. હું જૂઠો હોઉં, હું પાપાચારી હોઉં તો પરવા નહિ. હું મારો રાગદ્વેષ પોષવા કંઈ પણ કરું તો તેમાં કોઈ વિશ્વનિયમ આડે ન આવે. મારે તો આ નવી દૃષ્ટિએ એ જ જોવાનું રહ્યું કે હું વિજ્ઞાનની મદદથી એટલી શકિત મેળવી શકું કે જેથી હું મારી ઈચ્છાની ધૂંસરી સકલ જગત પર બેસાડી શકું.

નિયમને બદલે આમ સ્વેચ્છા પ્રગટી. નૈતિક વિશ્વવ્યવસ્થામાંથી પાશવ પ્રભુતાનાં ધોરણ બહાર

પડ્યાં. એને પરિણામે બે માન્યતા ઉદ્ભવીઃ (૧) રાજ્યસત્તાની ઇચ્છા એ જ જીવનવ્યવહારનું ધોરણ. (૨) જે રાજ્યસત્તા પાસે વિનાશકતાનાં સાધન વધારે તેની ઇચ્છા તે જ અંતિમ વિશ્વનિયમ.

આત્માની સિદ્ધિ છોડી મનુષ્ય વિજ્ઞાનબળે પ્રકૃતિને શસ્ત્ર બનાવવા લાગ્યો. દારૂની શોધ થઇ. તોપગોળાઓ બન્યા, બંદૂકો થઇ, તોપોનાં માપ વધ્યાં, વિનાશકતાનાં વર્તુલો વધ્યાં. જલ, સ્થલ ને વાયુ વશ કરવાનાં સાધનોની શોધ થઈ રહી. વિમાનો અંતરો કાપ્યાં. ટૅ[illegible] અને બોમ્બડાઇવરે સહસ્રાર્જુનથીયે વધારે વિના[illegible] [illegible] પ્રસારવાની શકિત પ્રાપ્ત કરી. પરિણામે આજે [illegible] વ[illegible] યુરોપની પ્રજા નથી ઝંપીને બેઠી, નથી [illegible]ગતને ઝંપવા દીધું, વિનાશનાં સાધન લઇ એણે યાદવાસ્થળી રચી છે. નિર્દોષોનો કચ્ચરઘાણ વાળ્યો છે. નૈતિક વિશ્વવ્યવસ્થાની વિડંબના કરતાં શીખવ્યું છે. મનુષ્યના આત્માની હરરાજી કરી છે અને કરાવી છે.

આ દૃષ્ટિસ્વરૂપનું એક અંગ એ જડવાદ. ખાવું, પીવું, મોજ કરવી એમાં જ જીવનની પણ સિદ્ધિ મનાઈ. ઇતિહાસનો પણ જડવાદાત્મક અર્થ થવા લાગ્યો. વર્ગ અને વર્ગ વચ્ચે વિગ્રહ છે એમાં જ જીવનનું રહસ્ય જણાયું. કોણ કોનાથી વધારે સારું ખાય અને પીએ તેમાં જ શ્રેષ્ઠતા સમજાઇ.

મનુષ્ય પોતે શું બન્યો છે, તેના કરતાં એ શું

ફરી જાય છે, શું ભોગવી જાય છે તેમાં જ તેની મહત્તા મનાવા લાગી. ખૂબ કમાવું, ખૂબ ખરચવું, ખૂબ દારૂ પીવો, બહુ ઘોડા દોડાવવા, મોટો જુગાર રમવો, પૈસા વડે જગતને ખરીદવું, એમાં જ જીવનની સિદ્ધિ જણાવા લાગી. દેશો દેશોને ખાવા લાગ્યા. કરારો તોડવામાં નીતિ, સ્વતંત્રતા ઝૂંટવી લેવામાં મુત્સદ્દીગીરી, જુઠ્ઠા પ્રચારમાં કુશળતા દેખાયાં.

મોન્ટેકાર્લો એ તો અર્વાચીન યુરોપનું પુણ્યધામ, અમરાપુરીસમું સુંદર. ત્યાં રોજ કરોડોનો જુગાર રમાય, રૂપાળી સ્ત્રીઓની હરરાજી થાય.

વિષયલાલસા વધારવામાં અને વધતી લાલસાને અતૃપ્ત રાખવામાં જીવનનું સાફલ્ય શોધવું એ અર્વાચીન યુરોપનો ધર્મ થઈ પડયો.

રાજ્ય સ્થાપવાં, રાજ્ય સત્તાની વિનાશકતા વધારવી, તે વડે સામ્રાજ્યો સ્થાપવાં, જગતમાં નિર્દોષ અને નિર્બળ માણસોની શાંતિ લૂંટવી, જગત સમગ્રની સમૃદ્ધિ દોહી પોતાની અતર્પ્ય ક્ષુધાને સંતોષવી કે તે વડે વિનાશકતા પ્રસરાવવાનાં સાધનો ભેગાં કરવાં – એમાં જ યુરોપીય મુત્સદ્દીઓએ કર્તવ્ય માન્યું.

ચારસો વર્ષના આ દૃષ્ટિસ્વરૂપે આજે આખા જગતનું નખ્ખોદ કાઢયું છે.

આ અર્વાચીન દૃષ્ટિનું નવું સ્વરૂપ આજે આપણને નવું લાગતું નથી, કારણ કે આપણે એ જ દૃષ્ટિ ખરી છે, એમ બાલપણથી માનતા આવ્યા

છીએ. પણ આ દૃષ્ટિમાં રહેલો ભ્રમ આપણને ધીમે ધીમે આજે સમજાય છે. વધારે સ્પષ્ટતાથી હવે સમજાશે.

આ દૃષ્ટિ અર્વાચીન યુરોપે કેળવી. એનું અનુકરણ કરી આખા જગતે કેળવી. એનાથી માણસ વધારે સુખી થયો ? જવાબ જોઇએ તો પૂછો ઝેકોસ્લોવેકિયાના દલિતોને, સમરાંગણે વિનાશના મોંમાં જતા દેશેદેશના અસંખ્ય યુવકોને, આસપાસ ખરતાં તમારાં જીવનકુસુમોને; પૂછો નિર્દોષ સ્ત્રીઓને અને બાળકોને જે અંધારી રાતે માનવબન્ધુને હાથે રાખ થઈ રહે છે તેમને.

ચારસો વર્ષ બેકનને પંથે ચાલી મનુષ્ય સ્વતંત્ર થયો છે? ક્યાં છે પોલાંડની સ્વતંત્રતા? મનુષ્યવ્યવસ્થાની નિર્દય શૃંખલામાં બદ્ધ કોણ નથી? ક્યાં છે આજે જર્મની, જાપાન કે ઇંગ્લેંડઅમેરિકાનાં મનુષ્યોનું સ્વાતંત્ર્ય ? આપણને કૉલેજમાં શીખવવામાં આવતું કે પ્રાચીન હિંદમાં સ્વાતંત્ર્ય હતું જ નહિ. બેકન દ્વારા આપણે જે શીખ્યા તેને પરિણામે પણ હિંદમાં સ્વાતંત્ર્ય ક્યાં છે ? મનુષ્ય માત્ર આજે એક નિર્જીવ અને નાનું ચક્ર બની, આત્મવિહોણો, ઘસાઈ મરે છે.

આજે મનુષ્ય શું ઉદાત્ત છે? એનામાં વિશ્વપ્રેમ ક્યાંય પણ દેખાય છે ? આજે તો એક માનવ બીજાના ગળા પર છરી મૂકી બેઠો છે. જાતિવિગ્રહ, વર્ગવિગ્રહ, રાષ્ટ્રવિગ્રહ, સામ્રાજ્યવિગ્રહ, દ્વેષ આમ જગતનું આવરણ બની રહ્યો છે.

આજે સત્ય ક્યાંય પણ દેખાય છે? આજ
છામાં સત્ય બોલી શકે છે? દિન અને રાતને ભયં
કરતો રેડિયો અસત્ય સિવાય બીજું કશું બોલ્યો છે
વિગ્રહનો દાવાનળ પ્રગટે ત્યારે પહેલું મૃત્યુ
સત્યનું થાય છે.

આજે મનુષ્યે અસ્તેય પ્રાપ્ત કર્યું છે? આ
ગરીબો ને નિર્દોષોનાં ધન લૂંટતાં કોણ ખંચાય છે
વિજ્ઞાન જેને વશ છે એવી પ્રજાઓ પરસ્પર વિના
સાધે છે. રાષ્ટ્રોની ચોરી એ તો એમને મન શાહુકા
થઇ પડી છે. ધન હરવું, નિર્દોષોની શક્તિ હણ
એનાં કીર્તિગાન થાય છે.

કેમ કહેવાય કે ચારસો વર્ષના આ પ્રયે
વડે મનુષ્ય ઉદાત્ત થયો છે?

માટીજાયો માનવી માને છે કે એણે જગ
જીત્યું છે. ખરું જોઇએ તો એણે જગત ખોયું
અને સાથે આત્મા પણ ખોયો છે.

માનવીને આજે નથી મળ્યું સુખ, નથી
ભોગવતો સ્વાતંત્ર્ય, નથી એ રહ્યો નૈતિક વિશ્વવ્યવસ્થ
અનુકૂળ થતો દેવાંશ. નથી રહ્યું એને આત્મગૌર
નથી મળી એને આત્મસિદ્ધિ. એ આજે જંગલ
સ્વચ્છંદી વાનર છે. એનો હાથ ટૂંકો થયો છે
ખરું, પણ એ ટૂંકા હાથમાં એણે વિજ્ઞાન
વિશ્વવિનાશક વજ્ર પકડ્યું છે. એની આગ
સહસ્રાર્જુન ને રાવણ નિર્દોષ બાળક જેવા લાગે

અને પોતાનું સ્વરૂપ જોવાની એની શક્તિ અદૃષ્ટ થઈ છે.

એક સુંદર દૃષ્ટાંત યાદ આવે છે. ગગનચુંબી હિમાલયનાં શિખરો વચ્ચે તિબેટમાં એક વૃદ્ધ બૌદ્ધ ભિક્ષુ રહેતો હતો. સાઠ વર્ષની તપશ્ચર્યા વડે એણે શાન્તિ પ્રાપ્ત કરી હતી. પળે પળે 'બુદ્ધં શરણં ગચ્છામિ' રટી રટીને એણે પાશવતાને વશ કરી હતી. એની દૃષ્ટિ સનાતન હિમનાં દર્શન કરી કરી નિર્મળ થઇ હતી. એ સુખી હતો, શાન્ત હતો, ભાવનામય જીવનનો આનંદ એણે પ્રાપ્ત કર્યો હતો. દ્રવતી અનુકંપાથી એણે સકલ જગતને લપેટી લીધું હતું.

એની પાસે એક એકવીસ વરસની સશક્ત, ઑસ્ટ્રેલિયન વિમાની યુવતી આવી. બાલપણથી એણે વિજ્ઞાન અને વિજ્ઞાને દીધેલી શક્તિ પોતાની કરી હતી. તેણે ગર્વથી, તેને મન પથ્થર જેવા નકામા આ વૃદ્ધ તરફ તિરસ્કારથી જોયું અને પોતાની ઓળખાણ આપી.

'હું એકવીસ વર્ષની છું. હું વિમાનવિહારી છું. મારા જેવું એ વિષયમાં કોઈ કાબેલ નથી.'

'તમે શું કર્યું ?' વૃદ્ધે પૂછ્યું.

'હું ઓગણીસ વર્ષની હતી,' યુવતીએ કહ્યું, 'ત્યારે કલાકના બસો માઈલની ઝડપે મેલબોર્નથી મુંબઈ ઊડીને આવી. વીસ વર્ષની થઈ ત્યારે ત્રણસો માઈલની ઝડપે મેલબોર્નથી લંડન ગઈ. એકવીસ વર્ષે આજે ચારસો માઈલની ઝડપે આખા જગતની

આસપાસ ઊડી આવી.'

શાન્ત ને સંયમી તે વૃદ્ધે સાઠ વર્ષના ભાવનામય જીવનથી પ્રેરાઇને પ્રશ્ન કર્યો :

'આવડી ઉતાવળ શા માટે ?'

આ પ્રશ્નથી મેકિયાવેલી અને બેકને રચેલો ચારસો વર્ષનો પરપોટો ફૂટી જાય છે. આવડી ઉતાવળ શા માટે ? એકબીજાનો વિનાશ કરવા ? મનુષ્યનું સ્વાતંત્ર્ય ને સ્વમાન છીનવી લેવા ? જગતના ઈશે મનુષ્યને જે સુખ આપ્યું છે તે હરી લેવા ?

હું પણ એ વૃદ્ધ ભિક્ષુનો પ્રશ્ન ફરી પૂછું છું : શા માટે ?

જે જે સાધનો છે, જે જે સમૃદ્ધિ છે, એમાંથી મોટામાં મોટી – એક જ માત્ર કહીએ એવી સંપત્તિ એ તો આપણી માનવતા. કોઈ લક્ષણ એવું હોય કે જેથી પશુની ભૂમિકા છોડીને આપણે દેવાંશને સ્પર્શતા હોઈએ તો તે આપણું આત્મગૌરવ.

જગતનો નાથ તો જે પોતાની માનવતાનો માલિક હોય તે, પોતાના જીવનનો વિશ્વકર્મા બની શકે તે, પોતાના સ્વધર્મને પંથે વિચરી પોતે જ પોતાનો શાસનકાર, પોતે જ પોતાનો નિયંતા થઈ શકે તે; બાકીનું બધું જૂઠાણું.

જે સંસ્કૃતિ કે સાધનસંપત્તિને માનવગૌરવ માટે માન ન હોય, જેની રચેલી વ્યવસ્થામાં માનવગૌરવ સ્વતંત્રતાથી સ્વધર્મ આચરી ન શકે, તે વ્યવસ્થાને

'સંસ્કૃતિ' કહેવી એ શબ્દભ્રમ છે. એ તો દેવોના પશુ બનાવવાનું યંત્ર છે. મનુષ્યના ઉદ્ધાર અર્થે એનો વિનાશ સાધવામાં જ સમગ્ર માનવજાતિનો મોક્ષ રહેલો છે.

આપણે પળવાર થોભીને અંતરમાં દૃષ્ટિ નાખીએ.

જેથી માનવને સુખ ન મળ્યું, આત્મશક્તિ ન મળી, તેનું ગૌરવ ન વધ્યું, નૈતિક વિશ્વવ્યવસ્થાનું સામ્રાજ્ય ન સ્થપાયું એ વિજ્ઞાનવાદ માનવનો કટ્ટો વેરી છે. પ્રાચીન આર્યોએ માનવદેહ દેવોને યે દુર્લભ માન્યો છે; દુર્લભ એ માટે કે આ દેહે આત્મસિદ્ધિ શક્ય છે.

મનુષ્યત્વ આ કર્યું અને પેલું કર્યું એમ સંતોષ લેવામાં નથી; માનવી થવામાં છે. કરવું એના કરતાં થવું, એમાં જ એનો મોક્ષ છે.

માનવ એ માનવપ્રયત્નનું ધ્યેય છે, સાધન નથી. એની આત્મનિષ્ઠ મહત્તા જગતની મોટામાં મોટી સમૃદ્ધિ છે. વિજ્ઞાન એ મહત્તાનું દાસ થઈ શકે, બ્રહ્મરાક્ષસ બની એને ગળી જઈ શકે નહીં.

જ્યારે આ સત્ય સમજાશે ત્યારે અર્વાચીન યુરોપનું ઝેર ઊતરી જશે ને માનવવૃન્દ દેવત્વને પંથે પાછું વળશે.

વિજ્ઞાન વિનાયે બુદ્ધે ને ખ્રિસ્તે માનવતાની ટોચ સ્પર્શી. વિજ્ઞાનની મદદથી આજે જગતમાં પશુશ્રેષ્ઠો એક બીજાને ફાડી ખાય છે. આજે આપણે

વિજ્ઞાનને વિસરી ન શકીએ, પણ વિજ્ઞાનપ્રાબલ્યની વિષમતા જરૂર તોડી શકીએ.

માનવ સૃષ્ટિનો સ્વામી છે; છે ખરો, જો પોતાની માનવતાનું સામ્રાજ્ય સાચવી રહે તો, નૈતિક વિશ્વવ્યવસ્થાને ઓળખી શકે તો.

વિજ્ઞાનનાં વિષ ઉતારવાં સહેલ છે: માનવવ્યક્તિત્વનું ગૌરવ આપણે દુર્જેય રાખી શકીએ તો, એને સાચવવા પ્રાણ અર્પી આપણે માનવતાની સર્વોપરિતા સિદ્ધ કરી શકીએ તો.

★

# આદિવચનો

અને

# બીજાં વ્યાખ્યાનો

ખંડ બીજો

સાહિત્ય પરિષદની વ્યાસપીઠ પરથી

## અનુક્રમ

●


૧ ઐતિહાસિક પાત્રો અને તેમનું નિરૂપણ ....૧૯૩૪

૨ સાહિત્યનાં તત્ત્વો—ચલ અને અચલ.... ....૧૯૩૬

૩ કરાંચી સંમેલનના પ્રમુખસ્થાનેથી .... ....૧૯૩૭

૪ હૈમ સારસ્વતસત્રના પ્રમુખસ્થાનેથી ....૧૯૩૯


●

# ઐતિહાસિક પાત્રો અને તેમનું નિરૂપણ*

•

૧૯૩૪

•

**વીશ** વર્ષ થયાં, કેટલાક વિવેચકોએ પાત્રો હું કેમ બગાડી મૂકું છું અને તે કેમ ચીતરવાં જોઈએ એ વિશે ઘણું લખ્યું છે. પણ હું ઠોઠ નિશાળિયો છું. હું એમની પાસેથી ઝાઝું શીખી શક્યો નથી. આજે હું તેનાં કારણ આપું છું.

૨

ઇતિહાસ, વિજ્ઞાન છે કે કલા, એનો પ્રાણ સત્ય છે કે કલ્પના, એ શાસ્ત્રીય થઈ શકે કે માત્ર કથા જ રહે—આ મતભેદ ઘણો જૂનો અને ન મટે એવો છે. "ઇતિહાસનું વિજ્ઞાનશાસ્ત્ર," પ્રો. ડબલ્યુ એસ. જેવોન્સ કહે છે, "એના ખરા અર્થમાં, — એ આખો ખ્યાલ જ મૂર્ખાઈભર્યો છે." ડૉ. જે. બી. બેરી એથી ઊલટું જ કહે છે: "ઇતિહાસ વિજ્ઞાનશાસ્ત્ર છે, નથી

---

* લાઠી ખાતે મળેલા ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનના અગિયારમા અધિવેશન પ્રસંગે રજૂ થયેલો નિબંધ.

વધારે ને નથી ઓછું.” મહાવિદ્વાનોની આવી માથાફોડ આગળ પામર માનવીનું શું ગજું ?

વિજ્ઞાનશાસ્ત્ર શું ? સત્ય હકીકતોનું અન્વેષણ ને વર્ગીકરણ; અને એમના ક્રમ અને પરસ્પર સંબંધના અચલ નિયમોનું દર્શન. લૉર્ડ એકટન, અર્વાચીન યુગનો મહાસમર્થ ઇતિહાસકાર કહે છે : “વિજ્ઞાન એટલે સરખી હકીકતોના મહાસમૂહને એક સર્વવ્યાપી અનુમાન, એક સિદ્ધાંત, એક નિયમને અનુસાર એવી રીતે ભેગો કરવો કે ભવિષ્યમાં અમુક સંયોગોમાં અમુક જ બનાવ થયા વિના ન રહે, એમ કહી શકાય.” અને એ પણ એ જ નિર્ણય પર આવે છે કે ઇતિહાસ વિજ્ઞાન થઇ ન શકે.

ઇતિહાસનાં સાધનો સદા લૂલાં જ રહેવાનાં. માનવીની જોવાની ને યાદ રાખવાની શક્તિ અત્યંત પરિમિત. એની માનવાની અને અતિશયોક્તિ કરવાની શક્તિને માપ નહિ. એકથી બીજે મોઢે જતાં એ વાતનું વતેસર કર્યા વિના રહી જ ન શકે. એ લખે તે પણ પોતાનો જ પક્ષ સબળ કરવા. એવા માનવીની કહેણી ઉપર સત્યનો પાયો રચવા કરતાં તો રેતીમાં ઘર બાંધ્યું હોય તો તે વધારે વાર ટકે.

કેટલીયે સદીઓ થયાં પુરાણોમાં લખાતું આવ્યું છે કે રાજા હરિશ્ચંદ્ર ત્રિશંકુના પુત્ર, વૈદિક સાહિત્યમાં એ જ હરિશ્ચંદ્ર વેધસનો પુત્ર અને ત્રિશંકુ એક ઋષિ. કૃષ્ણ ભગવાન નથી થયા એમ કહેવા કરતાં કરોડો

માણસોને પોતાનો પ્રાણ આપવો વધારે સહેલો થઈ પડે. છતાં એ જીવી ગયા તેના પુરાવામાં જોઇએ તો આટલું જ: એ થઈ ગયા કહેવાય છે, એનો મોડામાં મોડો સમય લઇએ તો એનાથી બસેં વર્ષ પછી એક ઋષિના શિષ્યનું નામ દેવકીપુત્ર કૃષ્ણ છે; અને પાંચસો વર્ષ પછી એક વૈયાકરણી એનો નામનિર્દેશ કરે છે. અને જે 'બ્રાહ્મણો' જનમેજય પરીક્ષિતના સમયથી થોડા વખતમાં રચાયાં, અને જેમાં એ ચક્રવર્તીની પ્રશંસા છે તેમાં નથી એના દાદાઓનું કે મહાભારતનું નામ કે નિશાન!

આજે સિદ્ધરાજ કુમારપાલ માટે ઘણે ભાગે જૈન સાધુઓના પુરાવા છે, પણ ભાવબૃહસ્પતિ, આમિગ આદિ બ્રાહ્મણ પ્રતિસ્પર્ધીઓનાં પુસ્તકો અસ્તિત્વમાં હોત તો? અને જૈનોનાં કેટલાંય પુસ્તકો મુસલમાનોએ બાળી ન મૂકયાં હોત તો? ને બંને હોત તો પણ, ખરો રાજા કેવો હતો તે પ્રશસ્તિઓ રચવામાં મગ્ન, પોતાના સંપ્રદાયને સુંદર બતાવી સામાને કદરૂપા બતાવવામાં ઉદ્યુક્ત સાહિત્યકારો પર સત્યનો આધાર કેમ રખાય?

જર્મન કૈસર સમકાલીન છે; પણ એના ઇતિહાસ માટે કયાં સાધન આધારભૂત લેખવાં: અહંભાવી કથનો, મિત્રરાજ્યોનાં જૂઠાણાં, કે એના જર્મનભક્તોએ રચેલી કીર્તિગાથા? અને એને ખરેખરો પિછાણનાર એની સ્ત્રી, એનો મંત્રી — તેની જુબાની

લાવવી ક્યાંથી ? ને લાવી શકાય તો એ નિષ્પક્ષપાત છે તેની કસોટી શી ? જાણ્યાં ને અજાણ્યાં અર્ધસત્યો ને અસત્યો પર ઇતિહાસ રચાયો છે; અને બીજી રીતે એને રચવો શક્ય પણ નથી. ઐતિહાસિક વસ્તુઓની અપરોક્ષ, પ્રયોગાત્મક તપાસ શક્ય નથી.

નરસિંહ મહેતાએ સં. ૧૫૧૨ માં રા' માંડલિકના દરબારમાં કીર્તન કર્યું, એ હકીકત લઇએ. એની તપાસ કેમ થાય ? તેને જોનાર કોઈ છે નહિ, કોઇ જોનારની જુબાની પ્રાપ્ય નથી. સં. ૧૭૩૧-૩૪ માં લખાયેલા એક અશુદ્ધ ગુટકામાં કોઈ લહિયો કીર્તન થયું તે લોકકવિતાની નકલ લખી ગયો; અને સં. ...........માં લખાયેલી એની બીજી નકલમાં એ કીર્તનનું વર્ષ સં. ૧૫૧૨ આપ્યું છે. આ બે હકીકતો પર જેટલા હવાઇ કિલ્લા બાંધવા હોય તેટલા બાંધી શકાય છે. પણ ધર્મદ્વેષી રાજા સંતની કસોટી ક્યારે ને કેવા સંયોગોમાં કરે એનો નિયમ કેમ નીકળે ?

કુમારપાલે ગુજરાતમાં અહિંસા પ્રવર્તાવી. એનું ખરું કારણ હેમચંદ્રની પ્રેરણા કે વૃદ્ધ કુમારપાલનું શૌર્યશૈથિલ્ય, કે પાસે આવતા મરણનો ભય, કે ગુજરાતીઓની ધર્મભાવના, કે પાટણનાં હવાપાણી —એ જુદાજુદા પ્રયોગો કરી, નક્કી ન થાય ત્યાં સુધી અમુક જ સંયોગોમાં અહિંસા પ્રવર્તે તેવો સાર્વભૌમ સિદ્ધાંત કેમ સ્વીકારાય ?

અને ખરું જોતાં તો એક બનાવ બન્યો હોય

એવો જ અણીશુદ્ધ બીજો બનતો નથી. મનુષ્યજીવનનો પ્રવાહ અકસ્માતથી અને ઇચ્છાશક્તિના સ્વૈરવિહારથી બદલાતો ચાલ્યો આવે છે. આ બે ગહન તત્ત્વો છે; એનું ન માપ કઢાય અને ન એ એક જ રીતે ફરી દર્શન દે. વોટર્લૂ પર બ્લુશર બે કલાક મોડો આવ્યો હોત તો? જગતનાં આર્થિક બળોનાં અણગણ્યાં વહેણો—જેનાથી ગાંધીઅર્વિન કોલકરાર થયા—ફેબ્રુઆરી ૧૯૩૧ માં હતાં તેના કરતાંય જાન્યુઆરી ૧૯૩૨ માં ઈંગ્લાંડની વિરુદ્ધ ગયાં હોત તો? પોતાને ભોગે હરિજનોને હિંદુઓ રાખવાનું ગાંધીજીને મન ન થયું હોત તો? આવા અણધાર્યા અકસ્માતો શુદ્ધ વિજ્ઞાનના ક્ષેત્રમાં શકય નથી.

તેમ જ જેટલા ઇતિહાસકારો તેટલી ઇતિહાસદૃષ્ટિ દેખાય છે. ઑગસ્ત કોમ્તેએ સિદ્ધાંત શોધ્યા, બકલે શોધ્યા, માર્ક્સે શોધ્યા; આજે મુસોલિની ને હિટલર પોતાના લાભાર્થે સિદ્ધાંતો શોધાવે છે; પરદેશીઓએ લખેલા ઇતિહાસોમાં હિંદ વિરુદ્ધ સિદ્ધાંતોના ઢગ ખડકવામાં આવે છે. જેમ છાપાના સિદ્ધાંતો અઠવાડિયું બે અઠવાડિયાં ટકે છે, તેમ આવા સિદ્ધાંતો પેઢી બે પેઢી ટકે છે; અને પછી લોક તેને હસી કાઢે છે.

વીરથી વસ્તુસ્થિતિ ઘડાય છે? વીરને પૂર્વજો ઘડે છે કે સમયબલ? ઇતિહાસ ભાવનાથી ઘડાય છે કે આર્થિક મૂંઝવણોથી? લોક, શાંતિ અને

સુખથી પ્રેરાય છે કે વર્ગવિરોધના ઝનૂનથી? આવા પ્રશ્નોનો સ્વભાવ પ્રમાણે ઇતિહાસકાર જવાબ દે છે, ને રુચિ પ્રમાણે વાચક તેનો સ્વીકાર કરે છે. આવા પ્રશ્નો એકમેકને પૂછવા કરતાં નચિકેતાની માફક યમરાજાને જ પૂછવા એમ શા માટે ન રાખવું?

આ જોતાં ઇતિહાસ, વિજ્ઞાનની ભૂમિકા પર ન પહોંચી શકે. ભૂતકાલના અવશેષો વર્તમાનમાં પડ્યા હોય – સિક્કા, શિલાલેખો, તામ્રપત્રો, પ્રશસ્તિઓ, સ્થાપત્યના નમૂનાઓ, નોંધો, નોંધપોથીઓ, પત્રો, સમકાલીન સાહિત્ય – એ બધાંની સૂક્ષ્મ તપાસ, પૃથક્કરણ ને સરખામણી કંઈક અંશે વિજ્ઞાન-લક્ષી બની શકે. પણ ત્યારે ઇતિહાસ, ઇતિહાસ ન રહે–એ પુરાતત્ત્વ બની જાય.

## ૩

ઇતિહાસ સાહિત્યની એક કલાત્મક કૃતિ છે.

'ઇતિહાસ કલા છે કે કેમ એ પ્રશ્ન પૂછાયો અને ગંભીરતાથી ચર્ચાયો એ મનુષ્યની મૂર્ખાઇનો નમૂનો છે. એ બીજું શું હોઈ શકે? સ્પષ્ટ રીતે એ વિજ્ઞાન નથી; સ્પષ્ટ રીતે એ હકીકતોનો સમૂહ નથી, તેના પરસ્પર સંબંધનું દર્શન છે. અધૂરા વેદિયાઓના આડંબરમાંથી આ અમાનુષી વિચારનો ઉદ્ભવ થયો છે. ભૂતકાલ વિશેની હકીકતો, કલા વિના એકઠી કરવામાં આવે

તો તે સંગ્રહ બને; સંગ્રહ તરીકે જરૂર તે ઉપયોગી થાય; but they are no more History than butter, eggs, salt and herbs are an omellete'.[1] આપણી ભાષામાં, ઘઉં, શેરડી અને દૂધને કંસાર કહી શકીએ તો આવા સંગ્રહને આપણે ઇતિહાસ કહી શકીએ.

એક કૃતિ સાહિત્ય છે, બીજી નથી; એમ શા માટે? 'હુન્નરખાનની ચઢાઈ', 'નવલરામની ગરબીઓ' ને 'ચક્રવાકમિથુન'માંથી સાહિત્યની કૃતિ કઈ, અને શા માટે? 'હુન્નરખાનની ચઢાઇ' લખવામાં દલપતરામનો હેતુ પરદેશી હુન્નરના આક્રમણમાંથી સ્વદેશી હુન્નરને બચાવવાનો હતો. 'ગરબીઓ' લખવાનો નવલરામનો હેતુ નીતિની શિખામણ દેવાનો હતો. કાન્તનો હેતુ માત્ર કથન હતું; કથનની સરસતા સાધ્યા વિના એમાં બીજો કંઈ પણ મુદ્દો નહોતો, કંઈ પણ હેતુ નહોતો. જે કથન કથનની સરસતા માટે ઉદ્‌ભવે તે જ શુદ્ધ સાહિત્ય, તે જ શિષ્ટ સાહિત્ય. સ્વદેશી વિદેશીના ભેદ જાય, નીતિનાં ધોરણ બદલાય, બાળલગ્ન અદૃશ્ય થાય તોય એ સાહિત્ય રહેવાનું – દેશ ને કાલથી અસ્પૃશ્ય. 'હુન્નરખાનની ચઢાઇ' ને 'ગરબીઓ' એ ઉપયોગી સાહિત્ય છે; એમાં રસિકતા સંતોષવા ઉપરાંત બીજા મુદ્દાઓ છે; પણ

---

૧, Lytton Strachey; *Portraits in Miniature* P. 160.

એ મુદ્દાઓની પરવા વિના એના કથન માત્રથી જેટલે અંશે રસિકતા સંતોષાય તેટલે જ અંશે એ બે કૃતિઓ શુદ્ધ સાહિત્ય કહેવાય. નરસિંહ મહેતાનાં નીતિભક્તિનાં પદો, નીતિ ને ભક્તિ દર્શાવવાના હેતુ વીસરીએ તો પણ એની સરસતા ને સરળતાથી શુદ્ધ સાહિત્યમાં સ્થાન પામે છે.

આમ જે ઇતિહાસો માત્ર કથનની સરળતા ને સરસતા માટે વંચાયા છે તે બચી ગયા છે, બાકી બધા ઉધઈઓનાં ભોજનરૂપ બની, એ ઉપયોગી પ્રજાની વૃદ્ધિનાં સાધન થયાં છે. 'હેરેડોટસ' અને 'થુસિડાઇડિસ' મર્યાદિત ને એકપક્ષી છે; ગીબનનો 'રોમન સામ્રાજ્યની પડતી અને વિનાશ' નવાં સાધનો મળ્યે આજે અર્ધસત્યથી જ ભર્યો છે; મેકોલેના 'ઈંગ્લાંડના ઇતિહાસ'માં પાને પાને હકીકત ખોટી છે ને દૃષ્ટિ વિકૃત છે; કાર્લાઇલનો 'ફ્રેન્ચ વિપ્લવ' મનસ્વી છે; – છતાં એ બધા આદર્શરૂપ ઇતિહાસો છે, એ આજેય આનંદ આપે છે; એ પ્રોત્સાહક છે, અને અમર રહેવાના. કારણ કે એ બધી કલાત્મક કૃતિઓ છે; એ વાંચશું કથનથી રસિકતા સંતોષાય છે, એમાંથી ઝરતી ભાવનાત્મક અપૂર્વતા આનંદ પ્રગટાવે છે.

કોઈ પણ હેતુ સાધવાની કવિની ઇચ્છા વિનાનું, ને કંઈક અંશે વાસ્તવિક દૃષ્ટિએ અમાન્ય કહી શકીએ એવા વસ્તુવાળું 'ચક્રવાકમિથુન' કેમ સરસ

લાગે છે ? એવું કંઈ એ શું વ્યક્ત કરે છે કે આપણે તેને હૃદયમાં સ્થાન આપવા પ્રેરાઇએ છીએ ? એ 'કંઇ' તે સાહિત્યકારનો સ્વાનુભવ. એ સ્વાનુભવ અનુભવરસ પોષવા જ એણે અનુભવ્યો છે; અર્થાત્, એમાં બીજા સ્વતંત્ર હેતુ કરતાં સરસતાનો સ્વયંભૂ આનંદ લેવાનો હેતુ જ પ્રધાનપદે છે. એને એની રસવૃત્તિએ કલ્પના દ્વારા એકતાનતા આપી અપૂર્વ બનાવ્યો છે. અને એવો જ સ્વાનુભવ વાચક પણ લઇ શકે એવાં શબ્દચિત્રોમાં પ્રગટ કર્યો છે.

કલાત્મક ઇતિહાસનાં પણ એ જ અંગ. હેરોડોટસ પોતાના સ્વાનુભવને ગ્રીસ ને ઈરાનના મહાયુદ્ધનાં પ્રસંગો, પાત્રો ને કૃત્યો દ્વારા જુએ છે. એની રસવૃત્તિ એ બધી છૂટીછવાઇ વસ્તુઓને એકતાનતા આપે છે. જ્યાં ભિન્નતા ને અસંબદ્ધતા હતી ત્યાં જોઉં છું ત્યારે એ અપૂર્વતા મારે હૈયે વસે છે, મારી રસિકતા સંતોષાય છે. ભૂતકાળનાં પાત્રો અને પ્રસંગોનો મને સરસ રીતે અનુભવ થાય છે, અને તે મારા સ્વાનુભવસંચયને સમૃદ્ધ કરે છે. આમાં જ ઇતિહાસની સરસતા સમાઈ છે.

સર્જકતાનું રહસ્ય, આ પ્રમાણે, સાહિત્યકારના સ્વાનુભવમાં છે; પાત્રો કે પ્રસંગોના ખરાપણામાં નથી. ઇતિહાસકારોના સ્વાનુભવે પુરાણાં પાત્રોને— થેમિસ્ટોક્લિસ, વિલિયમ ફ્રેડરિક, હેન્રી આઠમાને પોતાનો ઓપ આપી તેમને મારાં સ્વજનો

બનાવ્યાં છે; અને આ સ્વજનોના પરિચયનો અનુભવ-આનંદ લેતાં, હેરોડોટસનો એશિયા તરફનો દ્વેષ, થુસિડાઇડિસનો પક્ષપાત, મેકૉલેની ભૂલો, કાર્લાઇલની અવાસ્તવિકતા, ફ્રૉઇડની દુષ્ટતામાં ઉદ્ધારક શક્તિ માનવાનો અંધાપો હું વીસરી જાઉં છું.

આ ઉપરથી મને આ સત્ય સ્પષ્ટ દેખાય છે:

(૧) ઇતિહાસમાં મને જે સરસતા દેખાય છે તે ઇતિહાસકારે સ્વાનુભવમાંથી ઉપજાવેલી એકતાનતાને લીધે છે;

(૨) એ સ્વાનુભવ ઐતિહાસિક પાત્રોમાં હેતુ, ભાવ, વ્યક્તિત્વ અને પ્રસંગો સાથેનો જીવંત સંબંધ ઉપજાવી તેમનામાં મનુષ્યત્વનો પ્રાણ મૂકે છે.

(૩) આ પ્રાણ ઇતિહાસકારનો છે; અસલી પાત્રોનાં રઝળેલાં હાડકાંમાં ભરાઈ રહેલો પ્રાણ નથી.

૪

ઇતિહાસને ચાર જુદાજુદા પ્રકારમાં વહેંચી શકાય: લોકકથા, કથા, નવલકથા અને ઇતિહાસ. ચારેનું મૂળ એક જ છે: ભૂતકાળનાં પાત્રો અને પ્રસંગોને, કલ્પના દ્વારા સ્વાનુભવના રંગથી સરસતા અર્પી, સજીવન કરવાનો પ્રયાસ. પ્રારંભદશાનો પ્રયત્ન તે લોકકથા. તેને ઇતિહાસની આપણી વ્યાખ્યા બરોબર લાગુ પડે:

धर्मार्थकाममोक्षाणामुपदेशसमन्वितं ।
पूर्ववृत्तं कथायुक्तमितिहासं प्रचक्षते ॥

એમાં ધર્માદિ ચાર હેતુ, ઉપદેશનો હેતુ અને પૌરાણિક પૂર્વવૃત્ત, એની સરસતાને ગૌણ બનાવે છે. જેમ એમાં કલ્પના વધારે જીવંત, જેમ સ્વાનુભવ વધારે સમૃદ્ધ, જેમ સર્જકતા વિશુદ્ધ, તેમ એ પ્રકાર વધારે સરસ થાય.

જસમા ઓડણનો ગરબો એ નગદ ઐતિહાસિક લોકકથા — લોકવાયકાએ સાચવેલી કહાણી છે. એમાં સત્યનો અંશ નહિ જેવો. એમાં માત્ર પ્રસંગ ને ભાવ પ્રધાન. પાત્રોના તો માત્ર આકાર જ. સિદ્ધરાજ માત્ર જુલમી લંપટ રાજાનો આકાર, જસમા એક મજૂરણનો આકાર; હજારો જુલમી રાજા ને કરોડો લટકાળી મજૂરણથી તે જુદાં પડતાં નથી.

કોઈ વાર આવી લોકકથાઓમાં પાત્ર આકાર મટી એક ગુણની મૂર્તિ થઈ જાય છે – મનુષ્ય કદી થઇ શકતો નથી એવી. જૂની જૈન ધર્મકથામાં આવાં પાત્રો બહુ મળે છે. હરિભદ્રની ‘સમરાઇચ્ચકહા’માં પાત્રો લગભગ ગુણોની હાલતી ચાલતી પ્રતિમા જેવાં છે. સ્વાનુભવને વિસારે મૂકવાથી ધર્મકથાની મહત્તા સચવાય એમ લેખક માને છે.

જેમ કેટલીક મૂર્તિઓ કોરવામાં જડ નિયમો હોય છે, તેમ પુરાણોની સામાન્ય આખ્યાયિકાનાં પાત્રો ચીતરવાના પણ નિયમ લાગે છે. રાજા, ઋષિ ને

સતીઃ ત્રણ પ્રણાલિકાબદ્ધ બીબામાં ત્રણ પ્રકારનાં પાત્રો ગોઠવી દેવા સિવાય સ્વાનુભવનો બીજો ઉપયોગ નહિ. એમાં નથી દુર્વાસામાં ને વસિષ્ઠમાં ફેર. એક જ ફેર–એક ગુસ્સે થાય ને બીજો શાંતિ જાળવે. માંધાતા, સગર ને નહુષ બધા એક જ પ્રકારના ચક્રવર્તી. સીતા ને સાવિત્રી ને અરુંધતી બધીએ એક જ પ્રકારની સ્ત્રીઓ. નહિ કોઈ જિદ્દી, નહિ કોઈ તોફાની, નહિ કોઈ જીવતી સ્ત્રી જેવી. બધાં પ્રતિમારૂપ. સ્વભાવ અને કૃત્યમાં થોડો ફેરફાર ખરો, પણ મનુષ્યસ્વભાવની રેખાઓ તેમનામાં શોધવી કઠણ થઈ પડે.

કથા એ લોકકથા અને ઇતિહાસ વચ્ચેનું પગથિયું. એમાં પાત્રોને રંગ ને સ્નાયુઓ અર્પી જીવંત કરવાના પ્રયત્નો સમાયા હોય છે, અને છતાં તેમને આકાર કે પ્રતિમાનાં સ્વરૂપમાંથી કલાકાર સંપૂર્ણતઃ છોડવી શકતો નથી. પુરાણોની સારી આખ્યાયિકાઓમાં, કલ્હણની 'રાજતરંગિણી'માં પ્રેમાનંદાદિ કવિઓનાં આખ્યાનોમાં, આપણી કેટલીક જૂની ઢબે લખાયેલી નવલકથા ને નાટકોમાં, આ જાતનાં પાત્રો મળે છે. એ એક ગુણ દર્શાવવા, એક નીતિ સિદ્ધ કરવા, રચવામાં આવે છે. કોઈક જ મહાભારતકાર જેવો સાહિત્યસ્વામી કૃષ્ણ જેવા પાત્રને ચીતરતાં મનુષ્યસ્વભાવના મૌલિક રંગો તેમાં પૂરે છે. છતાં સદીઓના સંપાદકો તેને

આકાર ને પ્રતિમાની રેખાઓ વડે ઘડયે ગયા છે; અને તેથી જ મહાભારતનું પાત્રાલેખન ઇલિયડ જેવું સરસ નથી.

ત્રીજી ભૂમિકાના ઇતિહાસસાહિત્યમાં નવલકથા અને ઇતિહાસ બંને આવે છે. બંનેનો હેતુ એક જ છે; ભૂતકાલીન પાત્રો, કૃત્યો ને પ્રસંગોમાં સ્વાનુભવસિદ્ધ એકતાનતા દ્વારા અપૂર્વતા સરજવી. પણ નવલકથાકારનું કામ સરળ છે. એ નવાં પાત્રો, કૃત્યો ને પ્રસંગો ઉપજાવી કાઢવા સ્વતંત્ર છે. ઐતિહાસિક કૃત્ય કે પ્રસંગોની કાલ્પનિક હેતુથી તે સંકલના કરી શકે છે, અને ઇચ્છે તેવાં સાધનો નિરૂપણ માટે વાપરી શકે છે. ઇતિહાસકાર આધાર વિના નથી પાત્ર કે કૃત્ય સરજી શકતો, નથી હેતુ સૂચવી શકતો, અને નથી કાલ્પનિક વાર્તાલાપ જેવાં નિરૂપણનાં સાધનનો ઉપયોગ કરી શકતો. નવલકથાકારની કલ્પના ને સર્જકતાને સ્વાભાવિકતાનાં જ બંધનો હોય છે; ઇતિહાસકારની કલ્પના અને સર્જકતાને એ ઉપરાંત ભૂતકાળના અવશેષરૂપ સાધનોનું કઠણ બંધન સ્વીકારવું પડે છે. ઇતિહાસને આદિ ન હોય, અને અંત ન હોય; તેનાં મૂળ પુરોગામી સમયમાં દટાયાં હોય; તેની કૂંપળો ભાવિમાં અદ્ધર લટકતી હોય; અને તેનાં બધાં થડિયાં આપણે ગણી પણ ન શકીએ. એક ને બીજા પ્રસંગની વચ્ચેનો સંબંધ પણ આપણે જાણતા ન

હોઇએ. નવલકથા કે કાવ્યમાં તો સંપૂર્ણ એકતાનતા સાધી શકાય. ધાર્યાં મૂળ ને ધારી કૂંપળો આણી શકાય. કાર્યકારણસંબંધ સંપૂર્ણ રીતે જળવાઈ શકે. હેતુઓની ગૂંથણી તદ્દન સુરેખ થઇ શકે. અને ભાવનાત્મક અપૂર્વતા બરોબર સર્જાવી શકાય. પરિણામે નવલકથાકાર કરી શકે તેવી સહેલાઈથી ઇતિહાસકાર સરસતા મૂર્તિમાન કરી શકતો નથી.

અને છતાં બંનેની નેમ એક જ છે: સ્વાનુભવસિદ્ધ એકતાનતા લાવવાની. એ લાવવા માટે બંને પોતાના સમકાલીન મનુષ્યસ્વભાવના જ્ઞાનનો જ ઉપયોગ કરે છે. બીજા કશાનો ઉપયોગ એમનાથી થઇ શકતો નથી, કારણ કે એમનો સ્વાનુભવ એમની સમકાલીનતાની મર્યાદા છોડી શકતો નથી. પોતાના અનુભવની, આંતર્વ્યથાની, પરિચયની ભઠ્ઠીમાં તપ્યા વિના નવલકથા કે ઇતિહાસનાં પાત્રો બોલી ચાલી કે જીવી શકતાં નથી. આ કલાત્મક સર્જનનો મૂળભૂત નિયમ. આ સમકાલીન માનવતાના પ્રાણ વિના કોઈ પણ ઐતિહાસિક કે કાલ્પનિક પાત્ર સજીવન થતું નથી. કાર્લાઈલનો ક્રૉમવેલ, એમીલ લુડવીગનો નેપોલિયન, લીટન સ્ટ્રેચીની એલીઝાબેથ, કે પછી વ્યાસનો કૃષ્ણ, કાલિદાસનો દુષ્યંત, શેક્સપિયરનો સીઝર, હ્યુગોની એન, ડૂમાનો રિશેલ્યુ, ફ્રાંસની કે શૉની જોન ઑફ આર્ક કે ફુક્તવેંગરનો જ્યુ સૂસ, પોતાના

વિધાતાનાં માનસસંતાન છે. એમની માનવતા એમના કર્તાની છે – નથી તેના પહેલાંની, કે નથી તેની પછીની.

આ દૃષ્ટિથી પ્રેરાઈ, મેં પ્રયત્ન આદર્યો નથી સાધુ ચીતરવાનો, કે ડાહ્યાઓ અને મહેતાજીઓને પ્રિય એવાં પ્રણાલિકાઘડ્યા ઢીંગલાઓ ચીતરવાનો, કે ગુણદોષના ફિક્કા આકારો ચીતરવાનો. હું તો ચીતરવા મથ્યો છું – લોહીની ભરતીઓ જેની રગોમાં આવે છે એવાં, ખરા જીવનમાં પ્રેમ કરે છે, યુદ્ધ કરે છે, પાપ કરે છે, તરફડે છે, એવાં સ્ત્રીઓ અને પુરુષો. મારો રસ જીવનના છે એવા ખેલમાં રહ્યો છે; નથી રહ્યો ડહાપણેઘડ્યાં ધોરણોમાં, ને નીતિએઘડ્યા સિદ્ધાંતોમાં. મને પાઠ શીખવવાના બે પેઢીઓના વિવેચકોના પ્રયત્નો છતાં, ઐતિહાસિક નવલકથાને માનવવ્યવહારના એક પ્રયોગ સિવાય બીજી રીતે હું જોઈ શક્યો નથી. ગતયુગ, હતો તેવો, કોઈ સાહિત્યનો કલાકાર સર્જી શક્યો નથી: કાં તો ભૂતકાળને અસંભાવ્ય આકારોની સૃષ્ટિ એ માને, અને વર્તમાનમાં એના પડદાસીનરી ખેંચી લાવી ખડકવા બેસે; કે કાં તો પોતાની આસપાસ ચાલતાં જીવનનાટકનાં છાયાચિત્રો ભૂતકાળના પટ પર નચાવે. હું સમજ્યો છું ત્યાં સુધી કાલિદાસ ને શેક્સપિયર, સ્કૉટ, હ્યુગો ને ડૂમાનું કલાવિધાન આ બીજા પ્રકારનું છે; અને

મારી અત્યંત પરિમિત શક્તિથી, મેં આ ભેદ સદાય મારી દૃષ્ટિ સમક્ષ રાખવાની મહેનત કરી છે; મનુષ્યોને બદલે લાકડાંની ઢીંગલીઓ બેસાડી દેવાની વૃત્તિને મેં વશ રાખી છે. અને હું માનું છું કે તેથી જ ઐતિહાસિક નવલકથાને હું કંઇક અંશે જીવનની સાથે નિકટ સંબંધમાં આણી શક્યો છું.

આ પાત્રોનું નિરૂપણ સરસ રીતે કેમ થઈ શકે એનો આધાર ઘણે ભાગે લેખકની શકિત અને વૃત્તિ ઉપર રહે છે. પણ એમાં રહેલો પ્રશ્ન એક જ છે: મારો માનવીઓ વિશેનો સ્વાનુભવ હું વ્યકત કઈ રીતે કરી શકું? સ્વાનુભવ એટલે માત્ર મને થયેલો અનુભવ નહિ, પણ બીજાને થયેલા અનુભવનો, કલ્પના અને સહાનુભૂતિ દ્વારા મેં કરેલો અનુભવ; અને આવા અનુભવ ઉપરથી કાલ્પનિક સંયોગોમાં જુદાજુદા માનવીઓ કેમ વર્તે, તેનો મારો ખ્યાલ.

આ સ્વાનુભવ દર્શાવાય તે પહેલાં એ મારી કલ્પનામાં એવો રમી રહેવો જોઇએ કે તેનાથી હું ઓતપ્રોત થઇ જાઉં. મને અનુભવ છે, કે જે પાત્રો આલેખતાં હું કાંપું છું, આંસુ સારું છું, હરખાઉં છું; અને વાર્તા પૂરી થયે સ્વજનો ગુજરી ગયાં હોય તેમ બે દહાડા શાતાવિહોણો ફરું છું—તે જ સુંદર બને છે. હું જેને મારા જીવનની આંચે સચેતન કરું છું તે જ સજીવન થાય છે. પણ હું એકલો એ પાત્રનો પરિચય કરું એ નકામું છે; મારે એનો

અનુભવ મારા વાચકને કરાવવો જોઇએ. એ શકિતમાં સાહિત્યકારની શકિતનું મૂળ છે. મનમાં પરણીને બધા મલકાય, પણ પોતે પરણીને જગતને પરણવાનો લહાવો તો કોઈક જ આપી શકે.

એ અનુભવ શબ્દો દ્વારા કરી શકાય છે એ ભ્રમણામાં નિષ્ફલતાનાં બધાં મૂળ સમાયાં છે. અનુભવ શબ્દો દ્વારા થતો નથી કે શબ્દો દ્વારા બીજાને તે આપી શકાય. શબ્દો દ્વારા કલ્પનાચિત્રો ઊભાં કરું તો જ મને જે અનુભવ થયો તે તમને કરાવી શકું.

માણિક્યચંદ્રે આપેલું 'પૃથ્વીચંદ્ર'નું[1] વર્ણન લો, કે 'નૃપભીમકતનયા'નું[2] પ્રેમાનંદે આપેલું વર્ણન લો; બંનેમાં પુષ્કળ સુંદર શબ્દો છે, પણ બેમાંથી એકેના પૂરા બાહ્ય કે આંતરસ્વરૂપનો, મનુષ્ય તરીકે તેમના વ્યકિતત્વનો અનુભવ હું કરી શકતો નથી. તેમ જ દુનિયામાં કોઇ મળે તો કહી ન શકું કે આ માણિક્યચંદ્રનો પૃથ્વીચંદ્ર ને આ પ્રેમાનંદઘડી દમયંતી. પણ 'કાન્હડદે' ને 'વીરમ'[3] કંઇક અંશે જીવંત છે. એ બંનેનો હું પરિચય કરી શકું છું, કારણ કે એ બેમાં વ્યકિતત્વ છે, અને તે એવા છે કે મારો સ્વાનુભવ તેમને મનુષ્ય ગણવા તૈયાર છે. પાછળનાં સંસ્કૃત કાવ્યોમાં આપેલાં સ્ત્રીપુરુષોનાં વર્ણનોથી આવું એકે ચિત્ર ઊભું નથી થતું. 'મોહરાજપરાજય'ના કુમારપાલ

---

૧ 'પૃથ્વીચંદ્રચરિત્ર.' ૨ 'નળાખ્યાન.' ૩ 'કાન્હડદેપ્રબંધ.'

ને હેમચંદ્ર, 'હમ્મીરમદમર્દન'નો વસ્તુપાલ, 'કીર્તિકૌમુદી'નો વસ્તુપાલ એ એકેય મનુષ્ય નથી, શબ્દમાળા ટિંગાડવાનો કલ્પનાનો આધાર છે. પણ એક નાના પ્રવેશમાં[1] ત્રણ સ્ત્રીઓ આવે છે – સરલ શકુંતલા, ઠાવકી અનસૂયા, તોફાની મસ્ત પ્રિયંવદા – તે કેવી સજીવન ! હું એમનો ટૂંકો વાર્તાલાપ જ્યારે વાંચું છું ત્યારે એ અદ્ભુત કલાની પ્રશંસામાં મુગ્ધ બનું છું. પંદરસો વર્ષ પછી, શકુંતલાઓ, અનસૂયાઓ, પ્રિયંવદાઓને મેં અનેક ઘેર જોઈ છે.

વર્ણનની જરૂર નથી. સ્વભાવનિરૂપણની પણ જરૂર નથી. સરજનાર પાંચ શબ્દોમાં સજીવન મૂર્તિ સરજી જાય છે. ચાણક્યનો પ્રતાપ, આત્મશ્રદ્ધા ને વિજયી અહંભાવનું દર્શન એક જ વાક્યમાં થાય છે: कायस्थ इति लघ्वीमात्रा[2].

શબ્દોના અર્થો કલ્પના ઉત્તેજવા અસમર્થ છે; એ જે સૂચન કરે છે તેનાથી જ મારી કલ્પના કર્તાએ કરેલા અનુભવ મને ફરી કરાવે છે. શબ્દો પર સૂચનાત્મકતા આરોપવામાં જ સાહિત્યકારોની શક્તિ આવી જાય છે. 'એક જવાલા જલે તુજ નેનનમાં'[3] એ પંક્તિમાં, એના અર્થ, નાદ ને સૂચકતાના સંમિશ્ર પ્રભાવમાં મદમસ્ત નયનોની

૧ કાલિદાસ : 'શાકુંતલ.' અંક ૧-૧. ૨ વિશાખદત્ત : 'મુદ્રારાક્ષસ.'
૩. 'જયાજયંત.'

જ્વાલાઓ, અભિલાષાઓ, આકર્ષણો, પ્રચંડ તોફાનનાં સૂચનો સમાયાં છે. ને 'સુંદરમ્'ની આ સુંદર પંક્તિમાં સાક્ષાત બુદ્ધ ખડા થાય છે :

> સજ્યું કો કોદંડ, ગ્રહી પરશુ, ચક્રે ચિત ધર્યું,
> પ્રભો, આ જન્મે તો નયનરસ લેઈ અવતર્યા.[1]

કાર્લાઇલના 'The seagreen incorruptible' માં રોબ્સપિયરનો મને અદ્દભુત પરિચય થાય છે.[2] શેક્સપિયરની એક પંક્તિમાંથી સીઝર ઉદ્દભવે છે. 'He doth bestride the narrow world like a Colossus.'

આ સૂચનાત્મકતા દરેક સાહિત્યસ્વામી પોતાની રીતે લાવે છે. એ સુસંબદ્ધ, ટૂંકા અને ચિત્રમય વર્ણનથી આવે છે. કૃત્યમાં પરિણમતા પ્રસ્તુત અને એકધારા વાર્તાલાપમાંથી પણ પ્રગટે છે. અને સ્વાભાવિક શબ્દચિત્ર નાટ્યકલાત્મક – melodramatic નહિ, પણ dramatic કૃત્યમાં પરિણમે ત્યારે અદ્દભુત રીતે આવે છે. સીઝર ઉદાર છે, મહાન છે. એના દ્વેષીઓ અને મિત્રો એને કેપિટોલમાં બોલાવી અરજી કરવાને બહાને આસપાસ આવે છે, ને છરાઓથી એને વીંધી નાખે છે. સીઝર સામે થાય છે. એણે જેને પુત્ર ગણ્યો છે તે બ્રૂટસ જખમ કરે છે. "Et tu Brutus." કહીને એ મરી જાય છે.[3] આમ

---

૧. કાવ્યમંગલા : 'બુદ્ધનાં ચક્ષુ.' ૨. 'French Revolution' ૩. 'Julius Caesar.'

પિતૃભાવ, આક્ષેપ, ઔદાર્ય ને વિધિવશ થવામાં રહેલી ભવ્યતા સીઝરને મારી આગળ જીવતો જાગતો બનાવે છે. એના હૃદયના ઉચ્ચતમ ભાવો મારા સ્વાનુભવમાં ગુંજે છે; હું એમાં રહેલી સરસતાનો આનંદ લઇ શકું છું. આ સૂચનાત્મકતાનો પ્રભાવ. છતાં આ રીતિઓમાં પસંદગી ભાગ્યે જ થઈ શકે છે. જેવી જેની શક્તિ તેવી પદ્ધતિ તેને હસ્તગત થાય છે. છતાં સાહિત્યસ્વામીઓની ઊંચામાં ઊંચી કલામાં આ ત્રણેનો સફલ સંવાદ માલૂમ પડે છે.

હું માનું છું કે વર્ણનાત્મક શબ્દચિત્રો કરતાં દર્શનાત્મક શબ્દચિત્ર વધારે સૂચક છે. ગુજરાતી આખ્યાનોમાં વર્ણનાત્મક શબ્દચિત્રોની પદ્ધતિ સિવાય બીજીનો સમાવેશ નહોતો, કારણ કે કથાકારની વાણી અને શ્રોતાઓની શ્રવણેંદ્રિયના વ્યવહારમાં જ આખ્યાન – શ્રાવ્યકાવ્ય — ઉદ્ભવ્યું. નાટ્યકલાનું મૂળ શ્રવણ ને દર્શન બેમાં છે; નાટક એટલે દૃશ્ય ને શ્રાવ્ય કાવ્ય. અને એનાં પાત્રો જીવંત હોય નહિ ત્યાં સુધી ઓળખાય નહિ. જેણે એક શબ્દના વર્ણન વિના વાર્તાલાપથી જ પાત્રો દોરવાનો પ્રયત્ન કર્યો હશે તેને સ્પષ્ટ થશે કે એ રીતે સજીવતા લાવવી કેટલી અઘરી છે, અને એ લાવ્યાથી પાત્રો કેવાં સરસ થાય છે.

પાત્રોએ બોલવું ને કરવું જોઈએ એવી રીતે કે એમનાં વ્યક્તિત્વ જણાય, શું થવાનું છે તે તરફ

રસનું વહેણ વહ્યું જાય, અને સુસંબદ્ધ કૃત્યો મુખ્ય પ્રસંગની રચના રચ્યે જાય. પાત્રોના વ્યક્તિત્વના પરિપાકરૂપ પ્રસંગોની સંકલના જ્યારે માત્ર વાર્તાલાપ ને કૃત્યો દ્વારા વ્યક્ત થાય ત્યારે નાટ્યકલા સધાય. બનાવોની સંકલના દ્વારા જીવનનો પ્રવાહ દર્શાવવો તે સંચલન –action: તેને એરિસ્ટોટલ ટ્રેજેડીનું મુખ્ય તત્ત્વ માને છે. વર્ણનનું સ્થાન આમાં નથી એમ નહિ, પણ નાટકનાં Stage-directions–દિશાસૂચનોમાં ભાષણો ને ઉપમાપરંપરા તો અક્ષમ્ય જ. જ્યારે નવલકથા અને ઇતિહાસમાં એનું સ્થાન મોટું જ રહેવાનું. પણ તે સ્થાન આંતરસ્વરૂપ કે વ્યક્તિત્વ વિકાસ દર્શાવવા નહિ. રંગભૂમિ પર પડદા, સીનરી, લાઇટ, પહેરવેશ, પાઉડર ને અભિનયનું જે સ્થાન છે તે સ્થાન નાટ્યકલાત્મક સાહિત્યમાં વર્ણનનું છે. નવલકથા, ઇતિહાસ કે નાટક વાંચનાર આગળ નાટક નથી થતું; છતાં સાહિત્યસ્વામીઓ સૂચક વર્ણનાત્મક શબ્દચિત્રોથી પાત્ર અને કૃત્યના દર્શનને સમૃદ્ધ કરી તેની સજીવતાને મન સમક્ષ તરાવી શકે છે.

જૂનામાં જૂનો દાખલો હોમરના 'ઇલિયડ'નો છે; એવું ભવ્ય નાટક શબ્દચિત્રોની રંગભૂમિ પર બીજું મળવું અઘરું છે. તાજા દાખલામાં લુડવિગનું જીવનચરિત્ર 'નેપોલિયન.' એમાં નાટ્યકલાના અદ્ભુત વિનિયોગથી નેપોલિયનનું ચરિત્ર ગદ્ય મહાકાવ્ય બન્યું છે. કુબેરોના ધનભંડાર સાથે આપણી રાંકડી પૂંજી

જોઈએ તો શ્રી. વિશ્વનાથ મગનલાલ ભટ્ટના 'વીર નર્મદ'માં આ કલાનું ઊગતું બીજ જડે છે.

ગુજરાતમાં નાટ્યવૃત્તિ – dramatic sense – બહુ ઓછી છે; આજથી નહિ, પહેલેથી. હેમચંદ્ર અને તેના શિષ્ય રામચંદ્રે બારમી સદીમાં નાટકનાં બીજ આ ભૂમિમાં રોપવાના બહુ પ્રયત્ન કર્યા. છસો ઉપલબ્ધ સંસ્કૃત નાટકોમાં ગુજરાતી લેખકોનાં પચીસેક મળી આવે છે; અગિયાર તો રામચંદ્રે પોતે લખ્યાં. મુ. નરસિંહરાવભાઈ સૂચવે છે તેમ ઓગણીસમી સદીના કોઇ કવિએ અઢારમી સદીમાં એ બીજ રોપવાનો અખતરો પણ અજમાવ્યો. રામચંદ્રની નાટ્યકલા અધમ પ્રકારની; અને ૧૨૯૭થી માંડીને ૧૮૫૧માં શેક્સપિયરની પ્રેરણા નીચે નાટકો લખાવા માંડયાં ત્યાં સુધી આ કલા આપણે ત્યાં હતી જ નહિ. આજે આપણી રંગભૂમિ નાટ્યકલાની કબર પર રચાઈ છે. કેટલાંય નાટકો ને નવલકથાઓ વાંચતાં, તેના લેખકો દર્શનાત્મક કલાને પહોંચવાના પ્રયત્ન કરતાં, શ્રવણાત્મક કલામાં વધારે લપસી પડતા જણાય છે. મારો પોતાનો અનુભવ પણ એ જ કહે છે. વાચકના ધ્યાન આગળ નાટક કરે એવાં પાત્રો રચવાની મહેનત કરવા કરતાં તેમને રસ પડે એવી રીતે વર્ણવવાની સહેલી રીત પકડી લેવાનું ઘડીએ

ને પળે મન થઇ જાય છે—ને ઘણી વાર પકડી પણ લેવાય છે.

અર્વાચીન વિજ્ઞાનશાસ્ત્રે નિર્જીવ સંતાનો અસ્તિત્વમાં આવતાં અટકાવવા રસ્તા શોધ્યા છે. કોઈ સાહિત્યકારો પર તો કૃપા કરો: નિર્જીવ પાત્રો હસ્તીમાં આવતાં અટકાવવાનો એમને કોઈ તો રસ્તો બતાવો!

★

# સાહિત્યનાં તત્ત્વો—ચલ અને અચલ×

•

૧૯૩૬

•

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

**આ સંમેલનના** સાહિત્યવિભાગનું પ્રમુખસ્થાન આપી આજે તમે મને ઋણી કર્યો છે, તો સાહિત્યનું મારું દર્શન તમારી આગળ રજૂ કરી એ ઋણ, પૂરું કરવાનો હું પ્રયત્ન કરીશ. મેં આગળ એવો પ્રયત્ન કર્યો હતો. આજે, વર્ષો પછી, વધેલા અનુભવ ને મનનને પરિણામે એવો પ્રયત્ન ફરી આદરું છું.

સાહિત્યના મૂળભૂત સ્વરૂપના અભ્યાસ અને આલેખન વિના આપણી વિકારી દૃષ્ટિ નિર્મળ બનતી નથી. એ વિના સાહિત્યની પ્રણાલિકાઓ તેનો પ્રાણ ગુંગળાવી નાંખે છે, અને આપણા સરસતાના

× અમદાવાદ ખાતે મળેલા ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનના બારમા અધિવેશન પ્રસંગે સાહિત્યવિભાગના પ્રમુખ તરીકે આપેલું વ્યાખ્યાન.

આદર્શોની અભિવૃદ્ધિ રોધાઈ જાય છે. ખાસ કરીને આ સ્થૂલતાપ્રધાન યુગમાં આ પ્રયાસોની અગત્ય વર્ણવી શકાતી નથી.

આજે જીવનનાં આપણાં મૂલ્યોનું અજબ જેવું પરિવર્તન થઇ રહ્યું છે. માત્ર હાથપગના ઉપયોગ વડે રચાતી જીવનસામગ્રી સત્ય અને ઉત્કૃષ્ટ મનાવા લાગી છે. આ માન્યતા પ્રમાણે શરીરશ્રમથી તૈયાર થતી તોપો, મૉટરો અને કાપડના તાકાઓ તે માનવજાતિની મહત્તા; હાથપગના ઉપયોગને પ્રેરતા શબ્દપ્રયોગો અને શબ્દપ્રયોગોથી સર્જાતો કલ્પનાવિલાસ-નકામાં ને ખોટાં. ઈંટમટોડાં ગોઠવનાર ઇજનેર સમાજનો સ્તંભ; ઊર્મિ ને આશાનો સરજનહાર કવિ નિરુપયોગી ઠીઠું. વિજ્ઞાન ને સંપત્તિસુખનાં જે માત્ર સાધન છે, એ પૂજનીય; જેમાં સનાતન આનંદ સમાયો છે તે સંસ્કાર વિડંબનાની વસ્તુ અને સાહિત્ય કાં તો પ્રચારનું સાધન કે પુરસદનું રમકડું. કવિએ વર્ણવેલી વસ્તુસ્થિતિ પ્રસરી રહી છેઃ

> હાથીને અંબાડી ગળિયો
> ઘોડાને ગળિયું જીન;
> વગ ઉપર જેમ વાડ સુકાણી,
> તેમ સમુદ્રને ગળિયું રીણ.
> સસલો શાણો થઈને રે, શાર્દૂલને નાખ્યો પટમાં,
> ભ્રમણુતા તો ભાગી રે, જાગીને જોયું આ ઘટમાં.

આપણે પણ કવિની માફક 'ભ્રમણુતા ભાગીને', જાગીને જોઇએ.

શબ્દની મોરલીએ સકલ જગત નાચે છે, કારણ કે સાહિત્યે સરજાવેલી સૃષ્ટિ કલ્પનાપ્રધાન છે પણ કાલ્પનિક નથી, જૂઠી નથી. એ સૃષ્ટિએ આપણી વૃત્તિઓ વિકસાવી છે, આપણી ભાવનાઓ ઘડી છે, ને આપણા સંસ્કારોને રંગ ને રૂપ આપ્યાં છે. આપણી ઊર્મિઓ, આશાઓ ને આદર્શો, આપણાં સુખ ને દુઃખ, આપણાં વર્તમાન ને ભાવિ ખરું જોતાં આપણી એ કલ્પનાની સૃષ્ટિમાં સમાયાં છે. એનાં દુઃખે હૃદય રડે છે, એનાં સુખ જગતનાં દુઃખ વિસરાવે છે; એ સૃષ્ટિ સત્ય છે, બધું સત્ય છે તેનાથીય વધારે.

તેથી જ શબ્દનું વાચન આજે જીવનની મુખ્ય જરૂરત બન્યું છે. જગત્ બધું નર્મદાના ધોધને વેગે છપાયેલા શબ્દને સરજાવતું જાય છે—છાપાં વડે, સામયિકો વડે, પુસ્તકો દ્વારા; અને સ–અક્ષરતા – literacy – આજે જીવનનાં રહસ્યો ખોલવાની કૂંચી થઈ પડી છે. જેમ બટન દાબવાથી યંત્રો મોટી મોટી વસ્તુઓ બનાવે છે તેમ એ શબ્દો વાંચી વાંચી મારા વિચારો ને ઊર્મિઓ, પ્રેરણા અને કલ્પનાવિહાર મારી પોતાની અંગત અને નિકટ પણ બધાંથી જુદી સૃષ્ટિ સરજી મને તેમાં ફરી જન્મ આપે છે. સાહિત્યના ભાવ, મારા આત્માના ભાવો, મારો સ્વ–ભાવ બને છે. કોણ કહેશે, સાહિત્યજીવન ખરું જીવન નથી?

પણ આ શબ્દઘોષનો ઘણોખરો ભાગ સરસ્વતી નદી સમો હોય છે. જે યુગપ્રદેશમાં એ સર્જાય છે તેના કોઈ એક ભાગને પલાળી તે વિસ્મૃતિના રણમાં સુકાઈ જાય છે. કેટલોક ભાગ ગંગાસમો હોય છે. તે ભૂત, વર્તમાન ને ભાવિ ત્રણેય પ્રદેશોમાં વહે છે. તે પૂર્વજોને પાવન કરી ગયો, આજે આપણને પવિત્ર કરે છે, અને આપણા અનુજોને પણ મોક્ષ દેશે. ઘણુંખરું સાહિત્ય તેના સમકાલીનોની સામાન્ય રસિકતા પોષે છે, કેટલુંક દરેક કાલ અને દેશની રસિકતાને રીઝવે છેઃ પહેલું તે સામાન્ય સાહિત્ય, બીજું તે શિષ્ટ સાહિત્ય.

સાહિત્યકૃતિ સામાન્ય છે કે શિષ્ટ તેનો આધાર તેમાં રહેલાં તત્ત્વો ઉપર છે. કેટલાંક તત્ત્વો ચલ હોય છે ને કેટલાંક અચલ. જેમ આગ ને હવા, હાડ ને ચામ વિના મનુષ્યદેહ શક્ય નથી તેમ ચંચલ તત્ત્વો વિના સાહિત્યની કૃતિ શક્ય નથી. પણ અચલ તત્ત્વો કૃતિનો પ્રાણ છે. તેના વિના કૃતિ સાહિત્ય નથી, માત્ર કથન છે. એ અચલ તત્ત્વો કૃતિને અમર બનાવે છે; જ્યારે ચંચલ તત્ત્વો કૃતિની મર્યાદા નક્કી કરે છે.

૨

આ ચલ અને અચલ તત્ત્વો ક્યાં? ચલ તત્ત્વોમાં કેવો ને કેમ ફેરફાર થાય છે? અચલ તત્ત્વોમાં ફેરફાર થાય છે? અને થાય છે તો શી રીતે?

સાહિત્યકૃતિનાં ચલ તત્ત્વો તેના સ્થલકાલનાં કેટલાંક અંગોમાંથી ઉદ્‌ભવે છે. એ અંગોમાં, એ સ્થલકાલની સામાજિક પરિસ્થિતિ, તેની સાહિત્યની કદર કરવાની રીત, તેમાં પ્રચલતાં સાહિત્યનાં પ્રેરક બળો, કથનનાં વાહનો અને તેને મળેલા સાહિત્યભંડોળના વારસાનો સમાવેશ થાય છે.

સમાજવ્યવસ્થા, નૈતિક અને ધાર્મિક ધોરણો, અને આર્થિકરચના, એ ત્રણથી સામાજિક પરિસ્થિતિ ઘડાય છે. આ પરિસ્થિતિ તેમાં વિચરતા જનસમૂહના વિચારો, ઊર્મિઓ ને આદર્શોમાં જે રંગો પૂરે છે તેનું પ્રતિબિંબ સાહિત્ય ને કલાની દરેક કૃતિમાં પડે છે. કોઈ પણ સાહિત્યકાર તે રંગો ફિટાડી શકતો નથી.

સામાજિક વ્યવસ્થા દરેક કૃતિના દેહઘડતરમાં ઘણી સામગ્રી પૂરી પાડે છે. કાલિદાસનાં કાવ્યો ને નાટકોમાં ચાતુર્વર્ણ્યની પરસ્પરાવલંબી, સદ્‌ભાવશીલ વ્યવસ્થા આખું વાતાવરણ સર્જે છે. પુરાણપ્રેરિત સંસારની ઘટના પ્રેમાનંદની કૃતિઓને તંતુઓ પૂરા પાડે છે. આજે ભિન્ન વર્ણનાં નાયકનાયિકાનાં લગ્નો વડે ઘણા સાહિત્યકારોનું વસ્તુ સુશોભિત થાય છે.

પ્રાચીન ગ્રીસમાં પ્રણયીને ઉદ્દેશીને ઊર્મિગીત લખતાં કવિઓની રસવૃત્તિ જાગતી. ફ્રાંસમાં અપરિણીત પ્રિયતમાઓ પર કેટલાય કવિઓએ કાવ્યો લખ્યાં છે; પણ હિંદમાં જયદેવને પત્નીના પ્રણયથી

ઉદ્દભવેલી ઊર્મિઓ કવિતામાં ગાતાં ગોવિંદનું ઓઠું શોધવું પડ્યું હતું. ભક્તિયુગમાં શૃંગાર ગવાયો-જોઇએ તેટલો-પણ રાધાકૃષ્ણના નામ નીચે. આજે ગુજરાતમાં પ્રણયિનીને ઉદ્દેશીને કાવ્ય ન લખે તે કવિ નહીં.

રેણુકાએ પરપુરુષ પર દૃષ્ટિ નાખી તેથી તેના પતિ જમદગ્નિએ પુત્ર પાસે તેને મરાવી એ પૌરાણિક કીર્તિગાથા કરોડો મુખે કહેવાઈ છે. રાવણના ઘરમાં રહી આવેલી સીતા તજી તેથી રામકથાના નાયકનો મહિમા આજે પણ ગવાય છે. શેક્સપિયરે 'ઑથેલો'માં ને આનાતોલ ફ્રાંસે 'રેડ લીલી'માં ઈર્ષ્યાના ઝનૂનને અપૂર્વતા આપી; આજે એ ઝનૂન અત્યંત તિરસ્કરણીય છે એમ આલેખવામાં રશિયન લેખકો યુગધર્મની સેવા ગણે છે.

તે જ પ્રમાણે દરેક દેશકાલનાં ધાર્મિક ધોરણો પણ ઘણી સામગ્રી પૂરી પાડે છે. અસલી યાહુદી એક ને ભયાનક જેહોવા વિના બીજાની પ્રાર્થના ન કરી શકે. ઋગ્વૈદિક આર્યો ને પુરાણા ગ્રીકો અનેક દેવોને સંબોધે નહીં ત્યાં સુધી સ્તુતિ ન કરી શકે. ભાગવતધર્મી રાધાકૃષ્ણનાં પદ રચી મોક્ષ માગે, પણ શૈવમતાવલંબી શૃંગારનાં પદથી, ભયંકર એવા ભોળાનાથને ભાગ્યે જ ભજી શકે. નવા જમાનાને ઉંબરે ઊભેલા ગુજરાતી કવિ ભોળાનાથે કૃષ્ણ ને શિવ ને અંબામાને વિસારી એકેશ્વરવાદનાં સ્તોત્રોમાં

કાવ્યશક્તિની સિદ્ધિ જોઇ. રશિયન કવિઓને ઇશ્વર-સ્તુતિ અકારી થઇ પડે છે, એટલે તેમાં ઢોંગની ને બાયલાપણાની એમને ગંધ આવે છે.

આર્થિક વ્યવસ્થા પણ સાહિત્યનો દેહ ઘડવામાં મદદ કરે છે. અસલી મિસરમાં ફારાઓ ગુલામો તરફ જે અમાનુષી રીતે વર્તતા તેમાં કવિઓ પ્રભાવ જોતા. મધ્યકાલમાં સ્વચ્છંદી રાજાઓની દુષ્ટતાને કવિઓએ દેવપદના લક્ષણ તરીકે કયા દેશમાં નથી ઓળખાવી? એલિઝાબેથ રાણીના સમયમાં અંગ્રેજોએ જગતનું ધન લૂંટી લાવવાની શરૂઆત કરી ત્યારે સ્પેન્સરની રસિકતા 'Endless gains'—અખૂટ ધનલાભથી પોષાય છે. અને માર્લો પૂછે છે:

What more may Heaven do for earthly men,
Than thus to pour out plenty in their laps?

જયારે ઇંગ્લાંડમાં યંત્રયુગ શરૂ થયો ત્યારે જેન ઑસ્ટિને સ્વસ્થ, સુખી ને ધનાઢય મધ્યમવર્ગની સૃષ્ટિ જ સાહિત્યમાં અમર કરી. ને મૂડીવાદની મદિરામાં ચકચૂર લાયોનલ બ્રિટન આજે લખે છે:

'નફો કરવો એજ એનું (મૂડીવાદીનું) જીવન. એ એની ઝોળી ને એ એની કબર; એ બે વચ્ચે એ જીવન વિતાવે છે, નફા માટે. એ જ એનું જીવન, એને બીજું કશું નથી. એને બીજું શું હોય? એ તમારી તરફ વિચિત્રતાથી જુએ છે. એ તમારી જોડે પિતાની માફક વર્તે છે, છતાં તેમાં પણ ધમકી

છે; ભૂલતા નહીં, એ તમારો માલિક છે. એનો ઈશ્વર કોણ છે તે પણ ભૂલતા નહીં. એ વાત્સલ્યથી બોલે છે ખરો; પણ એ તો શિકારીનો સાદ છે. એમાં કંઈક વાઘનો, કંઈક વરૂનો ધ્વનિ છે, ને એમાં ઘુરકાટ છે. એ તમારો માલિક છે એ ભૂલતા નહીં–શરીર અને લોહીનો, દેહનો ને આત્માનો.'*

૩

એક સ્થલકાલમાં સાહિત્યની જે રીતે કદર થાય છે તેથી પણ સાહિત્યકૃતિનાં ઘણાં તત્ત્વો બંધાય છે. અપરિગ્રહ સેવવાનો ગમે તેટલો નિશ્ચય કરે તો પણ દરેક સાહિત્યકના મન આગળ જાણ્યેઅજાણ્યે એક પ્રશ્ન આવીને ઊભો રહે છે–આ મારી કૃતિનું મૂલ

---

* Profit is his life. There's cradle, and there's grave; he lives in between: for profit. It's his life. He has nothing else. What else has he got? He looks at you queerly. He talks to you like a father.......But—there's a threat in it. Don't forget he owns you! Don't forget his God. He speaks fatherly to you, language of game. But there is something of tiger and wolf, something of threat of dark—there is a snarl. He owns you. Don't forget that! Body and Blood! Blood! Body and Soul!

—"*Hunger and Love*"

કેવી રીતે થશે ? અને એના જવાબ વડે એની કૃતિના ઘડતરમાં ઘણાં તત્ત્વો આવે છે. જનમેજય રાજાના સત્રમાં ભારત ગાતા પૌરાણિક સૂતને મળેલા આતિથ્યને લીધે ધર્મરાજ, અર્જુન ને ભીમના ચારિત્ર્યમાં શા શા ફેરફાર થયા હશે ? કવિઓ જ્યારે રાજાઓથી પોષાતાં, ત્યારે ભોજરાજાઓનાં યશોગાન કરવા એમની સરસ્વતી તત્પર રહેતી. સ્પેન્સરે 'Fairie Queene'નું ચિત્ર એલિઝાબેથ રાણી પરથી લીધું એ સાહિત્યનો દરેક અભ્યાસી જાણે છે. જૈનસાધુને વેપારીઓના કુટુંબ પાસે વહોરવા જવાનું ન હોત તો નગરશેઠોનાં પરાક્રમે જેવી તેની કલા ખીલે છે તેવી ખીલત ? ને ગાગરિયા ભટો દાનેશ્વરીઓના મહિમા પર આખ્યાન ન રચે તો લખણી કરી એમને પાલખી પર ફેરવે કોણ ?

આજની વાર્તાઓમાં સ્ત્રીઓનો ગર્વ ન પોષાય તો નવરી ભણેલી સ્ત્રીઓ વાર્તા શાની વાંચે, અને ન વાંચે તો નવલકથાકારનું થાય શું ? મજૂરવર્ગ જ્યાં પુસ્તકો વાંચે ત્યાં ભૂખે મરતો સાહિત્યક મૂડીવાદનાં વિધ્વંસનાં જ મહાકાવ્યો લખે. કેટલાય સાહિત્યકારો મારીમચડીને ગાંધીટોપી, કેસરિયા સાડી, પિકેટીંગ ને ગ્રામોદ્ધાર પોતાની કૃતિઓમાં લઈ આવે છે, માત્ર એવી જ જાણીઅજાણી આશાએ કે તે વહેલી ખપી જાય. અને કેટલુંય અધમ સાહિત્ય આજે જાહેર વ્યક્તિઓની બદનક્ષી ઉપર જીવે છે,

કારણ કે એ રીતે જ લેખકોને આજીવિકા આપનાર કેટલાંક સામાયિકોના માલિકોનું પેટ ભરાય છે.

તે જ પ્રમાણે સમયનાં પ્રેરક બળો સાહિત્યને ઘડે છે, પ્રેરે છે કે પોષે છે. ભક્તિયુગ આવ્યો ને હિંદના પ્રાન્તેપ્રાન્તમાં કવિઓ ભક્તિરસભીના થઈ ગયા. એલિઝાબેથના વખતથી અંગ્રેજોને પોતાની ઈશ્વરદત્ત મહત્તામાં વિશ્વાસ બેઠો; અને એ વિશ્વાસે જે પ્રેરક બળ પેદા કર્યું તેથી થોકબંધ સાહિત્ય રચાતું આવ્યું આવ્યું છે. યુયુત્સુ જર્મનીમાં પ્રવર્તતી પ્રેરણા પર નિત્શેએ આખો Supermanનો સિદ્ધાંત રચ્યો. દાનન્ઝીઓ, જેને આજે ઈટાલી ડાન્ટે પછી મોટામાં મોટો કવિ લેખે છે તે પણ યુદ્ધવાદના ભયંકર નાદથી ગગન ગજવે છે.

રશિયામાં સોવિયેટ પક્ષે R. A. P. W,(Russian Association of Proletarian Writers)નું સામ્રાજ્ય સ્થાપવા પ્રયત્ન કર્યો હતો. 'પાંચ વર્ષની યોજનાનું વર્ણન અને વર્ગવિગ્રહ એ જ સોવિયટ સાહિત્યનો વિષય છે.' એ નક્કી થઈ ગયું. લેખકોની 'શૉક બ્રિગેડ' થઈ. એકે સિમેન્ટ ઉપર વાર્તા લખી, બીજાએ વોલ્ગા–કાસ્પિયન કનાલ પર લખી. સાહિત્ય પરિષદે ઠરાવ કર્યો: 'કલા એ વર્ગશસ્ત્ર છે; કલાત્મક સર્જનને વ્યવસ્થિત સુસંબદ્ધ Collectivised (સામુદાયિક – જાણે ખેતર!) બનાવવું જોઈએ, અને લશ્કરી ઢબે મધ્યવર્તી સત્તાધિકારીઓની યોજના પ્રમાણે કામ

થવું જોઇએ, અને આ બધું કૉમ્યુનિસ્ટ પાર્ટીની ધ્યાનપૂર્વકની દૃઢ પ્રેરણા નીચે જ!'

આપણે ત્યાં પણ જ્યારથી રાષ્ટ્રવાદ આવ્યો ત્યારથી સ્વદેશભક્તિએ ભગવદ્‌ભક્તિનું સ્થાન લીધું છે. ને આજે ગાંધીજીની પ્રેરણા ક્યાં નથી? કવિએ કવિએ એમને વિશે લખ્યું છે, કથાએ કથાએ એમના પ્રભાવનો કંઈક પડછાયો દેખાય છે, નાટકમાં ને સિનેમામાં અહિંસા, ખાદી, ને દેશસેવા વ્યાપી ગયાં છે. એક ફિલ્મમાં તો ગાંધીજીની કૃપાથી બોરસદના પ્લેગના ઉંદરો પણ ઊતરેલા મેં જોયા! 'સમે સમો બલવાન છે' એ વાત જેટલી અર્જુનને માટે ખરી હતી તેટલી જ સાહિત્યકને માટે છે.

પણ આ ઉપરાંત સાહિત્યમાં ને સમગ્ર જીવનના દરેક ક્ષેત્રમાં એક નવું બળ પ્રગટ્યું છે. એને પ્રેરક કહેવાય કે કેમ તે મને સમજાતું નથી, જો કે પુષ્કળ પ્રયત્નને એ પ્રેરે છે ખરું. એ બળને લીધે જે તત્ત્વો પ્રગટ્યાં છે, તે સંસ્કાર અને સાહિત્ય બંનેનાં સનાતન તત્ત્વોને મૂંગળાવે છે એટલું જ નહીં, પણ રસિકતા ને સંવાદિતાને ઉખેડી નાખતાં લાગે છે. આ બળ પ્રગતિપ્રેમ જેવું લાગે છે ખરું, પણ એમાં પ્રગતિનાં લક્ષણ નથી. પ્રગતિ હમેશાં વધારે સુંદર ને સંવાદી સ્થિતિ તરફ વહે છે; પણ જે મોહ આજે પ્રસરી રહ્યો છે તે તો માત્ર ગતિનો-દિશાવિનાની, સંકલ્પ-વિનાની, બાબરાભૂતની નિરર્થક પ્રવૃત્તિનો.

'બસ હવે કંઈ કરવું જોઈએ' એ એની યુદ્ધઘોષણા. રાજા, પ્રજા, ધનાઢ્ય, શ્રમજીવી, પુરુષો, સ્ત્રીઓ, બાળકો બધાં જ મંડયાં રહે છે: 'બસ હવે કંઇ કરવું જોઈએ.' શું, તેની કોઇને પરવા નથી; શા માટે, તે કોઈ પૂછતું નથી; કેવી રીતે તે કોઇ વિચારતું નથી; 'બસ હવે કંઇ કરવું જોઇએ' એટલી જ વાત, એટલી જ વૃત્તિ, ને એટલો જ આદર્શ. ધીમેથી, ખંતથી, ઈંટેઈંટે સંવાદી ઘડતર કરવાની કોઇને પુરસદ નથી. 'બસ હવે કંઈ કરવું જોઇએ'—આ બળથી પ્રેરાઇ આપણે રંગભૂમિનો વિનાશ કરી સિનેમાના પડછાયા પાછળ પડયા છીએ; સુમધુર કોકિલ કંઠની મોહની ભૂલી રેડિયોના નિશ્ચેતન યાંત્રિક ધ્વનિમાં લીન બનીએ છીએ અને સાહિત્યસરસતાના મિનારા રચવાને બદલે જાહેરખબરના ધામધૂમિયા અને વ્યાપારી લખાણની માફક ચંચલ ચમકારો કરવામાં કૃતકૃત્યતા માનીએ છીએ. 'ઊઠો, ભાઇઓ, કમર કસો'માં કાવ્યમયતા આવી જાય છે. વસ્તુને અંતે નાયક 'બસ કંઈ કરી નાખવાનો' સંકલ્પ કરી નાંખે એટલે લોકોને રસ પડે છે. અને સાહિત્ય ચંચલ તત્ત્વોની મોહનીમાં એનો આત્મા, એનાં અચલ તત્ત્વો ગુમાવે છે.

'સાધનસંપત્તિ જેમ વધે છે તેમ પ્રસારનાં સાધનો વધે છે, અને પરિણામે બોલેલા ને છાપેલા શબ્દોની નિરર્થકતા વધતી જાય છે, અને સત્યનિષ્ઠા

ઘટતી જાય છે. આજે ભાવના ઉદ્ભવી એટલે તેનું આજે જ પરિણામ આવવું જોઈએ– એ આપણી જરૂરત થઈ પડી છે; ખરું જોતાં તો મોટી ભાવનાઓ ધીમે ધીમે જ પ્રસરી વળે છે. જેમ આપણા શહેરો પર ધુમાડા ને પેટ્રોલની વરાળો ઝઝૂમે છે, તેમ આખા જગત પર ઠાલી શબ્દોનું ધુમ્મસ વીંટળાય છે'*

૪

સાહિત્યનો પરિચય, શ્રોતા કે વાચકને કઈ રીતે કરાવવામાં આવે છે, કથનનું વાહન શું છે, તે ઉપર પણ સાહિત્યનું સ્વરૂપ અવલંબે છે. જ્યાં સુધી છાપવાની કલા નહોતી જડી, ત્યાં સુધી સાહિત્ય મોટે ભાગે શ્રાવ્ય હતું, વંચાય એવું નહોતું, અને તેથી યાદ રાખવી સહેલી, ને બોલવામાં અસરકારક એવી કવિતા રૂપે જ ઘણુંખરું સાહિત્ય સર્જાયું. સદીઓ

* With the growing worthlessness of the spoken or printed word consequent upon its ever greater distribution which the progress of civilization has made possible, the indifference to truth increases in direct proportion. The ideas of the day demand immediate results, whereas the great ideas have always penetrated very slowly. Like smoke and petrol fumes over the cities, there hangs over the world a haze of empty words.

Professor Huizinga, *In The Shade of Tomorrow.*
(quoted from John O'London's Weekly)

સુધી વેદો અસ્ખલિત રહ્યા કારણ કે તે છંદોબદ્ધ હતા અને જીભોએ રહી શકયા. આપણાં આખ્યાનો લોકપ્રિય હતાં કારણ કે તે સહેલાઇથી ગવાતાં ને યાદ રખાતાં. ગાવું અને સાંભળવું એ આખ્યાનોનું વાહન, અને એને લીધે એમાં એવાં ઘણાં તત્ત્વો આવ્યાં કે જે આ વાચનયુગમાં અસહ્ય લાગે છે. એમાંનાં લાંબાં વર્ણનો આજે નીરસ લાગે છે; અસલ તે ગાગરિયા ભટની કલાને શોભાવતાં હશે. આજે—

> નૃપ ભીમકતનયા, રૂપ બનિયા, રસીલી રંગપૂરણા
> નર અંગના, દેવાંગના, માનની મદચૂરણા-

વાળી ટૂક ધ્યાન નથી ખેંચતી; પ્રેમાનંદની વીંટી જ્યારે ગાગર પર તાલ દેતી હશે ત્યારે એની મોહની ઓર હશે.

સાહિત્ય હવે વાંચનનો વિષય બન્યો છે; એનો પરિચય કરવા કંઠ ને કાનની જરૂર પડતી નથી. મહિના સુધી રોજ ત્રણ કલાક ભટ પાસે મહાભારત સાંભળવાં કરતાં પથારીમાં પડયાં પડયાં ભારત વાંચવું રુચિકર લાગે છે.

અનુપ્રાસ ને સંગીત ગૌણ બન્યાં છે, નિરર્થક થઇ ગયાં છે. સ્ત્રીકેળવણી વિષેની નવલરામની ગરબીઓ વાંચવા કરતાં તે વિષે નિબંધ વાંચવો ઠીક પડે છે. પરિણામે પદ્યયુગ જઇ ગદ્યયુગ બેઠો છે. તેથી શ્રી. બલવંતરાય ઠાકોરે યુગનો અવાજ ઉઠાવ્યો છેઃ ઊર્મિગીતમાં ઊર્મિ હોય પછી ગેયતા શા માટે?

આજે ક્યાં કાવ્ય ગાઇ સાંભળવું છે? પણ હવે રેડિયોનું વાહન આવ્યું છે, ને ગાગરિયા ભટની કલા પાછી હાથ કરવી પડે તો નવાઈ નહીં.

સાહિત્ય વંચાતું થતાં, શબ્દશોધન ને વ્યાકરણનાં બંધનો દૃઢ થયાં. જ્યારે કૃતિ ગવાતી ત્યારે શૈથિલ્ય ચાલતું; જો ગાનારમાં શક્તિ વધારે હોય તો કાવ્યરચનાની શિથિલતા કોઇ જોવા પણ નહોતા પામતા. આજે તો કૃતિ વંચાય એટલે શબ્દનો ઉપયોગ, વ્યાકરણની શુદ્ધિ અને ભાવસંચયની ખૂબીઓ ફરી ફરી વંચાય, તપાસાય, ને અંકાય છે. ને તેથી શુદ્ધિ ને વ્યવસ્થાના આદર્શો વધી ગયા છે.

ગ્રીકોમાં લોકભોગ્ય નાટકો હતાં, એટલે વ્યક્તિત્વનિરૂપણ અને વસ્તુવિકાસ, નાટયપદ્ધતિએ, વાતચીત દ્વારા સધાતાં. બોલવું, જોવું, સાંભળવું, એ ત્રણનું એકીકરણ જ એનું વાહન બનતું. અને તેથી જીવંત વાતચીત દ્વારા દર્શાવેલી ક્રિયાથી સરસતા દર્શાવવાના પ્રયત્નો થતા. આપણે ત્યાં સંસ્કૃતમાં સામાન્ય જનતા માટે નહીં પણ વિદ્વન્મંડળો માટે નાટકો થતાં. અને તે મંડળો છંદોરચના ને અલંકારસમૃદ્ધિથી રાચતાં હોવાથી વાર્તાલાપ વિકસાવવાનો પ્રયત્ન જ ન થયો. નાટકો પણ શ્રાવ્ય થયાં, દૃશ્ય નહીં. ને ઈ. સ. ૧૨૯૭ પછી ગુજરાતમાં રંગભૂમિ નામની જ હતી–હતી જ નહીં, એટલે અંગ્રેજી સાહિત્યનો સંસર્ગ થયો

ત્યાં સુધી નાટયપદ્ધતિમાં વ્યક્તિત્વ કે વસ્તુ-નિરૂપણની કલા અસાધ્ય જ રહી.

હવે તો ચલચિત્રો આવ્યાં છે. તેમાં નાટયપદ્ધતિથી વ્યક્તિત્વ નિરૂપવાની જરૂર નથી; વ્યક્તિત્વ નિરૂપવા જુદાજુદા પ્રસંગો ટૂંકમાં આપી શકાય. બોલવા અને સાંભળવા કરતાં આ વાહનમાં જોવાનું તત્ત્વ વધારે ઉપયોગમાં આવે છે. ઘણે ભાગે દૃશ્ય, થોડે ભાગે શ્રાવ્ય એવા પ્રસંગોની ગૂંથણીથી સિનારીઓનું – ચિત્રકથાનું વાહન ઊભું થયું છે અને તે આજે નાટક ને વાર્તા બન્ને પર આક્રમણ કરી કરી રહ્યું છે.

સાહિત્યનું ઘણું મોટું ચંચલ તત્ત્વ તો દરેક સાહિત્યકારને મળતો સાહિત્યનો વારસો છે. લેખક માત્રને ભાષા ને સાહિત્યની સમૃદ્ધિ તો પુરોગામીઓ પાસેથી મળી હોય છે. તેનો જ એ ઉપયોગ કરી શકે, બહુ થાય તો તેમાં નજીવો સુધારોવધારો કરી શકે; એ જ એની માટી જેમાંથી એને નવાં પૂતળાં ઘડવાં રહ્યાં.

તે જ પ્રમાણે સાહિત્યનાં સ્વરૂપો પણ જે એના સ્થલકાલને સુલભ હોય તેનો જ એ ઉપયોગ કરી શકે. સામાન્ય રીતે આજે જગતના સાહિત્યમાં સ્વીકારાયેલાં બધાં સ્વરૂપો થોડેવધતે અંશે કલાકાર ધારે તો ઉપયોગમાં લઈ શકે, જેમ આખા જગતમાં પહેરાતાં બધા પ્રકારનાં કપડાં હું ધારું તો પહેરી

શકું તેમ. પણ એ બધાં કપડાં વ્યવહારમાં પહેરાતાં નથી, તેમ બધાં સ્વરૂપો પણ આજે વપરાતાં નથી. કાદમ્બરી શૈલી કે આખ્યાન પદ્ધતિએ આજે કોઈ સાહિત્ય રચવા જાય તો મશ્કરીને પાત્ર થઇ પડે.

કોઈ સ્વરૂપ આજની પ્રજાને રુચતું નથી. હું જોઇ શકયો છું કે ઇબ્સનના નાટકનું સ્વરૂપ ગુજરાતીઓને ગળે ઊતરતું નથી, કારણ કે વાર્તાલાપમાંથી વ્યક્તિત્વ ને વસ્તુ પારખી જવાની શક્તિ હજી પૂરેપૂરી પ્રેક્ષકવર્ગમાં ખીલી નથી. સંગીત, લાંબાં ભાષણો ને 'સ્વગત' કે જનાન્તિક વિના એમને ચેન પડતું નથી.

તેમ જ આજે વર્ણનાત્મક નાટ્યપદ્ધતિની નવલકથા ગુજરાતી સાહિત્યકારો રચવા લાગ્યા છે પણ આંતર્વિકાસ દર્શાવતી નવલકથાનું સ્વરૂપ લેખકોને સાધ્ય નથી ને વાચકોને સ્વીકાર્ય નથી.

સાહિત્યના વારસાનો મોટો ભાગ સાહિત્યની પ્રણાલિકાઓથી ઘડાઇને તૈયાર થયેલો હોય છે. જૂની ગુજરાતીમાં ઉપદેશાત્મક કે પૌરાણિક પ્રણાલિકાઓનાં બીબાંમાં જ સાહિત્ય ઘડાતું. અર્વાચીન ગુજરાતીમાં ક્યાંય સુધી ઉપદેશાત્મક પ્રણાલિકાની બહાર જવું અકલ્પ્ય મનાતું. આજે પણ થોડીથોડી વારે ડાહ્યાંડાહ્યાં વાકયો આવે તો વાચકને સાહિત્યકૃતિ ગમે છે, જગતની નીતિમત્તામાં ફરી વિશ્વાસ બેસે છે, અને વાંચ્યું સાર્થક થયું એવો અસ્પષ્ટ ખ્યાલ આવે છે.

ચંચલ તત્ત્વો સાહિત્યનો દેહ ઘડે છે, જ્યારે એનાં અચલ તત્ત્વો એનો પ્રાણ છે; તેના વિના કૃતિ સાહિત્ય નથી, માત્ર કથન છે. અચલ તત્ત્વો અને ચલ તત્ત્વો વચ્ચેનો ભેદ એટલે શુદ્ધ સાહિત્ય અને સાહિત્યનામી સાહિત્ય વચ્ચેનો ભેદ. આ ભેદ ન સમજવાથી કેટલાય આશાસ્પદ સાહિત્યકોએ પોતાની શક્તિ વેડફી નાંખી છે, કેટલાંય વિવેચનોએ માયાજાલ પ્રસારી છે, ને કેટલુંય લખાણ સાહિત્ય તરીકે સ્વીકારાયું છે. જે આ ભેદ સમજ્યા નથી તે સાહિત્યનું ખરુ સ્વરૂપ સમજવાને અસમર્થ છે.

૫

જે કથન સ્વયંભોગ્ય હોય તે જ શુદ્ધ સાહિત્ય કહેવાય. કથવાના આનંદ માટે જ જે કથન રચાયું અને કથનની સરસતા સાધવા જે કથન લખાય તે શુદ્ધ સાહિત્ય; પણ જે જ્ઞાન, ઉપદેશ કે પ્રચાર માટે લખાય તે શુદ્ધ સાહિત્ય ક્યારે કહેવાય કે એ હેતુઓ અલગ કરી આપણે માત્ર કથન તરીકે જ એમાંથી આનંદ લઈ શકીએ ત્યારે.

'ચક્રવાકમિથુન' સ્વયંભોગ્ય છે, કારણ કે આલેખેલા સ્વાનુભવનો આનંદ લેવા સિવાય એમાં બીજો ઉદ્દેશ નથી. પણ 'સિદ્ધાંતસાર' બે દૃષ્ટિથી જોવાય. એક દૃષ્ટિએ એનો હેતુ કથન દ્વારા આનંદ માણવાનો નથી, પણ કર્તાના સિદ્ધાંતોનું પ્રતિપાદન કરવાનો છે; અને તેથી આ દૃષ્ટિએ જોતાં કૃતિ શુદ્ધ

સાહિત્ય નથી. એ હેતુ વીસરી કર્તાના સ્વાનુભવકથનમાં આપણે રસ લઇ શકીએ તેટલે અંશે એ સ્વયંભોગ્ય, શુદ્ધ સાહિત્ય છે. ચંચલ તત્ત્વો વીસરી અચલ તત્ત્વોને માટેજ જેમાં રસ પડે તે શુદ્ધ સાહિત્યની કૃતિ, બીજી નહીં.

પણ જે કૃતિમાં ચંચલ તત્ત્વો વધારે હોય તેને પોતાના જમાનાપૂરતી કીર્તિ મળે છે, અને પેઢી બદલાતાં એનાં તેજ ઝંખવાય છે. ઘણીવાર લોકપ્રિયતા વડે આપણે સાહિત્યકૃતિ કસીએ છીએ. પણ મિસિસ ગોરે નામની એક સ્ત્રી ઇંગ્લાંડમાં એના સમયમાં સાહિત્યની સામ્રાજ્ઞી હતી; આજે અંગ્રેજી સાહિત્યના ખાસ અભ્યાસીઓ પણ તેનું નામ જાણતા નથી. 'એડિનબરો રિવ્યૂ' આદિ અંગ્રેજી સુવિખ્યાત ચોપાનિયામાં જે સાહિત્યસ્વામીઓ કહેવાઈ ગયા તેમાંના કેટલાયની કૃતિઓ સામે અભ્યાસીઓ આજે જોતા પણ નથી. આપણે ત્યાં પણ પત્રકારો કહે છે તે પ્રમાણે દર વરસે શકવર્તી કૃતિઓ પ્રગટતી જાય છે; પણ પાંચ વર્ષ પછી તેમાંની કેટલી વંચાય છે?

આ વસ્તુસ્થિતિનું કારણ શોધવું અઘરું નથી. ચંચલ તત્ત્વો બુદ્ધિપ્રધાન છે,અને જગતના ઇતિહાસમાં બુદ્ધિ જેવી વાંઝિયણ બીજી કોઇ નથી. અને જે કૃતિ બુદ્ધિ પર અવલંબેલી સામગ્રી પર રચાઈ હોય, જેમાં લેખકની માનવતાના રંગો ચમકતા ન હોય તે કદી ચિરંજીવ ન થાય. સ્વભાવની રંગસમૃદ્ધિ

વિના કૃતિ રચાતી હોત તો દરેક અરજી લખનાર સાહિત્યકાર બની જાત. આ વાત સૉક્રેટિસે સૈકાંઓ પૂર્વે કહી હતી:

'મને તો ક્યારનું સમજાયું છે કે કવિઓ ડાહ્યા છે માટે કાવ્ય રચે છે એમ નથી. ખરું જોતાં તો એમનો સ્વભાવ કે પ્રતિભા એવાં હોય છે કે તે અપૂર્વ ઉત્સાહ અનુભવી શકે છે. એ પયગંબરો અને દેવપ્રેર્યા મનુષ્યો જેવા છે, પોતે શું કહે છે તે જાણ્યા વગર સરસ વસ્તુઓ કહી શકે છે.'

૬

સ્વાનુભવ વિના સાહિત્યમાં પ્રાણ નથી એ વાત જૂની છે, છતાં લેખકેલેખકે નવી છે. એ વાતને વીસરી જનાર કદી પ્રાણવાન સાહિત્ય રચી શકતો નથી. આપણા કેટલાક સારા કહેવાતા લેખકોએ કરેલું વાલકેશ્વરના બંગલાનું, ધનાઢ્યના જીવનનું કે અર્વાચીન સ્ત્રીનું વર્ણન હું વાંચું છું ત્યારે મારે તો આંખો ચોળવી પડે છે. શ્રી. મેઘાણી કે શ્રી. રાયચુરાની માફક જે સૌરાષ્ટ્રમાં ફર્યા નથી, ગરાશિયા જોડે બેઠા નથી અને ચારણોનાં અંતરમાં પ્રવેશ્યા નથી તે પણ કાઠિયાવાડનાં ગામડાંઓની પરિભાષાનો ઉપયોગ કરી લોકવાર્તા કે લોકગીત લખવા જાય છે ત્યારે હસવું આવ્યા વિના રહેતું નથી.

તે જ પ્રમાણે હમણાં હમણાં ગ્રામજીવન ચીતરવાની લેખકોને મોહની લાગી છે, તેઓ

ગામડાંઓમાં અમરાવતીનું સૌંદર્ય ને સંતોષ નીરખે છે, ગામડિયણો પર હાસ્યાસ્પદ સંસ્કારિતાનું આરોપણ કરે છે, અને સંસ્કાર અને સાધનસંપત્તિમાં જ સુલભ એવા ભાવો ઝૂંપડાંઓ વચ્ચે ખડકી દે છે.

આ વિષયમાં કેટલીક વસ્તુઓ સ્પષ્ટ રીતે સમજવાની જરૂર છે. જ્યારે આપણે લોકસાહિત્ય શબ્દ વાપરીએ છીએ ત્યારે એના અર્થનો આપણે વિચાર કરતા નથી. લોકસાહિત્યનો પહેલો અર્થ અસંસ્કારી અને બિનકેળવાયેલી જાતિઓનું કંઠસ્થ સાહિત્ય. એમાં એ જાતિઓના વિચાર, ભાવ અને કલ્પના વણાયેલાં હોય છે. સમાજશાસ્ત્રીની દૃષ્ટિએ એ ત્રણે અણમોલાં છે. લોકોનું હૃદય સમજવા માટે પણ એ અત્યંત અગત્યનાં છે. મનુષ્યનાં હૃદય ને કલ્પનાના કેટલાક રંગો એની પરિભાષા વડે સારી રીતે વ્યક્ત કરી શકાય છે. પણ સાહિત્યની દૃષ્ટિએ એ ત્રણેય, મનુષ્યની પ્રારમ્ભિક દશાનાં છે એ ભૂલવું જોઈતું નથી.

પણ જ્યારે સાહિત્યક્ષેત્ર પર Romanticism—આનંદલક્ષી સર્જકતાનો પવન વાય છે ત્યારે સાહિત્યકારો અણખેડયાં ક્ષેત્રો ને અણશોધ્યા વિષયો વિષે સાહિત્ય લખવા પ્રેરાય છે. અને ત્યારે તે લોકસાહિત્ય સંશોધવા બેસે છે. તે માની લે છે કે ગામડાંના માણસોમાં ભાવભીના બનવાની અને કલ્પનાવિલાસ અનુભવવાની શક્તિ શહેરના સંસ્કારી

માણસો કરતાં વધારે છે. ખરું જોતાં પરિણામ એ આવે છે કે શહેરનો કેળવાયેલો સંસ્કારી સાહિત્યકાર પોતાની રસવૃત્તિ ને કલ્પનાવિલાસના રંગો વડે સમૃદ્ધ એવો પોતાનો અનુભવ લોકસાહિત્યની સામગ્રી વડે ગાય છે.

આ ગાનમાં જો માત્ર જૂની સામગ્રીનાં ખોખાં જ હોય તો કૃતિ નિશ્ચેતન બને છે; જો પોતાના સંસ્કાર અને સ્વાનુભવે એ ખોખાને સાહિત્યક સજીવ કરી શકે તો એ નવું સાહિત્ય રચે છે. સમાજશાસ્ત્રીની દૃષ્ટિએ આ લોકસાહિત્ય નથી, તેનો નવો સંસ્કારી અવતાર છે. એમાં કલ્પનાચિત્રો મૂળ લોકસાહિત્યનાં હોય છે, કે તેનાં જેવાં જ હોય છે. સંસ્કારી માણસો ઉપર તેની અસર લોકસાહિત્ય જેવી થાય છે. આ સાહિત્યને આપણે ભ્રમથી લોકસાહિત્ય કહીએ છીએ. ખરું જોતાં તો સંસ્કારી માણસના સ્વાનુભવ પર રચાયેલું એ શુદ્ધ સાહિત્ય છે. જર્મનીની પુનર્ઘટના વખતે એક આખો સાહિત્યસંપ્રદાય એવો હતો કે જેણે જૂની જર્મન લોકકથા ને ગીતોને સંઘરી, તેમાં અર્વાચીન પ્રાણ મૂકી, નવું ને સુંદર અર્વાચીન સાહિત્ય સર્જ્યું, અને તે દ્વારા આખું લોકસાહિત્ય બદલ્યું; એટલું જ નહીં પણ જર્મન લોકોની કલ્પનાસમૃદ્ધિ નવી કરી.

હવે ગ્રામજીવન ચીતરવાની મોહની અને તેની સાહિત્યસર્જન પર જે અસર થાય છે તેનું પૃથક્કરણ કરીએ.

પહેલાં તો ગ્રામસેવાનું આકર્ષણ વધ્યું છે. આનું કંઈક કારણ રાજકીય છે, કંઈક સામાજિક છે, કંઈક ગાંધીજી જેવા મહાત્માની પ્રેરણા છે. ગ્રામોદ્ધાર વિના હિંદનું ભાવિ ઉજ્જવળ નથી જ થવાનું એ પ્રતીતિ વધતી જાય છે એ નિર્વિવાદ છે. અને તેથી લોકોને ગામડાંઓ વિષે સાહિત્ય વાંચવું ગમે છે, અને લોકપ્રિયતા ને મૂલ્યના તત્ત્વને વશ થઈ સાહિત્યકારો એ વિષય વધારે પ્રમાણમાં સેવતા જાય છે.

ખરું જોતાં નવાં ક્ષેત્રોની શોધમાં Romanticism—આનંદલક્ષી સર્જકતા ગ્રામજીવન શોધી કાઢે છે. જેમ રુસોએ અસંસ્કારી દશામાં જ મનુષ્યો સમાન છે એ સિદ્ધાંત પર સામાજિક કરાર–Social Contract નો સિદ્ધાંત રચ્યો, તેમ તેનો સાહિત્યિક અનુયાયી Romantist ગ્રામજીવનની અપૂર્વ કાવ્યમયતા પર સાહિત્યનો પાયો રચે છે. રબારી કે ગોવાળના ભાવો પર સૂક્ષ્મતાનું એ આરોપણ કરે છે; તેમની વાણીમાં અદ્ભુત સૂચકતા માની લે છે; તેમનાં જીવન સંસ્કારી રસવૃત્તિને વધારે પોષે એવાં છે, એવી કલ્પના કરે છે; અને પોતાનો સ્વાનુભવ તેમને અવલંબીને વ્યક્ત કરવા માંડે છે.

આ સાહિત્યપદ્ધતિઓ સૈકાંઓ થયાં પ્રચલિત છે, અને સંસ્કારી શહેરીઓએ જ એ શોધી કાઢી છે. શહેરનાં દૂષણોમાંથી કલ્પનાને દૂર રાખવા એક મહા પ્રયત્ન કરી તેઓ ગ્રામજીવન પર પોતાના સુંદર

ભાવોનું આરોપણ કરે છે, અને ગ્રામજીવનનાં પાત્રો, વસ્તુ ને કલ્પનાચિત્રો દ્વારા પોતાના સ્વાનુભવને વ્યક્ત કરે છે. આ પદ્ધતિ પ્રમાણે કાવ્યો રચનાર જૂનામાં જૂનો તો મારી જાણમાં લેટિન કવિ થિયોક્રાઇટસ (૨૭૦ ઈ. સ.) છે. અર્વાચીન અંગ્રેજી સાહિત્યમાં વર્ડ્સવર્થે પણ આ કાવ્યપદ્ધતિની ઉત્કૃષ્ટ કૃતિઓ રચી ગયો છે. સ્વાનુભવને આ રીતે વ્યક્ત કરવાથી સરસ શુદ્ધ સાહિત્ય પ્રગટે છે. વર્ડ્સવર્થની માન્યતા હતી કે મનુષ્યહૃદયના મૌલિક ભાવો ગ્રામજીવનના ક્ષેત્રમાં વધારે પરિપાક પામે છે, પણ એ તો તે જ વખતે કૉલરિજે અવાસ્તવિક પુરવાર કર્યું હતું. ગ્રામજીવન પર રચેલું સાહિત્ય પણ સાહિત્યના સંસ્કાર ને સ્વાનુભવનો પ્રાણ હોય તો જ સાહિત્ય બને છે. તે સાહિત્ય ગ્રામવાસીઓનું છે તેથી આકર્ષક નથી પણ સાહિત્યકના સ્વાનુભવ, ને સંસ્કારને લીધે જ આકર્ષક કે અમર બને છે; અને જેને ગામડાંઓ વિષે સાહિત્ય સર્જવું હોય તેણે શહેર છોડી ગામડાંઓમાં જ સ્વાનુભવ લેવો જોઇએ.

૭

બીજું તત્ત્વ આલેખેલા સ્વાનુભવને આબેહૂબ રીતે વ્યક્ત કરવાની શક્તિ છે. સ્વાનુભવ શબ્દો દ્વારા થતો નથી કે શબ્દોથી વ્યક્ત કરી શકાય. લેખક કલ્પના દ્વારા અનુભવ કરે છે; અને માત્ર શબ્દો વડે એને બીજાના મનમાં એવું ચિત્ર ઊભું કરવાનું

રહે છે. શબ્દો પીંછી નથી કે ચિત્ર ચીતરી શકે; વાંચનારની કલ્પના તો શબ્દોની સૂચકતાથી જ ઉત્તેજવાની રહે; એટલે શબ્દો સામાન્ય અર્થમાં વપરાય તો તે શુદ્ધ સાહિત્ય માટે નિરુપયોગી ઠરે છે. શબ્દોનો અર્થ એક વસ્તુ છે; એણે સૂચવેલો અર્થ તે તદ્દન નિરાળી વસ્તુ છે. સાહિત્યકારનું ક્ષેત્ર શબ્દોનો અર્થ કહેવાનું નથી, પણ શબ્દો વડે સામાન્ય અર્થથી જુદો એવો પ્રભાવશાલી ને સૂચક વિશિષ્ટ અર્થ અન્યમાં સંક્રાન્ત કરવાનું છે. અને તેવો વિશિષ્ટ અર્થ શબ્દના સંસ્કારથી કે શબ્દસમૂહના માધુર્યથી સૂચવાય છે.

આ કારણથી શુદ્ધ સાહિત્યમાં કહેવાનો અર્થ ગૌણ હોય છે, પણ કેવી રીતે તેને કહીએ છીએ એ વસ્તુ પ્રધાન બને છે. શું કહ્યું તેના કરતાં કેવી રીતે કહ્યું એ વધારે અગત્યનું બને છે, કારણ કે તેના પર ચિત્ર સૂચવવાનો આધાર છે. એક અર્થના સો શબ્દમાં એક જ શબ્દ આબેહૂબ ચિત્ર દોરી શકે છે બીજો નહીં; કારણ કે એની જ સૂચકતા તે પ્રસંગે કામ આવે એમ છે. સાહિત્યકો 'દેશ' શબ્દથી ન સંતોષાતાં 'સ્વદેશ', 'સ્વભૂમિ', 'મૈયા', 'માતૃભૂમિ', 'જનની', 'ભારત', 'હિન્દુસ્તાન', 'આર્યાવર્ત' એવા અનેક શબ્દો વાપરે છે કારણ કે આ દરેક શબ્દનું સૂચન જુદું છે, અને પ્રસંગવશાત આમાંનો એક જ શબ્દ ખરા અર્થનો સૂચક થઇ પડે છે. 'એક જવાલા

જળે તુજ નેનનમાં' એ શબ્દસમૂહના માધુર્યમાં જે સૂચકતા છે તે 'તારી આંખમાં બળતું બળે છે' એમાં તો નથી જ એ તો તરત સમજાય એવું છે. માધુર્ય દ્વારા સૂચકતા લાવવાના પ્રયત્નો આપણા સાહિત્યમાં ઘણા ઓછા થયા છે તેને જ લીધે આપણી શૈલીમાં સૂચકતા ઓછી છે. શબ્દની સૂચકતા ને માધુર્ય શુદ્ધ સાહિત્યનાં અચલ તત્ત્વો છે.

જ્યારે સાહિત્ય સૂચક શબ્દો વડે વાચકની કલ્પનાને ઉત્તેજે છે, ત્યારે તેને પણ સ્વાનુભવનો આનંદ થાય છે અને શબ્દો સૂચક હોય તો એ કાલ્પનિક સ્વાનુભવ એવો સરસ લાગે છે કે વાચક તેને ફરીફરી માણવા લલચાય છે, અને દરેક વખતે એને સંતૃપ્તિવિહોણો આનંદ મળ્યા જ કરે છે. જે શબ્દચિત્ર આવો આનંદ આપી શકે છે તેનું લક્ષણ સરસતા – ભાવનાત્મક અપૂર્વતા છે.

યોગસૂત્ર કહે છે કે એક અપૂર્વ ધ્યેય પર નિરંતર ને ચિરકાલ ધ્યાન કરવાથી મનુષ્ય તે ધ્યેયમય થઈ જાય છે, અને એ અપૂર્વ કલ્પનાચિત્ર પોતાનામાં મૂર્તિમાન કરે છે. આ ક્રિયાનું મૂળ માનસશાસ્ત્રના એક નિયમ પર છે: એક જ ચિત્ર સાથે જો આપણી કલ્પના એકરૂપ થતી જાય તો એ ચિત્રના જે સંસ્કાર હોય તેવા જ સંસ્કાર આપણા પણ રચાય.

સાહિત્યની ભાવનાત્મક અપૂર્વતા પણ આ જ નિયમ પર અવલંબે છે. સાહિત્યક એક કલ્પનાચિત્રને

પોતાના સ્વાનુભવથી સમૃદ્ધ કર્યે જાય તો તે સૂચક શબ્દોમાં તેનું નિર્માણ કરી શકે છે; અને એ શબ્દચિત્ર પર વાચક ધ્યાન કરે તો તે એની કલ્પનામાં એવું મૂર્તિમાન થાય છે કે તેથી તેને મૂળ જેવો જ સ્વાનુભવ થાય.

પણ સાહિત્યકનો મૂળ સ્વાનુભવ ક્ષણિક હોય છે; અને તે ફરીફરીને થાય તો તે અકારો લાગે છે. માત્ર સાહિત્યકારની કલ્પના એ અનુભવને સ્વતંત્ર સ્વરૂપમાં ધારણ કરી એવો સરસ–અપૂર્વ બનાવે છે કે તેને ફરીફરી કલ્પવો તેને ગમે છે. અને તેથી જ્યારે શબ્દચિત્ર પરથી વાચક કલ્પના દ્વારા ફરીફરી સ્વાનુભવ કરે છે ત્યારે અસલ સ્વાનુભવની માફક તે અકારો નથી થતો, પણ સાહિત્યકારે કલ્પેલા સ્વાનુભવની માફક સદાય આનંદજનક બને છે. એટલે વાસ્તવિક સ્વાનુભવમાં નથી હોતું એવું એક તત્ત્વ સાહિત્યકારની કલ્પના ઉમેરે છે, અને તેથી એને ફરીફરી માણવાથી પણ તૃપ્તિ થતી નથી. આ લક્ષણ તે સરસતા, ભાવનાત્મક અપૂર્વતા. એ દિવ્ય ચિનગારી શિષ્ટ સાહિત્યનો આત્મા છે, અને તેને અનંતકાલ સુધી આકર્ષક બનાવી મૂકે છે.

જેમ યોગી ધ્યેયને કલ્પના વડે ધારણ કરી તેના પર ચિત્તવૃત્તિ એકાગ્ર કરી પોતાનામાં મૂર્તિમાન કરે છે, પોતે અપૂર્વ બને છે, અને પરમ આનંદ પામે છે, તેમ સાહિત્યકાર એક ક્ષણિક સ્વાનુભવના

કલ્પનાચિત્ર પર એકાગ્રતાથી ધ્યાન કરી, તેને શબ્દોમાં મૂર્તિમાન કરવા જતાં, તેને અપૂર્વતા – પરમ આનંદદાયિત્વ–અર્પે છે. આ તત્ત્વ શું છે એનું પૃથક્કરણ ઘણું અઘરું છે, છતાં મારી રીતે હું તે કરવા માગું છું.

પોતાના દેવની મહત્તામાં મુગ્ધ કવિને એક સામાન્ય અનુભવ થાય છેઃ પોતાની અલ્પતાનું એને ભાન થાય છે. એમાંથી દેવને શરણે જવાની એને એક ઊર્મિ ઉદ્ભવે છે.

આ અનુભવ કવિની આખી જિંદગીના અનુભવો, વૃત્તિઓ અને સંસ્કારોની સમગ્ર એકતામાં એક નાનકડો મણકો છે. સામાન્ય માણસને આ થાય તો એ વીસરી પણ જાય. પણ કવિ કલ્પનાવિલાસી હોઇ સહેલાઈથી એ એકતામાંથી તેને છૂટો કરે છે અને કલ્પના વડે ધારણ કરે છે.

એ અનુભવ છૂટો પાડયો ત્યારે અસંબદ્ધ થઇ ગયો હતો; જીવનની સમગ્રતાના આધાર વિના એના છેડાઓ છૂટા ઊડતા હતા. કવિની કલ્પના એના છેડાઓ એક કાલ્પનિક એકતામાં ગૂંથી દે છે. કવિની કલ્પનાસમૃદ્ધિ હોય તેટલી સુંદર એની ગૂંથણી થાય છે.

એ કલ્પના આરસી નથી કે તેમાં અનુભવનું માત્ર પ્રતિબિમ્બ પડે. એ તો સરોવર છે; એના જલની નિર્મળી લીલાશમાં, સૂર્યનું બિમ્બ કૃષ્ણની મહત્તા દાખવતું, કોટી સૂર્ય સમાન ઝળહળે છે. પાસે

વ્યોમમાં વિહરંતી સુવર્ણરંગી વાદળીઓ સ્વર્ગીય રમણીયતા પ્રાપ્ત કરે છે, અને કાંપના જલમાં ઝૂલતા પારણાની માફક સૂર્યબિંબને હીંચોળે છે. આ સરવરમાં વાસ્તવિક ચિત્રનું પ્રતિબિંબ નથી, ચિત્રથીય એમાં સહસ્રધા સૌંદર્ય છે. પણ વાસ્તવિક અનુભવમાં વાદળીની રમણીયતા ને સૂર્યાસ્તની ભભક જાય છે ત્યારે જલમાં પડેલું ચિત્ર બદલાય છે ને ઝંખવાય છે. કવિનું કલ્પનાચિત્ર વાસ્તવિક અનુભવની સામગ્રીને અભાવે પણ હતું તેનાથી વધુ મોહક બને છે; તેમાં ખૂટતી રેખાઓ દેખા દે છે, અને વિસંવાદી રંગો સંવાદ પામે છે.

કવિની કલ્પનામાં પોતાની અલ્પતાનો અનુભવ જીવનની સુગ્રથિત બાંધણીમાંથી છૂટો પડી અપૂર્વ રીતે આ ચિત્રની નવી બાંધણીમાં બંધાઈ જાય છે. સૂર્યબિંબ શ્રીકૃષ્ણ બની જાય છે. વાદળીઓ પારણું બને છે. ઝૂલતા શ્રીકૃષ્ણ આનંદક્રીડા કરતા દેખાય છે. ક્રીડંતા પ્રભુ ખાતરી દે છે કે એ હું જ છું, હું જ છું. અને આ ભવ્યતા આગળ પોતાની અલ્પતાનું તીવ્ર ભાન થતાં, ઈશ્વરને સર્વસ્વ સમર્પણ કરવાનો કવિનો તલસાટ આ દેવચરણમાં મરવાની ઇચ્છારૂપે વ્યક્ત થાય છે. કલ્પનાચિત્રનું કોઇ પણ અંગ એવું નથી રહ્યું કે જે અનુભવની સમગ્રતાને કોઈ રીતે પોષતું ન હોય. આ સમગ્રતા કવિની સમૃદ્ધ કલ્પનાના રંગે રંગાય છે, એટલે ચિત્ર અદ્ભુતરંગી થાય છે.

એ સત્ય છે, ઉપયોગી છે, નીતિપોષક છે, એની પરવા કર્યા વગર કવિનો અનુભવ આમ સાર્થક બને છે, માત્ર અનુભવ તરીકે. કવિ આ કલ્પનાચિત્રને ધારણ કરે છે; ચિત્ર નિરાળું તરી આવે છે. કલ્પનાચિત્ર શબ્દદેહ ધારણ કરે છે:

નીરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો
તે જ હું તે જ હું શબ્દ બોલે;
જળહળે જ્યોત ઉદ્યોત રવિકોટમાં,
હેમની કોર જ્યાં નીસરે તોળે:
સચ્ચિદાનંદ આનંદક્રીડા કરે,
સોનાના પારણામાંહી ઝૂલે;
શ્યામ શોભા ઘણી, બુદ્ધિ ના શકે કળી,
અનંત ઓચ્છવમાં પંથ ભૂલી:
શ્યામના ચરણમાં ઈચ્છું છું મરણ રે,
અહીંયાં કોઈ નથી કૃષ્ણ તોલે.

શબ્દો કંઈ કંઈ અર્થ સૂચવે છે. શબ્દમાધુર્ય પ્રભાતિયાના ઢાળમાં ભભકપરંપરાનું સૂચન કરે છે. પહેલી લીટીમાં 'જળહળે જ્યોત ઉદ્યોત રવિકોટમાં' એ ટૂકનું ધ્વનિમાધુર્ય એક પછી એક ઊગતા સૂર્યોની ભવ્યતા કલ્પના આગળ ઊભી કરે છે; કરોડ સૂર્યો પ્રતાપની પરિસીમા સૂચવે છે; બોલવાની ક્રિયા આનંદક્રીડાનો ઉલ્લાસ દર્શાવે છે: 'ઘૂમવું' શબ્દથી પ્રભાવ ને સ્વતંત્રતા બન્નેનો નિર્દેશ થાય છે; અને 'સોનાના પારણામાંહી ઝૂલે'ના શબ્દસંચયથી સૂર્યપરંપરાનું ભવ્ય દૃશ્ય ઝૂલવા માંડે છે – જાણે દાર્જિલીંગના સૂર્યોદયનું અવિસ્મરણીય દર્શન હીંચવા

લાગ્યું હોય એમ. 'ચરણુમાં મરણુ'માંનો અનુપ્રાસ મરવાના તલસાટની તીવ્રતા દેખાડે છે. ચાર પંક્તિમાં દેવની મહત્તા ને વૈભવ ભભકભર ભવ્યતામાં મળી જઇ એક અપૂર્વ કલ્પનાચિત્ર ઊભું કરે છે;—અને 'ઇચ્છું છું મરણુ' ઉચ્ચારતાં શબ્દોની સૂચકતા આપણી કલ્પનામાં જે ચિત્ર ઊભું કરે છે તેથી કવિએ ન ધારેલો એવો દીનતા ને ઇશ્વરપ્રણિધાનનો અનુભવ આપણુને થાય છે. આ અનુભવમાં કવિના મૂળ અનુભવમાં નહિ હોય એવી એકતા ને સમગ્રતા છે.

આની આગળ તત્ત્વજ્ઞાનીનું 'सर्वं धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।' નીરસ ને નિર્જીવ લાગે છે. કવિનો આ અનુભવ અપૂર્વ છે, સંપૂર્ણ છે, પ્રણુવ જેવો છે. એમાં આદિ, મધ્ય ને અંત ત્રણે સમાયાં છે; એમાં સુયોગ્ય કારણુમાંથી અનિવાર્ય કાર્ય પરિણમે છે. જીવનની સળંગ અનુભવપરંપરામાં પણુ નથી હોતી તેવી અપૂર્વતા આમાં છે. અને જેમ વાચકના સંસ્કાર અને કલ્પના વધે છે તેમ એ અપૂર્વતા વધતી જતી દેખાય છે.

આ જાતનો અપૂર્વ અનુભવ જે તત્ત્વથી સજીવન થાય છે તે સાહિત્યની શિષ્ટતાનું પરમ લક્ષણુ. આ તત્ત્વને સરસતા કહીએ કે ભાવનાત્મક અપૂર્વતા કહીએ, પણુ એ જ તત્ત્વ જગતના સ્વયંભોગ્ય શિષ્ટ સાહિત્યનો પ્રાણુ છે. સેફોના

હૃદયવેધક ઊર્મિગીતોના અવશેષોમાં, યુરિપીડિસનાં નાટકોમાં, કાલિદાસનાં અભિજ્ઞાન શાકુંતલ ને મેઘદૂતમાં, ભાગવતકારના ગોપીગીતમાં, ડાન્ટેની ડિવાઇન કૉમેડી ને શેક્સપિયરના ઑથેલોમાં, તુલસીદાસના રામચરિતમાનસના કેટલાક મણકાઓમાં, ગૉઇથેના ફ્રાઉસ્ટમાં ને શેલીના એપિપ્સાઇકીડિયોનમાં આ જ પરમ તત્ત્વ નીતરે છે.

સાહિત્યનું આ તત્ત્વ અભ્યાસે મેળવાય એવું નથી. એ તો વ્યક્તિઓની વિશિષ્ટતા છે. શુદ્ધ સાહિત્ય સામુદાયિક પેદાશનું પરિણામ નથી; એ સાહિત્યની પેદાશ ને કટ્ટર પ્રચારકો અને સર્વસત્તાધિકારીઓનાં આદેશોથી અસ્પૃષ્ટ છે. એ તો કોઇ સુભગ સાહિત્યસ્વામીની કલ્લોલતી કલ્પનાશક્તિની લહાણ છે. એ કલ્પનાશક્તિના સ્વયંભૂ સર્જનાત્મક તલસાટમાં એ લહાણનું મૂલ છે. સાહિત્યસ્વામી સર્જે છે, સર્જનના અણુદબ ઉલ્લાસમાં. સર્જન એ જ સર્જનનો હેતુ ને નિયમ બને છે; તે લૉરેન્સના શબ્દોમાં ઉચ્ચારે છે.

‘હું તે હું જ;

મારો આત્મા અંધકારમય વન છે.

મારું ચિત્ત – જેટલું હું જાણું છું તેટલું – આ વનમાં એક નાનકડું ખુલ્લું સ્થાન છે;

દેવો – અપરિચિત દેવો – વનમાંથી એ ખુલ્લા સ્થાનમાં આવે છે ને પાછા જાય છે;

એમને આવવા દેવાની ને જવા દેવાની મારામાં હિંમત હોવી જોઇએ;

હું મનુષ્યજાતિને મારા પર કોઈ જાતનું આવરણ નહીં મૂકવા દઉં, પણ મારા ચિત્તમાં આવતા દેવોને, બીજાં સ્ત્રીપુરુષોનાં ચિત્તમાં આવતા દેવોને હું સદાય સત્કારીશ ને તેને શરણે જઈશ[૧].'

સાહિત્યની સરસતા આ કલ્પનાવિલાસી કવિના 'દેવો'નું તેજ છે, અને આ 'દેવો'ના તેજનાં દર્શન કવિએ કરાવ્યાં હોય તેને સત્કારવાની શક્તિ એ એક પ્રકારની દીક્ષા છે; અને તે સાહિત્યસ્વામીઓને ચરણે દીનભાવે બેસવાથી જ આવે છે. એની કદર વિરલ રસિક જ કરી શકે. સામાન્યો કદર ન કરી શકે તેથી શિષ્ટતાની મહત્તા ઘટતી નથી.

---

૧. That I am I.

That my soul is a dark forest.

That my known self will never be more than a little clearing in the forest.

That gods, strange gods, come forth from the forest into the clearing of my known self and then go back.

That I must have the courage to let them come and go.

That I will never let mankind put anything over me, but that I will try always to recognise and submit to the gods in me and the gods in other men and women.

—*Studies in Classical American Literature*.

આ તત્ત્વ એક દેશ કે એક યુગની મિલકત નથી. જ્યાં માનવહૃદય ધબકે છે ત્યાં આ તત્ત્વ સર્જવાની અને અનુભવવાની શક્તિ છે. દેશભેદ, ધર્મભેદ, રંગદ્વેષથી વિચ્છિન્ન, દારુણ વિનાશકતાના મદમાં રાક્ષસી બનેલા આજના યુગમાં જો કોઈ એક તત્ત્વ માનવમાનવમાં એકતાની પ્રતીતિ કરાવી રહ્યું હોય તો તે સરસતાનું સર્જન ને અનુભવ છે. સાહિત્યની સૃષ્ટિમાં રંગ, દેશ કે ધર્મના ખંડો નથી; અને નથી એમાં જહાંગીરીનો ગર્વ કે શૃંખલાબદ્ધોની પરાધીનતા. સાહિત્યમાં દેખાતી માનવહૃદયની એકતા, વસુધાને કુટુંબ કરી દેતી, આપણી આંખ આગળ તરે છે; અને આ તેજોબિંદુના દોર્યા આપણે આ ભયંકર જમાનામાં બાથોડિયાં મારીએ છીએ—એવી જ આશાએ કે આ અપૂર્વતાની સેવામાં જે માનવજાતિનાં હૃદયો એક છે તે કોઈ દિવસ સામાજિક, રાજકીય ને સાંસ્કારિક ઐક્ય સિદ્ધ કરશે.

ગુજરાતી સાહિત્યમાં આ સરસતાનો સત્કાર ને સર્જન વધે એ મારી વર્ષોની જપમાલ છે; અને એ શુભેચ્છા સિવાય બીજું આપવાની મારી તાકાત નથી. અને એ શુભેચ્છા કોઈ કાળે મૂર્તિમાન થશે ત્યારે એવા સાહિત્યસ્વામીઓ ગુજરાતમાં પાકશે કે જે ભારવહેતા દુઃખી ને પરાધીનોને પોતાનાં ચક્ષુ દ્વારા જગતની નવવસંતનાં દર્શન કરાવશે.

★

## ગુજરાત અને તેનું સાહિત્ય

●

૧૯૩૭

●

સત્કારમંડલના અધ્યક્ષ, સન્નારીઓ ને સદ્‌ગૃહસ્થો,

આજે આ સ્થાન સ્વીકારતાં હું સંકોચ અનુભવું છું. આ તો સાક્ષરશ્રી ગોવર્ધનરામથી માંડી મહાત્મા ગાંધીજી સુધીના ગુજરાતી સાહિત્ય અને જીવનના ચક્રવર્તીઓનું સ્થાન છે, એટલે અહીં બેસતાં હું આજે અણુઅનુભવ્યો ક્ષોભ અનુભવું છું—મને મારી અશક્તિઓનું તીવ્ર ભાન થાય છે; પણ જે સ્નેહ અને વિશ્વાસથી તમે મને સર્વાનુમતે આ સ્થાન સારુ પસંદ કર્યો, તે જ માત્ર મારામાં આત્મશ્રદ્ધાનો સંચાર કરાવે છે અને તેના વડે જ તમે મને સોંપેલા વિકટ અધિકારને ન્યાય આપી શકવાની કંઈક આશા હું સેવું છું. અને હું તેને યોગ્ય નીવડું એ સિવાય

---

× કરાંચી મુકામે મળેલા ગુજરાતી સાહિત્ય પરિષદ્ સંમેલનના તેરમા અધિવેશન પ્રસંગે પ્રમુખસ્થાનેથી આપેલું વ્યાખ્યાન.

મારા અંતરની બીજી ઇચ્છા નથી.

છેલ્લાં પંદરેક વર્ષથી હું સાહિત્ય પરિષદ સાથે સંકળાયેલો રહ્યો છું. ઈ. સ. ૧૯૨૨ થી સ્વ. સર રમણભાઈ, સ્વ. મટુભાઈ કાંટાવાળા અને ભાઇ હીરાલાલ પારેખના કહેવાથી મેં એમાં રસ લીધો છે અને લેવડાવ્યો છે. પણ મારી સેવાનું ક્ષેત્ર સારી રીતે બદલાયેલું હોઇ, ગયા જુલાઈમાં જ એ ભાર અન્યને સોંપવા મેં પરિષદનું ઉપપ્રમુખપદ છોડયું. પણ તમને, કરાંચીના ગુજરાતીઓને, જાણે એ ન રુચ્યું, અને આજે બે વર્ષને માટે તમે મને એની સાથે ફરી બાંધી દીધો છે.

કરાંચી મહાગુજરાતનું ગર્વભર્યું કેન્દ્ર છે. અહીં ગુજરાતના સીમાડાની બહાર વસ્યા છતાં તમારા હૃદયમાં ગુજરાત માટે માન છે, તેના સાહિત્ય માટે આદર છે, તેની વિશિષ્ટતા માટે પ્રેમ અને ગૌરવ છે. અહીં રહ્યાંરહ્યાં પણ તમારી નજર ગિરિરાજ ગિરનાર પર, સાબરમતીના પુણ્યતટ પર, ભૃગુકચ્છના ભૂત ગૌરવ પર, નષ્ટ અણહિલવાડની અદ્ભુતરંગી મહત્તા પર, મુંબઈની વર્તમાન ભવ્યતા પર ઠરે છે; અને તમારા હૈયામાં પ્રચંડ ધ્વનિ ઊઠે છેઃ 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત!' અને એ દૃષ્ટિથી અને આ ધ્વનિના ગુંજનથી પ્રમુખ શોધતાં ગુજરાતની અસ્મિતાના નશામાં તમને એ શબ્દોનો યોજક તો નથી જડી ગયો ને? એ કે ગમે

તે કારણ હોય, પણ મને દીધેલા આ અધિકાર માટે હું તમારો સૌનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

બારમા સાહિત્ય પરિષદ સંમેલન પછી થયેલા સ્વ. નરસિંહરાવભાઇના અવસાનની હું સખેદ નોંધ લઉં છું. નાટક ને નવલકથા સિવાયનાં ઘણાંખરાં સાહિત્યના ક્ષેત્રોમાં લગભગ પચાસ વર્ષ સુધી એમની હાક વાગતી હતી. ઘણા વિષયોમાં એમનો નિર્ણય અંતિમ ગણાતો. શુદ્ધિ અને સત્યશોધનથી પ્રેરાયેલી આ ભીષ્મપિતામહની આણથી સાહિત્યકારો ને સાહિત્યરસિકો બંને ધ્રૂજતા. ઘણી વાર તો જાણે અચલ ધ્રુવ હોય એમ એ આપણા સાહિત્યવ્યોમમાં શોભતા. આજે એ ખર્યા, અને આપણું આભ સૂનું ને નિસ્તેજ લાગે છે. તમારા બધાના તરફથી, અને મારા પોતાના – એમનો ને મારો સંબંધ તો નિકટનો હતો – તરફથી હું એમને સ્મરણાંજલિ આપું છું.

આજે તેત્રીસ વર્ષે પહેલી જ વાર સાહિત્ય સંમેલન મહાગુજરાતમાં ભરાય છે. જ્યારે પરિષદે અહીં સંમેલન ભરવાનો સંકલ્પ કર્યો ત્યારે એણે ગુજરાતની સીમાઓને વિસ્તૃત કરી નાખી અને હું આશા રાખું છું કે ભવિષ્યમાં વખત મળે ત્યારે પરિષદ મહાગુજરાતનાં મોટાં મથકોમાં જરૂર સંમેલન ભરશે.

ગુજરાતીઓને સદાય મહાગુજરાત રચતાં આવડ્યું છે. ઇતિહાસકાળની ઉષામાં પણ ગુજરાતીઓએ મિસર ને સિંહલ, જાવા ને ચીન

ખેડચાની કથા કોણે નથી સાંભળી ? મધ્યકાલમાં ચોર્યાશી બંદર પર વાવટો ફરકાવતા ગુજરાતીની કીર્તિ પણ કોણે નથી સાંભળી ? અને આજે ગુજરાતી કયાં કયાં નથી ? કરાંચી ને કલકત્તા, દિલ્હી અને મદ્રાસનો ગુજરાતીસમૂહ એ તો હિંદી મહાગુજરાતનાં ચોદિશનાં સીમાચિહ્નો છે; પણ ગુજરાતીઓ કયાં નથી ? ટોકિયોમાં કયાં નથી ? પેરીસમાં કયાં નથી ? ન્યુયૉર્કમાં કયાં નથી ? ત્યાં બધે પાદેપાદ રસાળ ગુર્જરગિરા બોલાય છે, ત્યાં ગરબે રમવાને ગુર્જર ગોરીઓ નીસરે છે, ત્યાં બધે જ ગુજરાતીઓ વસે છે – પૈસાની શોધમાં અને જીવનના શોખમાં મશગૂલ; પોતાની 'નાની શી નાર ને નાકે રે મોતી'ને લડાવતા ને ધર્મને કાજે અર્થ વહેવડાવવામાં તત્પર. તેમને માટે તેલંગણના કવિ વેંકટધ્વરિને સત્તરમી સદીમાં જે કહેલું તે આજે હું પણ કહી શકું તેમ છું:

"આ ગુર્જર દેશ જો, ને આંખ ઠાર. સર્વ સંપત્તિથી ભરપૂર આ તો જાણે સ્વર્ગલોક. કપૂર અને મીઠી સોપારીથી મઘમઘતાં પાનથી એના યુવાનોનાં મુખ શોભે છે. વિવિધ દિવ્યાંબરો તે ધારે છે ને પ્રશંસાને પાત્ર બને છે. ચમકતાં રત્નોનાં આભૂષણ તે પહેરે છે. ચંદનથી તેમનાં શરીરો મઘમઘે છે, અને તે રતિસમી યુવતીઓ સાથે મહાલે છે.

અને અહીંયાંની સ્ત્રીઓનું સૌન્દર્ય પણ અનુપમ

છે. તપ્ત સુવર્ણનો એમનો રંગ છે; લાલ ને મૃદુ એમના ઓઠ છે; નવપ્રવાલસમા એમના હાથ છે; એમની વાણી અમૃતસમી મીઠી છે; એમનું મુખ છે કમલસમ, ને આંખોમાં છે નીલકમલનાં તેજો. ગુર્જર યુવતીઓની મોહનીથી યુવાનો મુગ્ધ બને એમાં શી નવાઈ ?

વળી આ લોકો દેશેદેશ ભમે છે, ત્યાંનાં કૌતુકો જુએ છે, અને અમિત દ્રવ્ય મેળવે છે. ત્યાંથી તે પાછા આવે છે, અને લાંબા વખતથી વિરહોત્કંઠ એવી એમની સતીઓને પાછા મળે છે. આ પ્રમાણે આ ધન્ય લોકો સર્વ સંપત્તિથી સમૃદ્ધ કયું સુખ નથી ભોગવતા ?"×

---

× स एष सर्वसंपदामास्पदतया त्रिदशालयस्यादेश इव गुर्ज्जरदेशश्चक्षुषोः सुखाकरोति ।

अत्र हि—

सकर्पूरस्वादुक्रमुकनववीटीरसलसन्—
मुखाः सर्वश्लाघापदविविधदिव्यांबरधराः ।
कमद्रत्नाकल्पा घुमघुमितदेहाश्च घुसृणै-
र्युवानो मोदन्ते युवतिभिरमी तुल्यरतिभिः ॥

अत्र वधूनामप्यन्यादृशं सौंदर्यम् ।

तप्तस्वर्णसवर्णमंगकमिदं ताम्रो मृदुश्चाधरः
प्राणिप्राप्तनवप्रवालसरणी वाणी सुधाधोरणी ।
वक्त्रं वारिजमित्रमुत्पलदलश्रीसूचने लोचने
के वा गुर्जरसुभ्रुवामवयवा यूनां न मोहावहाः ॥

૨

આ જુદે જુદે સ્થળે વસતા ગુજરાતીઓ આજે શાથી એક બને છે? એમને શું એક બનાવે છે? ગુજરાતીપણું—ગુજરાતીતા—ગુજરાતની અસ્મિતા એટલે શું? એ વધે છે કે ઘટે છે? વધે છે તો કેટલી ને કેવીક વધે છે?

આ અસ્મિતા શબ્દ ૧૯૧૩–૧૪ માં હું 'યોગસૂત્ર'માંથી આપણા ઉપયોગમાં ખેંચી લાવ્યો*, ત્યારથી હું તેના પર વિચાર કરું છું, અને તેને પોષે એવી સામગ્રી એકઠી કરું છું. અમે જન્મે ગુજરાતી છીએ, અમે ગુજરાતી બોલીએ છીએ, અમારા સંસ્કાર ગુજરાતી છે એમ કહ્યે આપણામાં ગુજરાતી અસ્મિતા આવતી નથી. અસ્મિતા જે મનોદશા સૂચવે છે તેનાં બે અંગ છે: 'હું છુ' અને 'હું હું જ

देशे देशे किमपि कुतुकादद्भुतं लोकमानाः
संपाद्यैव द्रविणममितं सद्य भूयोऽप्यवाप्य ।
संयुज्यन्ते सुचिरविरहोत्कंठिताभिः सतीभिः
सौख्यं धन्याः किमपि दधते सर्वसंपत्समृद्धाः ॥

* આ વિષે શ્રી. હીરાલાલ પારેખ 'અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન', ખંડ ૩ માં જણાવે છે કે "કવિવર ન્હાનાલાલ લખે છે કે 'ગુજરાતની અસ્મિતા એ શબ્દપ્રયોગ શ્રી. મુનશીજીનો; પણ એ ભાવ શ્રી. મુનશીજીએ રણજિતરામમાં સાક્ષાત મૂર્તિવન્ત નીરખેલો, ને ત્યાંથી લીધેલો.' પણ અમારા ધારવા પ્રમાણે એ શબ્દ પ્રથમ રણજિતરામે યોજેલો." શ્રી. હીરાલાલની આ ધારણામાં ભૂલ છે.

રહેવા માગું છું', એમાં એક વ્યક્તિત્વની સુરેખ કલ્પના અને એ વ્યક્તિત્વને હસ્તીમાં રાખવાનો સંકલ્પ બન્ને રહ્યાં છે. જ્યારે આપણે 'ગુજરાતની અસ્મિતા' શબ્દો ઉચ્ચારીએ છીએ ત્યારે કયા અને કેવા ગુજરાતની કલ્પના સેવીએ છીએ? ને કયા ગુજરાતને હસ્તીમાં આણવાનો સંકલ્પ કરીએ છીએ?

એક સમય એવો હતો કે જોધપુરની આસપાસની ભૂમિ ગુજરાત—ગુજરત્રા ભૂમિ કહેવાતી, અને અમદાવાદ ગુજરાતની બહાર ગણાતું. એક વાર સાબરમતીની ઉત્તરે ગુજરાત ગણાતું. પણ આજે તો એ દક્ષિણે મુંબઈ સુધી વિસ્તરે છે. એક વાર શ્રીમાલ, ઝાલોર, વાંસવાડા ને નંદરબાર ગુજરાતનાં મથકો હતાં; આજે તે ગુજરાતની ભૂગોળની બહાર છે. આજે ઉત્તર થાણા અને પશ્ચિમ ખાનદેશમાં ગુજરાતીઓ વસે છે; છતાં તેને કોઇ ગુજરાત ગણતું નથી. આશ્ચર્યની વાત એ છે કે કાઠિયાવાડ અને કચ્છનેય ગુજરાત બહાર ગણાવનારા કેટલાક છે. કરાંચી ને કલકત્તામાં હજારો ગુજરાતીઓ વસે છે અને તોય તે ગુજરાતમાં છે, એમ માનવા મથે છે. એટલે સ્થળની મર્યાદાથી ગુજરાતની સીમાઓ બાંધવી એ અયોગ્ય છે. હું તો માનું છું અને કહું છું કે 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત' એ ગુર્જર રાષ્ટ્રકવિની કેવળ કલ્પના નથી, પણ વાસ્તવિક અને વ્યાવહારિક સત્ય છે.

પરંતુ 'જ્યાં જ્યાં ગુજરાતી બોલાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત' કહેવામાં કદાચ વાસ્તવિક સત્ય નથી. મહારાષ્ટ્ર અને કર્ણાટકમાં સદીઓ થયાં વસતા 'ગુજરાથી'ઓ ગુજરાતી નથી બોલતાં. ઝાલોર ને વાંસવાડા, ઇડર અને શ્રીમાલમાં આજે મારવાડી વધારે બોલાય છે, છતાં એમાં વસનારાં ગુજરાતીઓ નથી એમ કોણ કહેશે? કેમ કહેવાશે? ગુજરાતીનું પ્રાધાન્ય એ ગુજરાતનું મુખ્ય લક્ષણ મનાય; પણ એ પ્રાધાન્ય ન હોય ત્યાં ગુજરાત નથી એમ કેમ કહેવાય? ત્યારે પ્રશ્ન થાય છે કે ગુજરાત એટલે શું? ત્રીસ વર્ષના મનન પછી હું એની વ્યાખ્યા આપું. એની રાજકીય કે ધાર્મિક એકતામાં એનું મૂળ નથી; એનું મૂળ હિંદી સંસ્કારને લાક્ષણિક રીતે જીવનમાં ઉતારવાની કલામાં છે.

પણ ગુજરાતને સીમાડા નથી. ગુજરાત એક જીવંત અને જાગ્રત વ્યક્તિ છે—જે પોતાને એક કલ્પવામાં, પોતાનું અસ્તિત્વ એક દૃઢ સંકલ્પદ્વારા સરજવામાં જીવનસાફલ્ય સમજે છે. એ ગુજરાતીઓનું બન્યું છે ખરું: પણ એ માત્ર માનવીઓનો સમૂહ નથી. જ્યાં ગુજરાતીઓ 'ગુજરાત' છે ને રહેશે એવી નિર્ણયાત્મક કલ્પના સેવી એકઠા મળે છે ત્યાં ગુજરાતની હસ્તી છે જ. ગુજરાત વિસ્તરે છે જ્યાં ગુજરાતીઓ પોતાની ઇચ્છાશક્તિ અને સંકલ્પબળથી એને સરજે છે ત્યાં. ગુજરાત તો એક ભાવનાધટી

પણ જીવંત સાંસ્કારિક વ્યક્તિ છે. ગુજરાતના વ્યક્તિત્વના ભાનથી પ્રેરાઈ એનું વ્યક્તિત્વ સિદ્ધ કરવાનો જેણે સક્રિય સંકલ્પ કર્યો હોય તેનામાં જ ગુજરાતની અસ્મિતા હોય.

આ વ્યક્તિત્વના ઘડતરમાં પર્વત ને નદીઓનું સ્થાન ગૌણ છે. મુખ્ય સ્થાન તો જે મહાપુરુષોએ ગુજરાતની આ ભાવના સરજાવી છે તેમનું છે. તેમનાં પરાક્રમો અથવા સાહિત્યકૃતિઓ ગુજરાતીઓની કલ્પના અને ઇચ્છાને કેન્દ્રસ્થ કરે છે. તે ઇતિહાસ કે સિદ્ધાન્ત રચી જાય છે, ઉત્સાહ અને આનંદ પ્રેરે છે, ગૌરવકથાઓનાં મંડાણ માંડે છે અને ગુજરાતનું સૂક્ષ્મ શરીર બાંધી જાય છે.

૩

ઇતિહાસના પ્રવાહમાં આવા મહાપુરુષોમાં પ્રથમ સિદ્ધરાજ જયસિંહ. એણે સામ્રાજ્ય સ્થાપ્યું, પાટણને વિદ્યાનું કેન્દ્ર બનાવ્યું, પોતાની કીર્તિગાથાથી લોકસાહિત્યને સમૃદ્ધ કર્યું. ગુજરાત એક છે, મહાન છે, વંદનીય છે એ ભાવના ઉપજાવવાની સામગ્રીઓ એણે સરજી. પણ જો કોઈએ ગુજરાતને સસંકલ્પ જીવંત વ્યક્તિ તરીકે કલ્પવાનો પહેલો પ્રયત્ન કર્યો હોય તો તે ધંધુકાના મોઢ વાણિયાએ, ગુજરાતના સાહિત્યસ્વામીઓના શિરોમણિએ, કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રસૂરિએ. એનું 'કુમારપાલચરિત્ર' પાટણની

મહત્તાની ભાવનામાંથી ગુજરાતની અસ્મિતા પ્રગટાવવાનો પહેલો પ્રયત્ન. આ જ્યોતિર્ધરના તેજથી વસ્તુપાલ તેજપાલના કાળમાં અનેક કવિઓએ પોતાની કૃતિઓને ઉજ્જવળ કરી.

આજે આપે અવસર આપ્યો છે તો કહેવાની તક લઉં છું કે કોઈક દિવસ આ વિદ્યાનિધિનાં સ્મરણો સતેજ રાખતી પ્રવૃત્તિ સાહિત્ય પરિષદ આદરશે અને પાર ઉતારશે ત્યારે જ તે ઋણમુક્ત કહેવાશે.

પણ પછી પાટણ પડ્યું અને ગુજરાતની ભાવના ઘડીભર નષ્ટ થઈ ગઈ. પરહસ્તે ગયેલું ગુજરાત, વીખરાઇ ગયેલી એની વિદ્વત્તા, થરથર કાંપતો એનો જનસમૂહ જેમ તેમ જીવન વિતાડવા લાગ્યાં. છતાં સારે નસીબે માણભટ્ટોએ ગુજરાતી ભાષાને જીવતી રાખી અને સમૃદ્ધ છતાં સત્તરમા સૈકાના મધ્યકાલ સુધી એમની કૃતિઓમાં ગુજરાતી અસ્મિતા દેખા દેતી નથી.

આશરે ૧૬૪૫માં 'હારમાળા' રચાય છે, સાહિત્યરસિકો 'મહેતાજી' તરફ આકર્ષાય છે, એમના જીવન અને કવનના પરિચયમાં આવવા પ્રયત્ન કરે છે, અને પરિણામે એમના જીવનના કેટલાક પ્રસંગો વિશે સાહિત્ય સરજવા માંડે છે. આ બધામાં મુખ્ય કવિ પ્રેમાનંદ. એમણે મહેતાજીની જીવનગાથા ગાઈ; એમની 'હારમાળા', 'હુંડી', 'શ્રાદ્ધ' ને 'મામેરું' વડે ગુજરાતીઓની કલ્પના જૂનાગઢના ભક્તશિરોમણી

પર એકાગ્ર બની, હળી અને અણુજાણી એ કલ્પના-મૂર્તિની આસપાસ ગુજરાતની અસ્મિતાનો આછો આભાસ નીરખવા લાગી.

વળી પાછી ભરતી પછીની ઓટ આવી. ફરીથી દોઢસો વર્ષોનું આવરણ છવાયું—જ્યાં સુધી નર્મદ આવ્યો ત્યાં સુધી. ઓગણીસમી સદીના મધ્યમાં જ્યારે કેળવણીની કેવળ શરૂઆત હતી અને રાષ્ટ્રીયતા તો જન્મીયે નહોતી ત્યારે આ ઉત્સાહઘેલા, અધીરા, યૌવનભર્યા વીરે ગુજરાતી સાહિત્યનું મંથન કર્યું ને નવરત્નો કાઢયાં. એણે ઇતિહાસ ખંખોળ્યો ને ગુર્જરવીરોની કથાઓ એકઠી કરી, એણે જીવન સંશોધ્યું અને ગુજરાતનાં સામાજિક લક્ષણોની ચર્ચા કરી. એની જ્વલંત કલ્પનાથી ગુજરાત ઊભું થયું—ભૌગોલિક નહીં, પણ ભૂત મહત્તા અને વર્તમાન વિશિષ્ટતાથી સમૃદ્ધ ચેતનવંત વ્યક્તિ. અને જીવનભર સેવેલી અસ્મિતાને એણે શબ્દોમાં ઉચ્ચારીઃ

"જય જય ગરવી ગુજરાત !"

નર્મદ પ્રત્યેનાં અનેક ઋણોમાં આ ઋણ પણ નાનુંસૂનું નથી. ઉચ્ચારતાં હૈયું થનગન થાય એવા આ ચાર શબ્દો ગુજરાતી અસ્મિતાને પ્રાણસમા પ્રિય અને પ્રેરક છે.

નર્મદ અને એના સમકાલીનોના પ્રયાસોથી આ અસ્મિતા સાહિત્યમાં અમર સ્થાન પામી. ગુજરાતી સાહિત્યની સમૃદ્ધિ અને વિસ્તાર વધતાં કેળવાયેલા

ગુજરાતીઓ બે પાંચ સાહિત્યકારો પ્રતિ એકાગ્ર દૃષ્ટિ રાખતાં શીખ્યાં. જનતા આગળ 'સધરા જેસંગ' ને 'વનરાજ ચાવડા'ની કથાઓ દ્વારા ભૂત મહત્તા સજીવન કરવાના પ્રયત્ન શરૂ થયા. ગુજરાત—એક, અવિભાજ્ય, અભેદ્ય અને અજરામર—જીવંત વ્યક્તિરૂપે કલ્પનામાં ને ભાવનામાં સરજાવા લાગ્યું.

આ ભાવનાના ઘડતરમાં કાળે કરીને બીજાં પણ કેટલાંક તત્ત્વોએ સારો ભાગ ભજવ્યો છે.

નર્મદ પછી તો ઘણા ગુજરાતીઓએ આ ભાવના સાહિત્ય દ્વારા વ્યક્ત કરી છે. 'ગુણવંતી ગુજરાત',[1] 'ધન્ય હો ધન્ય જ પુણ્યપ્રદેશ, અમારો ગુણિયલ ગુર્જર દેશ',[2] 'જય ગાઓ, જય ગાઓ, ગુર્જર ગિરાનો જય ગાઓ',[3] 'ગુજરાત મોરી મોરી રે'.[4] આમ આ ભાવના પૂરેપૂરી પોષાઈ છે. નવલકથાકારોએ સરજેલાં ગુજરાતી વીરોના કાલ્પનિક વ્યક્તિત્વે એને આશ્રયસ્થાન પૂરું પાડયું છે. સાહિત્ય ને સંસ્કારના સંશોધનથી સમૃદ્ધિ પ્રાપ્ત થઈ છે. સામુદાયિક પ્રવૃત્તિઓમાં સાથે કામ કરતા કેટલાય ગુજરાતીઓએ અસ્મિતાનો સાક્ષાત્કાર કેળવ્યો છે. આ અસ્મિતાની અજબ ભાવનાને પોષવા સ્વ. રણજિતરામ આ પરિષદની સંસ્થા સ્થાપી ગયા છે. ગુજરાતીઓ ગુજરાત સરજે એ એમના જીવનની મહત્ત્વાકાંક્ષા હતી.

---

૧. ખબરદાર. ૨. ન્હાનાલાલ. ૩. મનહરરામ. ૪. ઉમાશંકર.

૪

પણ આવી ભાવના જો પ્રાંતીયતાની સિદ્ધિ સારુ સેવાય તો તે જરૂર સંકુચિત બને, અને રાષ્ટ્રવિધાનની આડે આવે. હિંદ જેવા વિશાળ દેશમાં જ્યાં સામાજિક અને ધાર્મિક ભેદોના ઢગલા પડ્યા હોય ત્યાં પ્રાંતિક પ્રેમની નિસરણી દ્વારા જ રાષ્ટ્રીયતાની સિદ્ધિને પહોંચાય—જો આ ભાવો પરસ્પર વિરોધી ન હોય તો.

હિંદથી અલગ ગુજરાતનું અસ્તિત્વ ન હોવું જોઈએ, ન હોઈ શકે. એ મહારાષ્ટ્ર સાથે, સિંધ સાથે, મારવાડ ને રજપૂતાના સાથે નિકટ સંબંધે સંકળાયેલું છે. રાષ્ટ્રીયતા જે વર્તમાન પર શાસન કરે છે તે તો ચિરંકાલ ચાલવાની, અને બધી પ્રાંતિક વિશિષ્ટતા હિંદની અખંડ એકતામાં ભળી જાય તો જ જીવનસાફલ્ય પ્રાપ્ત કરશે.

અને ગુજરાતી અસ્મિતાએ આ સાફલ્ય પ્રાપ્ત કર્યું છે, તે ગાંધીજીને પ્રતાપે. આ વૈષ્ણવજન, રાષ્ટ્રવિધાયક દિવ્યદર્શી મહર્ષિએ રાષ્ટ્રસેવાને ગુજરાતીઓનો ધર્મ બનાવી તેમને વ્યવસ્થિત અહિંસાત્મક રાષ્ટ્રીય વિગ્રહની શક્તિનો અને કીર્તિનો ઓપ આપ્યો છે. રાષ્ટ્રીયતાને ગુજરાતી અસ્મિતાનું લક્ષણ બનાવી જે વિરોધી ભાવનાઓ થાત તેનું સમીકરણ કર્યું છે. એમનું પ્રચંડ વ્યક્તિત્વ, એમનું રાષ્ટ્રવિધાન, એમનાં દિગંતગામી પરાક્રમો અને એમની સંજીવની પ્રેરણાથી ગુજરાતીઓને રાષ્ટ્રીય

ઇચ્છાશક્તિના અંગભૂત થવું સરળ થઇ પડયું છે. ગુજરાતનો અસ્મિતા આમ રાષ્ટ્રીય આત્મસિદ્ધિનું પગથિયું બની રહે છે.

પોતાની ભાષા ને સાહિત્ય, પોતાના સંસ્કાર ને જીવનને અસ્મિતા વડે સજીવન કરતો ગુજરાતી, રાષ્ટ્રધર્મનો સાક્ષાત્કાર કરે છે. એ સંકલ્પ વડે 'ગુજરાત'ને જીવંત કરે છે, રાષ્ટ્રમાં એને તદ્દાકાર કરી દેવા માટે—જેમ યોગી સમાધિ આદરે છે, પોતાના આત્માને પરબ્રહ્મમય બનાવી દેવા માટે, તેમ.

૫

આ અસ્મિતા સાહિત્યને કેમ પ્રેરે છે તે તપાસતાં પહેલાં, ફરીથી, એ કેવી રીતે વ્યક્ત થાય છે તે તપાસીએ.

૧ ગુજરાતીઓની ભાષા ને સાહિત્ય, સંસ્કાર, પરાક્રમ ને પ્રવૃત્તિનો આપણે વિચાર કરીએ છીએ.

૨ આપણી જ કલ્પનાવડે સમસ્ત ગુજરાતીઓના બન્યા 'ગુજરાત'ને આપણા મન આગળ રાખતાં શીખીએ છીએ.

૩ ગુજરાતને હિંદી રાષ્ટ્રના એક અવિયોજ્ય અંગ તરીકે કલ્પીએ છીએ.

૪ આપણી સામુદાયિક એકતા જેમાં મૂર્તિમાન થઇ છે એવી 'ગુજરાત'ની ભાવના પર એકાગ્ર ચિત્તે ધ્યાન કરતાં આપણા આચાર, વિચાર ને સંકલ્પ આ ભાવનાથી જ પ્રેરાય છે.

•

૫ પરિણામે આ ભાવના સેવતા ને સમૃદ્ધ કરતા ગુજરાતીઓનો સંઘ મોટો થતો જાય છે.

૬ એવું સાહિત્ય પ્રગટે છે કે જેથી આ ભાવના પ્રસરે, એ સક્રિય સંકલ્પમાં પરિવર્તન પામે, અને એ ભાવનાથી પ્રેરાયેલા ગુજરાતીઓની ઇચ્છાશક્તિઓ એક જ જાળીના વણાટમાં ગુંથાઈ જાય.

૭ એ ભાવનાની સિદ્ધિ અર્થે સેવેલી સંકલ્પજન્ય સામુદાયિક પ્રવૃત્તિઓ શરૂ થાય છે કે જેથી એકતાનું સ્વરૂપ સ્પષ્ટ થાય છે.

૮ આ ભાવનાની જ્યોત કાયમ જળે અને ઇચ્છાશક્તિઓનું ગૂંથણ સરળ બની સમગ્ર ઇચ્છાશક્તિ 'કલેક્ટિવ વીલ'—પ્રભાવશાળી બને માટે સામુદાયિક યુયુત્સુતા કેળવાય છે, આદરેલો વિગ્રહ ભલે બળનો હોય કે જ્ઞાનનો, રસનો હોય કે નીતિનો; એમાં સમાઇ જતી કલ્પના, સંકલ્પ ને સિદ્ધિ દરેક માણુસ પોતાના વ્યક્તિત્વના બળ વડે જ પ્રાપ્ત કરી શકે છે.

'ગુજરાત' ને 'રાષ્ટ્ર'ની મહાવ્યક્તિ સરજવાની શક્તિમાં દરેક માણસની ઇચ્છાશક્તિનો હેતુપૂર્વક સ્વીકારાયેલો પ્રયત્ન રહ્યો છે. આ જ વસ્તુ આપણા પૂર્વજો વચ્ચેનો, તેમ જ આપણા જૂના સમુદાયો અને આજના સમુદાયો વચ્ચેનો મૂળભૂત ફેર બતાવે છે. આપણા પૂર્વજો અનિચ્છાએ સામુદાયિક ભાવનાના અંગ બની રહેતા; આપણે સંકલ્પપૂર્વક આપણને જોઈતી સામુદાયિક ભાવના સરજી શકીએ છીએ.

જૂના સમુદાયો સમયના પ્રવાહમાં પેઢીઘર કેળવેલા આચારવિચારથી અને વ્યક્તિગત સર્જકતાના અભાવથી ચાલ્યા કરતા. બ્રાહ્મણ જન્મે થવાય; બ્રાહ્મણને પોતાના સમૂહ માટે ગર્વ હોય; પણ બ્રાહ્મણત્વના ખોખામાં એ જન્મે, જીવે ને મરે અને પોતાના આચારવિચાર માટે તે પ્રાણ પણ આપે તો પણ તે વારસામાં મળેલાં બંધનોને બળે જ. બ્રાહ્મણ માત્રના બન્યા વિરાટપુરુષની કલ્પના તે સેવતો નથી, અને સ્વતંત્ર પ્રયત્ને તેને જીવંત સ્વરૂપ આપતો નથી.

આજના સમુદાયો સ્વતંત્ર વ્યક્તિઓની અંગત કલ્પનાદ્વારા સર્જાય છે, ને વ્યક્તિગત સંકલ્પ ને ઇચ્છાશક્તિને બળે જીવંત રહે છે.

'ગુજરાત' ને 'રાષ્ટ્ર' બંને વ્યક્તિગત કલ્પના, સંકલ્પ ને શક્તિઓનાં ગૂંથણથી પ્રગટે છે. એ બધાંનો પાયો ને આશ્રય વ્યક્તિ છે, સમૂહ નથી.

અવિચળ એવા આ સત્યને કોઈ ઝંખવી શકે એમ નથી. વ્યક્તિના વિકાસ વિના સૌંદર્ય નથી, સમૃદ્ધિ નથી, સામુદાયિક બળ નથી. જ્યાં એ વિકાસને અવકાશ નથી ત્યાં જીવન નથી, પણ મૃત્યુની નિશ્ચેતનતા જ પ્રસરે છે.

ગયા સૈકામાં પ્રચલિત વ્યક્તિવાદે માત્ર વ્યક્તિ પર ભાર મૂકયો ને વ્યક્તિત્વની ગૂંથણી ધ્યાનમાં ન રાખી. પરિણામે રાષ્ટ્રીય બળ ઘટ્યું, અને તેથી કેટલાક આજે કોઇ પણ પ્રકારે મેળવેલા સામુદાયિક

બળની પૂજા કરી રહ્યા છે. પણ જે સામુદાયિક બળ વ્યક્તિઓના અંગત સંકલ્પથી નથી રચાયું તે ગુલામોનાં જૂથના બળ જેટલું પાશવી છે ને તેટલું જ ટૂંકજીવી છે.

૬

વ્યક્તિત્વને સાહિત્ય ને કલા જોડે ગાઢ સંબંધ છે. બધું સરસ સાહિત્ય, ગમે તે કાળમાં કે સમુદાયમાં પ્રબળ ને સમૃદ્ધ વ્યક્તિત્વમાંથી જ ઝરે છે. જો નરસિંહ મહેતાનું વ્યક્તિત્વ ઘર છોડી, ગાંડા બની, ભગવાન ભજવામાં સાફલ્ય ન માનત; જો મધ્યકાલીન રજપૂતસંસારની શૃંખલાઓ ભેદી, સાધુડી બની, દ્વારિકા નાસી જવાનું મીરાંમાં વ્યક્તિત્વ ન હોત તો એમનાં મુખમાંથી, સદીઓ સુધી પ્રેરંતો ઊર્મિપ્રવાહ ક્યાંથી નીકળત ? જે કવિ સૃષ્ટિનું મધ્યબિંદુ પોતાના વ્યક્તિત્વ પર નથી ઠેરવી શકયો તેની કલ્પના સરસતાનું દર્શન નથી કરી શકતી; તેનામાં સર્જકતા હોય તો પણ તે હોય નિર્બલ ને રોગિષ્ઠ; તેની કલ્પના ચિરંજીવ સંતાન જન્માવી શકતી નથી. બધી સરસતા સમૃદ્ધ ને વિવિધરંગી વ્યક્તિત્વમાંથી જન્મે છે અને તેના વિકાસથી ખીલે છે.

તેવી જ રીતે સાહિત્યમાં સરસતાનું માપ પણ તેમાં પ્રતિબિમ્બિત થતા વ્યક્તિત્વ ઉપરથી નીકળે છે. આ વ્યક્તિત્વ બે રીતે દેખાય છેઃ અપરોક્ષ સ્વાનુભવકથનથી ને પરોક્ષ પાત્રાલેખનથી. મીરાંબાઈ ને દયારામ નફ્ફટકે ભજન ગાતાં સ્વાનુભવકથન

કરે છે ને વ્યક્તિત્વનું દર્શન કરાવે છે. નરસિંહ 'સુરતસંગ્રામ'માં રાધાનું પાત્ર ચીતરતાં તેને આછું આછું વ્યક્તિત્વ આપે છે. પણ આપણા જૂના સમુદાયમાં વ્યક્તિત્વ અક્ષમ્ય ગણાતું; તેથી તે સાહિત્યકારોનું જે વ્યક્તિત્વ તેમની કૃતિઓમાં દેખાય છે તે સહેતુક નથી. નરસિંહ મહેતા, મીરાંબાઈ ને દયારામે ઊભરાઈ જતા હૃદયોદ્ગારદ્વારા કંઇક વ્યક્તિત્વ દેખાડયું; પણ ભાલણનું કયાં? પ્રેમાનંદનું કયાં? અને પરોક્ષ પાત્રાલેખનમાં તો એ કયાંથી બતાવાય?

એટલે—

૧ જે સમુદાયમાં વ્યક્તિનો વિકાસ ન હોય ત્યાં સાહિત્યમાં વ્યક્તિત્વદર્શન બહુ જ થોડું હોય અને તે પણ નછૂટકાના ઊર્મિકથનરૂપે જ;

૨ તે સમુદાયમાં પરોક્ષ પાત્રાલેખનમાં જીવંત વ્યક્તિત્વ નહીં જેવું હોય છે. આ પરોક્ષ રીતે કરેલું પાત્રાલેખન કાં તો કોઈ ગુણના પ્રતીકરૂપે કરવામાં આવે છે કે સામાજિક આદર્શના બીબાંરૂપે;

૩ અને જે સમુદાયમાં વ્યક્તિત્વના વિકાસને અવકાશ હોય ત્યાં ઊર્મિકથનદ્વારા વ્યક્તિત્વ સહેલાઇથી દર્શાવાય છે અને પાત્રાલેખનમાં વ્યક્તિત્વનિરૂપણ સરસ થાય છે.

હું પરોક્ષ વ્યક્તિત્વનિરૂપણ પર આટલો ભાર મૂકું છું, કારણ તેમાં સાહિત્યકારની સર્જકતાની

કસોટી છે. આત્મોર્મિનું કથન એ તો પંખીના કિલકિલાટ જેવું નૈસર્ગિક ને પ્રયત્ન વિનાનું હોય છે. એનો ઊભરો તો બહાર પડે ત્યારે જ શમે. પરોક્ષ પાત્રાલેખનમાં લેખકની સર્જકતા સર્જનહારની શકિતનું પ્રતિબિમ્બ ઝીલે છે, અને શબ્દોદ્વારા જીવંત સૃષ્ટિ નજર આગળ સરજે છે અને આથી જ ઊર્મિકથન કરતાં નાટકસાહિત્યનું સ્વરૂપ વધારે સુંદર છે, જેમ સંગીત કરતાં શિલ્પ ને ચિત્રકલા છે તેમ. તેથી જ બધા મહાન કલાસ્વામીઓએ 'ઓબ્જેક્ટિવ ક્રીએશન'— પરોક્ષ સર્જનમાં કૃતકૃત્યતા માની છે.

જ્યારે આચાર કે બળથી સમુદાય બંધાયેલો હોય ત્યારે સાહિત્યમાં મનુષ્યનું દર્શન પ્રતીક કે બીબાંરૂપે થાય છે. જ્યારે વ્યક્તિત્વનો વિકાસ શરૂ થાય ત્યારે વ્યક્તિત્વનિરૂપણમાં વાસ્તવિકતા આવતી જાય છે અને ત્યારે પરોક્ષ સર્જનદ્વારા સાહિત્ય સરસતાની ઊંચી કક્ષા પર ચઢે છે.

આપણા સંસ્કૃત સાહિત્યમાં વ્યક્તિત્વનિરૂપણ ઘણે ભાગે બીબાંરૂપ છે. 'મહાભારત'માંના કેટલાક ભાગ અને 'મૃચ્છકટિક' જેવા અપવાદ છે ખરા, પણ તે થોડા જ. આથી નાટકો માત્ર નાટકરૂપી કવિતાઓ— 'ડ્રામેટિક પોએમ્સ' બને છે. વંશપરંપરાગત રચાયેલા સમુદાયનું આ પરિણામ છે.

ગ્રીસમાં પહેલેથી વ્યક્તિત્વના વિકાસ માટે સંપૂર્ણ અવકાશ હતો. મનુષ્ય મનુષ્યરૂપે માન પામતો,

માત્ર સમુદાયના અંગરૂપે નહીં. તેથી જ ત્યાં લોકશાસનનાં બી સૌથી પહેલાં નખાયાં; તેથી જ ગ્રીક સાહિત્ય ને કલાએ અદ્ભુત સમૃદ્ધિ પ્રાપ્ત કરી; ને સર્વ કલાના સત્ત્વરૂપ નાટકે પણ ત્યાં જ અપૂર્વતા પ્રાપ્ત કરી. ગ્રીક સાહિત્યકારોની કૃતિઓનું પરોક્ષ વ્યક્તિત્વનિરૂપણ આજે પણ નજર આગળ જીવંત નરનારીઓની સૃષ્ટિ ઊભી કરે છે.

ગુજરાતી સાહિત્યમાં પહેલેથી વ્યક્તિત્વવિકાસનો અભાવ જોવામાં આવે છે. હરિભદ્રની 'સમરાઇચ્ચાકહા' (ઇ. સ. ૭૫૦) ગુજરાતીએ લખેલી એક જૂનામાં જૂની વાર્તા છે. એમાં પાત્રો માત્ર ગુણનાં પ્રતીક છે. ગુણસેન રાજા સદ્ગુણનું સ્વરૂપ, અને અગ્નિશર્મા બ્રાહ્મણ નીચતા અને ક્રોધનું સ્વરૂપ: બેમાંથી એકેયને વ્યક્તિત્વ જ ન મળે. 'ઉપમિતિભવપ્રપંચકથા' (ઇ. સ. ૯૦૬)માં સદ્ગુણો ને દુર્ગુણો જ મનુષ્યનાં નામ નીચે વિહરે છે.

હેમચંદ્રાચાર્ય જેના અધિષ્ઠાતા હતા એવા યુગમાં—હેમયુગમાં ગુજરાતમાં અનેક કાવ્યો ને નાટકો લખાયાં, કલાએ અનેક સર્જનાત્મક પ્રયત્નો કર્યા; પણ પાત્રને વ્યક્તિત્વ આપવા તરફ નજર ન ગઇ તે ન જ ગઈ. એ નાટકો આજે રસથી વાંચવા અઘરાં થઈ પડે તેમાં કંઈ નવાઈ ? પૌરાણિક આખ્યાનોમાં, સામાજિક કથાઓમાં એક રાજા ને બીજા વચ્ચે, એક સ્ત્રી ને બીજી વચ્ચે, એક નગરશેઠ

ને બીજા વચ્ચે માત્ર નામનો જ ફેર. બધાં માત્ર 'ટાઈપ્સ'—નિશ્ચેતન બીબાં. 'સુરતસંગ્રામ'માં રાધા ને પ્રેમાનંદનાં કેટલાંક પાત્રો કવિની સર્જકતાના આવેશથી આછું આછું વ્યક્તિત્વ પામે છે, પણ તેમાં તેમને સૌંદર્યવિધાનનું મૂળ બનાવવાનો પ્રયત્ન નથી.

પણ નર્મદથી નવું વિશ્વ રચાતું થયું. ઊછળતો, ડહોળાયેલાં નીર ઉછાળતો આવ્યો વ્યકિતવાદ. માનવસૃષ્ટિનું મધ્યબિંદુ સમૂહ નહીં પણ વ્યકિત થઈ. પોતાના વિચારો, અનુભવો અને આચાર ઘડવાનો દરેકને અધિકાર હતો, એટલું જ નહિ, પણ તેને પોતાના જ રાખવા એ એનું પ્રથમ ને અનિવાર્ય કર્તવ્ય મનાયું. આ દૃષ્ટિથી ઉચ્છૃંખલતા આવી, સ્વચ્છંદ આવ્યો ને બેપરવાઈ આવી; સાથે સ્વાનુભવી સાહિત્ય પણ આવ્યું. પોતાના વ્યકિતત્વમાં આત્મશ્રદ્ધા જન્મી, કલા ને સાહિત્યમાં પ્રાણ આવ્યો; સાથે પોતાની કલ્પના ને સંકલ્પ વડે ગુજરાતનું સામુદાયિક વ્યક્તિત્વ ઘડવાની હિંમત પણ આવી. ગુજરાતીઓએ પોતાના ધર્મ ને સમાજનાં બંધનો શિથિલ કરી, પોતાની કલ્પનાના બળ વડે, બધા ગુજરાતીઓ જોડે કંઠી બાંધી, નવી એકતા સર્જવા માંડી. આમ વ્યકિતત્વ વંશપરંપરાગત સામુદાયિક બંધનોમાંથી છૂટું થવા માંડયું અને સ્વેચ્છાથી નવાં જીવંત બંધનો બાંધવા લાગ્યું.

સાહિત્યમાં આ દૃષ્ટિબિંદુએ નવું ચેતન આણ્યું.

પ્રતીકથી બીજું: બીબાંથી વ્યકિત; સામાન્ય અનુભવથી વિશિષ્ટ સ્વાનુભવ: એકધારા સાહિત્ય સ્વરૂપોને બદલે વ્યકિતગત સ્વરૂપાંતર; એકતાનતાને બદલે વૈવિધ્ય. આ થયો આપણા સાહિત્યવિકાસનો ક્રમ.

ગુજરાતમાં વ્યકિતત્વવિકાસને અવકાશ નહોતો. સાહિત્યકારની દૃષ્ટિએ વ્યકિતત્વની કિંમત ઘણી ઓછી હતી અને તેના સમૃદ્ધ નિરૂપણમાં રહેલી સરસતા પારખવાની શક્તિ ગુજરાતીઓમાં હતી નહીં. આ કારણોને લીધે અહીં સદીઓ થયાં નાટકનું નામ ને નિશાન ન હતાં. સ્વ. રણછોડભાઈ ઉદયરામે અર્વાચીન નાટકની પ્રણાલી આરંભી, પણ એનું મૂળ તત્ત્વ જ તેમની કલાદૃષ્ટિની બહાર રહી ગયું.

અર્વાચીન ગુજરાતી સાહિત્યની પહેલી બે જીવંત વ્યકિતઓ—નવવસંતનાં પહેલાં મઘમઘતાં કલ્પનાપુષ્પો તે સરસ્વતીચંદ્ર અને કુમુદ: સાક્ષરશ્રી ગોવર્ધનરામની નવલકથાના એ બે અમર સ્તંભો. એના પહેલા ભાગમાં એ હસતાં રડતાં, ઇચ્છા ને સિદ્ધાન્ત વચ્ચે ઝોલાં ખાતાં જીવતાં મનુષ્યો સમાં, આપણા નિકટ બાંધવો સમાં આપણા જીવનમાં વણાઇ જાય છે. એમનાં ટપકતાં અશ્રુઓ આપણને ભીંજવે છે, એમનાં પ્રેમ ને કર્તવ્યની જ્યોત આપણને હૂંફ આપે છે.

છેલ્લાં ત્રીસ વર્ષોમાં ગુજરાતમાં વ્યકિત

સામુદાયિક પરાધીનતામાંથી છૂટી થઈ, વિકાસનાં ક્ષેત્રો શોધતી ચાલી છે. ન્યાતોનાં બંધન શિથિલ થયાં. કુટુંબની ઘટના બદલાઈ ગઈ. લગ્નની ગ્રંથી પર ગુલામગીરીની મુદ્રા હતી તે લોપ પામી. સ્ત્રીઓના સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વીકાર થયો. પ્રેમે જનતાની કલ્પના મુગ્ધ કરી.

સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં પ્રેમની ભાવના વ્યક્તિસ્વાતંત્ર્ય પર રચાઈ છે. પોતે જાતે ન સ્વીકાર્યાં હોય એવાં સામુદાયિક બંધનોની એ વિઘાતક છે; કારણ કે એનો આખો ખ્યાલ ને કલ્પના વ્યક્તિગત છે. જીવનમાં અને સાહિત્યમાં એને સ્થાન મળ્યે મનુષ્ય મનુષ્ય તરીકે સ્થપાય છે. આ બધાં વ્યક્તિત્વવિકાસનાં સીમાચિહ્નો છે.

જેમ આ વિકાસ વધ્યો તેમ વ્યક્તિત્વનિરૂપણ સમૃદ્ધ થતું ગયું. આ સદીની શરૂઆતમાં બે પાત્રો નવા સ્ત્રીત્વનું દર્શન કરાવે છેઃ શ્રી ગોવર્ધનરામની કુસુમ ને કવિ નાનાલાલની જયા — બંને સ્ત્રીઓ બંડખોર, વ્યકિતત્વશીલ ને તેજસ્વી. શ્રી. રમણભાઈનો ભદ્રંભદ્ર, અવિસ્મરણીય ને આડંબરધારી. શ્રી. ધૂમકેતુના ભૈયાદાદા ને શ્રી. રામનારાયણ પાઠકની ખેમી, અને શ્રી. દવે ને શ્રી. ધનસુખલાલનાં વિપિન ને નિર્મળા— બધાં આબેહૂબ મનુષ્યો, નાની મોટી શકિત અને અશકિતઓની જીવંત ને ચેતનવંત પ્રતિમાઓ. હું તો વ્યકિતત્વનિરૂપણનો જ રસિયો રહ્યો છું. સાહિત્ય-

સર્જનમાં જીવંત સ્ત્રીપુરુષો આલેખાયાં છે કે નહીં એ અંશની ગણના સિવાય મને બીજા કશાની પરવા નથી.

મનુષ્યના વ્યક્તિત્વનું સર્જન આમ સમૃદ્ધ થયે કલાદૃષ્ટિ વિશુદ્ધ થતી ગઈ છે. પણ જેને આપણે સ્વજનથીયે નિકટ ગણીએ એવાં કેટલાં પાત્રો આપણી કલ્પનાસૃષ્ટિમાં જીવતાંજાગતાં બેઠાં છે? વ્યક્તિત્વમાં આપણો રસ એટલો નથી વધ્યો. આપણે ત્યાં નવલકથા લોકોને રુચે છે પણ નાટક પર પ્રીતિ નથી, એ તો કોઈ પણ પુસ્તક વેચનાર કહી શકશે. હજી નવલકથા અને ઊર્મિકાવ્યમાં રાચવા જેટલી જ આપણી વ્યક્તિગત રસિકતા વિકસી છે. સફળ નાટક એટલે વાર્તાલાપ દ્વારા આલેખાતાં આચારાત્મક વ્યક્તિત્વોની સુરેખ ઘટના. આવા વ્યક્તિવિલાસી સાહિત્યમાં રસ લેવાની શક્તિ જોઇતા પ્રમાણમાં હજી ગુજરાતમાં નથી આવી; અને એટલે અંશે આપણી સર્જકતા ને રસિકતા બંને અધૂરાં છે.

૭

આત્મોક્તિના સાહિત્યમાં વ્યક્તિત્વદર્શન કરાવવું સહેલ નથી. ઊર્મિકાવ્ય કે આત્મકથા એ આ સાહિત્યના લોકપ્રિય પ્રકારો છે, છતાં કેટલુંય એવું સાહિત્ય જન્મતાં જ મૃત્યુ પામે છે, કારણ કે તેમાં સાહિત્યકારના વ્યક્તિત્વનું દર્શન થતું નથી. ઊર્મિકાવ્ય રચતાં ઘણી વાર તે પોતાની ઊર્મિને બદલે પોતે કેવી ઊર્મિ કેળવવા માગે છે તેનું કથન આવી જાય

છે. આત્મકથામાં ઘણી વાર પોતે છે એવો નહીં, પણ પોતે કેવો હોવો જોઇએ અથવા પોતાને લોકોએ કેવો માનવો જોઇએ તેનું કથન આવે છે. અને પરિણામે આવા પ્રયત્નોમાં વ્યક્તિત્વદર્શન સ્પષ્ટ ને સુરેખ બનતું નથી. સનાતન માનવને બદલે આડંબરી નટના એક કે વધારે સ્વરૂપનું તેમાં દર્શન થાય છે ને કૃતિ સરસ બની શકતી નથી. પોતે હોય એવાનું જ દર્શન કરાવવું, એ માનવીને માટે આપણે ધારીએ છીએ એવી સરળ વસ્તુ નથી. જીવનભર સંસારની રંગભૂમિ પર આપણે નવા નવા ભાગો ભજવવા માગીએ છીએ અને તે ટેવ સાહિત્ય રચતી વખતે દૂર થઇ શકતી નથી. પણ જ્યારે કોઈ 'કલાપી' પોતાનું દર્દ મુક્ત કંઠે ગાય છે, ત્યારે તે જેવા હતા તેવાનું, અને તેના નિર્બલ ને સ્નેહવશ, ભોળા, ઊર્મિઘેલા, પ્રણય ને પ્રતિષ્ઠા વચ્ચે કચરાતા આત્માના સમૃદ્ધ વ્યક્તિત્વનું દર્શન કરાવે છે. અને આપણે આટલે વર્ષે પણ તેને આપણા સનાતન સ્વજન ગણી કોટે વળગાડીએ છીએ.

પૂજ્ય ગાંધીજીના આત્મકથનમાં પણ તેવું જ વ્યક્તિત્વદર્શન થાય છે. તેથી જ તે શિષ્ટ સાહિત્ય બને છે. સમૃદ્ધ ને ભાવનાશીલ વ્યક્તિત્વ – પ્રચંડ ઊર્મિથી ને શક્તિથી તરવરતું, આત્મનિર્ણિત નિયમોમાં વિકાસ પામતું આપણે જોઇએ છીએ; અને આપણને પ્રતીતિ થાય છે કે એમાં દેખાતો, સત્યની શક્તિ અને માનવનિર્બળતા વચ્ચે વિકટ મુસાફરી કરતો

આત્મા આપણા સનાતન સ્વજનનો છે અને આ પ્રતીતિથી એ કૃતિની કિંમત અંકાય છે. આ બે અમર ગુજરાતી કૃતિઓમાં બે તદ્દન ભિન્ન વ્યક્તિત્વોનું દર્શન થાય છે. અને કલાપી ને ગાંધીજી, એ કૃતિઓ દ્વારા, આપણા જીવનસાથીઓ બને છે.

પરોક્ષ સાહિત્યમાં વ્યક્તિત્વનિરૂપણ કરવું એમાં સાહિત્યકારની સર્જકતાની કસોટી છે. શબ્દશિલ્પીનો ખરો કીમિયો એમાં રહ્યો છે. કલાપી ને પૂજ્ય ગાંધીજી નૈસર્ગિક નિખાલસતાથી જે વ્યક્તિત્વદર્શન કરાવે છે તે સાહિત્યકારને સમૃદ્ધ સર્જકશક્તિથી કરવું પડે છે.

પાત્રસર્જનની એની પ્રયોગશાળા તપાસીએ.

સાહિત્યકની સ્ત્રી મિત્રની સ્ત્રીને મળવા ગઈ છે. એ સ્ત્રી ને પેલો મિત્ર બંને વિશ્વસનીયતાની સંપૂર્ણ કસોટીએ ચડેલાં છે એટલે સાહિત્યકના હૃદયમાં જરાય સંદેહ નથી; પણ માત્ર વિચાર આવે છે કે એ બન્ને વિશ્વસનીય ન હોય તો ! આમ કલ્પનાના શાંત સાગર પર વહેમ ને ઇર્ષ્યાનો તરંગ આવે છે; મિત્ર ને સ્ત્રી એકલાં મળે, ન મળ્યો પ્રસંગ મળે, ન કહેવાનું કહેવાઈ જાય, ન ધાર્યો સ્નેહસંબંધ ઊભો થાય; પોતાનું જીવન વહેમથી વિષમય બને; સ્ત્રી અકારી બને; છોકરાંનાં મુખ પર બીજાની રેખાઓ દેખાય—તો પોતે શું કરે ? લઢે, વઢે, છૂટો પડે ? કે ભગીરથ આત્મત્યાગથી હૃદયનાં ઝેર હૃદયમાં શમાવી કર્તવ્યની મૂર્તિ બની રહે ? પોતે કર્તવ્યમૂર્તિ બની રહેવાનો સંકલ્પ કરે છે; નવી સૃષ્ટિમાં

નવી જીવનદીક્ષા સ્વીકારતાં એનું વ્યક્તિત્વ નવા રંગે ચમકે છે.

સાહિત્યકાર કલમ પકડે છે અને આ ઉદ્દચનોથી પોતાના વ્યક્તિત્વે પ્રાપ્ત કરેલા નવા નવા રંગો કાલ્પનિકને નવી સૃષ્ટિ પર ચમકાવે છે. એની સ્ત્રી ને મિત્ર પણ નવાં સ્ત્રીપુરુષો બની જાય છે; અને એ બે વચ્ચે પોતે નાયક બની કાલ્પનિક આત્મકથા લખી રહે છે.

સ્વ. કલાપી ને પૂજ્ય ગાંધીજીને પોતાનું હતું તેવું વ્યક્તિત્વ દર્શાવવું હતું; સાહિત્યકારને પોતે રચેલી નવી સૃષ્ટિમાં તે હોત તો તેનું વ્યક્તિત્વ કેવું બનત તે દર્શાવવું રહ્યું. આ ક્રિયા અઘરી બને છે, કારણ કે—

(૧) પોતે ક્ષણવાર અનુભવેલી ઊર્મિને ઘૂંટી ઘૂંટીને સુંદર સ્થાયી સ્વરૂપ આપવાની એનામાં રસવૃત્તિ જોઇએ.

(૨) એ ઊર્મિના સ્થાયી સ્વરૂપને કલ્પનામાં બહલાવતાં નવી સામગ્રી એકઠી કરવાની એની કલ્પનામાં સમૃદ્ધિ જોઈએ.

(૩) એ સામગ્રી એકઠી કરી તેમાંથી એ સ્વાનુભવને અનુકૂલ વાસ્તવિક સૃષ્ટિ રચવાની શકિત જોઇએ.

(૪) એ નવી સૃષ્ટિને યોગ્ય પોતાનું વ્યક્તિત્વ પળવારને માટે વિકસાવવાની શક્તિ જોઇએ.

(૫) પોતે વિકસાવેલા વ્યક્તિત્વને અણુદીઠી

સૃષ્ટિમાં નવા અનુભવો કરાવવાનું કલ્પનાવૈવિધ્ય જોઈએ; અને

(૬) એ નવા સમગ્ર વ્યક્તિત્વની રેખાઓમાં કંઈ મૌલિક માનવતાની અપૂર્વતાનો અંશ આવવો જોઈએ.

આ બધી શક્તિઓના સંયુક્ત ઉપયોગથી સાહિત્યકાર નવી કલ્પનાસૃષ્ટિ ઊભી કરે છે. પોતે નવે ને સમૃદ્ધ સ્વરૂપે, ન જોયેલા અનુભવો કરે છે અને તે કાલ્પનિક સ્વાનુભવો શબ્દોમાં વ્યક્ત કરે છે.

તે જ પ્રમાણે પોતાની સ્ત્રી ને મિત્રનાં વ્યક્તિત્વો જે એને પરિચિત છે તેમાં એ નવા રંગો ઉમેરે છે. નવી સૃષ્ટિમાં શક્ય એવા અનુભવો એમની પાસે કરાવવા માટે તે પરસ્વભાવપ્રવેશ કરે છે: જેમ લોકો અસલ પરકાયાપ્રવેશ કરતા હતા તેમ. અને પરિણામે એનો મિત્ર ને સ્ત્રી જુદાં જ બની જાય છે.

આ ત્રણે પાત્રોમાં—

(૧) અસલ વ્યક્તિત્વનો પાયો એટલો મજબૂત જોઈએ અને લેખકની સર્જકતા એટલી સપ્રમાણ જોઈએ કે નવું વિકસિત વ્યક્તિત્વ વાસ્તવિક લાગે અને તેણે કરેલા કાલ્પનિક અનુભવો સ્વાભાવિક લાગે.

(૨) અને છતાં એ વ્યક્તિત્વ એવું હોય કે જેથી પુસ્તક વાંચનારને એમાં પોતાનો જ મિત્ર કે સાથી દેખાય.

આમ સાહિત્યમાં આલેખેલું વ્યક્તિત્વ આબેહૂબ

કોઇ જીવંત અને પરિચિત માણસનું હોય એવું લાગે, અને છતાં એમાં એવી હૃદયસ્પર્શતી માનવતા હોય કે અનેક વાચકોને પોતાના કોઇ સ્વરૂપનું પ્રતિબિમ્બ એમાં જણાય; અને ત્યારે જ વ્યકિતત્વનિરૂપણ સફળ થયું ગણાય. આપણા સંસ્કૃત સાહિત્યમાં કવિની સર્જકતાએ પેદા કરેલી પ્રૌઢમાં પ્રૌઢ ને જીવંતમાં જીવંત વ્યકિત તે શ્રીકૃષ્ણ. ભાગવતકારની કલ્પનાનું એ પરિણામ છે. પુરાણમાંથી નીતરતી એ વ્યકિતનાં લક્ષણ લાડકડા પુત્રનાં,છેલબટાઉ વરણાગિયાનાં, પ્રેરક સખાનાં, સર્વદર્શી મુત્સદ્દીનાં લાગે છે; અને છતાં એના દરેક સ્વરૂપમાં સર્વસામાન્ય માનવહૃદયની કોઈ ઊર્મિઓને મૂર્તિમાન કરતી અપૂર્વતા દેખાય છે. જેમ કાવ્યસૃષ્ટિ આપણી વ્યવહારુ સૃષ્ટિ કરતાં અપૂર્વ હોય છે તેમ સાહિત્યમાં નિરૂપેલું વ્યક્તિત્વ વ્યવહારમાં દેખાતા વ્યક્તિત્વથી વધારે સંવાદી હોય છે.

આમ વ્યક્તિઓ સર્જતો સાહિત્યસ્વામી, શિલ્પીઓની સર્જકતાને વિસરાવી, વિશ્વકર્માની કલાને વધારે અપૂર્વ બનાવે છે. આમ હોમરનો એકીલીસ ને હેક્ટર, વાલ્મીકિના રામચંદ્ર, કાલિદાસની શકુંતલા ને ભાગવતકારના શ્રીકૃષ્ણ, શેક્સપિયરના હેમ્લેટ ઑથેલો ને ફૉલસ્ટાફ, હ્યુગોનો ઝાં વાલઝાં અને ડુમાનો દારતાન્યા, ઈબ્સનની નોરા ને ટૉલ્સ્ટોયની એના કેરેનીના ખરાં સ્રીપુરુષોથી વધારે માનવતાવાળાં છે, ખરી વ્યક્તિઓથી વધારે અપૂર્વ છે, અને તેથી

આપણી જીવનયાત્રાનાં અણુવિછોડયાં ને નિકટના સાથી બને છે. અને આમ સાહિત્ય જીવનથી વધારે સત્ય ને પ્રબળ બની આપણને વધારે સમૃદ્ધ અનુભવ-સૃષ્ટિનું સામ્રાજય અપાવે છે.

૮

છેલ્લાં પચીસ વર્ષમાં ગાંધીજીએ હિંદના અને ખાસ કરીને ગુજરાતના ઘડતરને નવું સ્વરૂપ આપ્યું છે. એ વિધાયકનો અંગત ફાળો પળવાર નજર બહાર રાખી આપણે એમણે પેદા કરેલા બળનું નિરીક્ષણ કરીએ.

ગાંધીવાદ એટલે શું? એનાં અંગો કયાં?

ગાંધીવાદનું પહેલું અંગ સત્ય. સત્ય એટલે દરેક માણસે પોતાના સ્વભાવ ને સ્વાનુભવની કસોટીએ ચઢાવેલો સ્વધર્મ. આ સત્ય તે દરેકનું પોતાનું જ નિરાળું; એની અને એના ઇશ્વરની વચ્ચે બાંધેલો બ્રહ્મસંબંધ; જેને માટે એ પ્રાણ પાથરવા તૈયાર હોય તે દૃષ્ટિ. આમ માનવીનું વ્યકિતત્વ સત્ય સ્વરૂપે પોતાનો વિકાસ શોધે છે અને કર્તવ્યની કસોટી પર ચઢી વિશુદ્ધ અને બલિષ્ઠ બને છે. અને જેમ આ સત્યના સ્વરૂપ પર ભાર મૂકાય તેમ તેમ આ વ્યક્તિત્વ વધારે ભવ્યતા પ્રાપ્ત કરે છે.

ગાંધીવાદનું બીજું અંગ અહિંસા છે. અહિંસાનો અર્થ એક વખત 'અમારિ' થતો હતો. કુમારપાલરાજાના રાજ્યકાલમાં જૂ મારનારે 'જૂવસહિકા' બંધાવી પાપનું

પ્રાયશ્ચિત્ત કર્યું હતું. આ વ્યક્તિગત બળને ગાંધીજીએ સામુદાયિક ઉપયોગમાં આણ્યું અને તેમાંથી સત્યાગ્રહનું વજ્ર ઘડયું. પોતાની દૃષ્ટિએ નીરખેલા સત્યથી ન ચળવાનો સંકલ્પ તે સત્યાગ્રહ: આ એનું વ્યકિતગત સ્વરૂપ; એ જયારે સમુદાય દ્વારા આરંભાય ત્યારે એ આગ્રહમાં અનેકનાં સત્યો સમાઇ જાય; અનેકોની કલ્પના ને સંકલ્પ એકાકાર બને અને અનેક વ્યક્તિત્વોની ગૂંથણી થઈ જાય. આ સામુદાયિક સત્યાગ્રહથી જુદા જુદા વર્ગો ને ધર્મોનાં નરનારીઓને એક જ સક્રિય સંકલ્પ દ્વારા રાષ્ટ્ર સર્જતાં આપણે દીઠાં છે. ફ્રાંસ જેવા દેશોએ હિંસાત્મક વિગ્રહો દ્વારા સંકલ્પ સિદ્ધ કરી 'રાષ્ટ્ર' રચ્યું છે; પણ એ વિગ્રહો તો વિકટ હતા અને લાંબો કાળ ચાલેલા. હિંદે અહિંસાત્મક વિગ્રહથી થોડે ભોગે ને ટૂંક વખતમાં એ ભાવના સિદ્ધ કરી. આનું કારણ એટલું જ કે અહિંસાત્મક વિગ્રહમાં વ્યક્તિગત સંકલ્પ — સ્વેચ્છાએ સ્વીકારેલા ત્યાગને વધારે સ્થાન હતું. અને તેથી તેમાં જોડાનારે વધારે વ્યક્તિબળ કેળવી સામુદાયિક ઇચ્છાશકિતના અંગ બનવું પડતું. આમ ગાંધીજી જગતના સમયબલના અધિષ્ઠાતા બને છે. એમની પ્રેરણાથી વ્યક્તિત્વ વિકસ્યું છે અને સામુદાયિક એકતા સરજવાનું દરેકને સહેલું થઇ પડયું છે.

ગાંધીવાદ સ્પષ્ટ કરે છે કે વિકાસ પામેલું વ્યકિતત્વ અને સંકલ્પજન્ય સમુદાય બે સાથે રહી

શકે છે. ખરું જોતાં જેમ વ્યક્તિત્વ વિકસે તેમ સમુદાય વ્યક્તિઓની સંકલ્પગૂંથણીથી વધારે પ્રબલ અને ગતિમાન બને, વ્યક્તિ અને રાષ્ટ્ર બન્ને ભાવના પરાસ્પરાવલંબી થાય.

૮

સાહિત્યમાં પણ આનું જ પ્રતિબિમ્બ દેખાય છે. વ્યક્તિત્વનું સૌન્દર્ય સાહિત્યકારો વધારે ને વધારે નીરખતા જાય છે. અને સાથે હેતુપૂર્વક આદરેલા પ્રયત્નથી જનસમૂહની ઉત્તરોત્તર વિસ્તરતી સમગ્ર એકતા વધારે ને વધારે અનુભવતા થયા છે. ગરીબો ને દલિતોના અનુભવોનાં વર્ણનો સાહિત્યમાં ઊતરવા લાગ્યાં છે. સામાજિક અન્યાય કવિઓનાં હૃદયમાં જ્વાલા પ્રગટાવે છે. રાષ્ટ્રની ભાવના તો સાહિત્ય માત્રમાંથી નીતરે છે. પણ તે ઉપરાંત કવિ જગતના પીડિતોને પણ સમુદાય કલ્પી તેના તરફ પોતાના હૃદયભાવો વહેવડાવે છે.

કવિ નવી દૃષ્ટિ કેળવે છે :

'મન ! છોડ નિહાળવા તારલિયા,
કાળાં કેદખાનાં કેરા જો સળિયા.
એનાં ક્રંદન શું નથી સાંભળિયાં ?
એની ભીતર મોન એકાકી
રીબાઈ રીબાઇ હજારોના પ્રાણ દમે,
ત્યારે હાય રે હાય કવિ !
તુંને સાગરતીર કેરાં શેણે ગાન ગમે ?'[૧]

૧. મેઘાણી : 'યુગવન્દના'

કવિ એ સમુદાય રચવા કાલ્પનિક વિગ્રહની નોબતો વગાડે છે :

'અમે કંટકનો પુનિત તાજ પહેરી શિર પરે,
આજ પીડિત દલિતોનું રાજ રચવાને આવ્યાં.
અમે જુગ જુગ કેરાં કંગાલ ભાંગી નરકોનાં દ્વાર,
દેતાં ડગ એકતાલ ધરણી પર આવ્યાં.'[1]

વળી કવિનો ભાવ ઊભરાય છે :

'મુખે શું ભૂખ્યાંને જળ બસ સીંચ્યે ટાઢક વળે ?
નવસ્ત્રાં અંગોને જળથી કયમ રે હૂંફ જ મળે ?
દરિદ્રી નોધારાં હૃદયજળ દેખી કયમ ઠરે ?'[2]

પણ એક ચેતવણી આપું. સમસ્ત જગતને પોતાની આર્દ્રતાના સમભાગી કરવાની જેમને ઇચ્છા હોય તે એ પણ ન ભૂલે, કે સાહિત્યમાં વ્યક્તિનું સ્થાન ભૂલવું એ તો સૃષ્ટિને એની ટોચ પર ઊંધી ગોઠવવા જેવું છે. વ્યક્તિનો પ્રેમ અને એનાં અશ્રુ, ભક્તિ ને ધિક્કાર, અસ્મિતા અને કલ્પના, સ્વાનુભવ ને સ્વદૃષ્ટિ એ જ જીવન ને સાહિત્યનાં બળો છે; એના વિનાનું રાષ્ટ્ર, વર્ગ કે સૃષ્ટિ વર્ણવતું સાહિત્ય એ તો ઠાલું કાચલું છે. જેને રાજવી ન ગમતો હોય તે શ્રમજીવી આલેખે, જેને શહેરની સુંદરીઓ ન પ્રેરે તે ભલે ગામડાની 'ગોરી'ની પ્રેરણા લે; પણ વ્યક્તિત્વભરી માનવતાથી તરવરતાં સ્ત્રીપુરુષોનાં

૧. મેઘાણી : 'યુગવન્દના'

૨. સુન્દરમ્ : 'કાવ્યમંગલા.'

આંતરજીવનનાં જ્યાં દર્શન થતાં નથી ત્યાં સાહિત્ય નથી ને સરસતા યે નથી.

૯

આ સંમેલન આગળ કેટલાક વ્યવહારુ પ્રશ્ન પડ્યા છે તેનો ઉલ્લેખ અસ્થાને નહીં ગણાય.

૧. ગયા સંમેલને કરેલી ભલામણ મુજબ પરિષદના બંધારણમાં સુધારા સૂચવવા મધ્યસ્થ સભાએ એક સમિતિ નીમી હતી. પૂ. ગાંધીજી અસ્વસ્થ તબિયતને લીધે એ કાર્યમાં જોડાઇ શક્યા નથી; પણ બાકીના સભ્યો એકમતે સૂચનાઓ રજૂ કરવાની આશા રાખે છે. એ સૂચનાઓના મુખ્ય મુદ્દા નીચે પ્રમાણે છે :—

(અ) આજે પરિષદનું જે તંત્ર છે તેને ઘણે અંશે સમવાયતંત્ર બનાવવું.

(આ) મધ્યસ્થ સભા મોટી કરવી અને તેના કેટલાક અધિકાર કાયવાહી સભાને આપવા.

૨. બીજો પ્રશ્ન ગુજરાતી લિપિનો છે.

(અ) જે અક્ષરો દેવનાગરી સ્વરૂપમાંથી ચળ્યા છે તેને પાછું અસલી સ્વરૂપ આપવું કે કેમ?

(આ) દેવનાગરી અક્ષરોને વધારે શાસ્ત્રીય કે સુઘડ સ્વરૂપ આપવું કે કેમ? આપવું તો કેવું આપવું? અને તે અત્યારે આપી શકાય એવા સાનુકૂલ સંયોગો છે કે કેમ?

૩. અને આ બધાથી મોટો પ્રશ્ન તો એ છે કે

તમે આ સંસ્થાને કેવું સ્વરૂપ આપવા માગો છો?

રણજિતરામે સાહિત્ય પરિષદને ગુજરાતી સાહિત્ય ને સંસ્કારનું મંદિર કલ્પ્યું હતું; મને એ ગુજરાતની અસ્મિતાની પ્રયોગશાળા રૂપે દેખાઈ છે. અહીં ગુજરાતીઓ રાજકીય ને ધાર્મિક ભેદો છોડી ગુજરાતી તરીકે ભેળા મળી શકે; ગુજરાતના સાહિત્યરસિકો એમાં સરસતાની લહાણ કરી શકે; ગુજરાતી વિદ્વાનો ને કલાકારો અહીં આદર્શો અને કલાભાવનાની આપલે કરી શકે; ગુજરાતનું જીવન, સાહિત્ય, નાટક, નૃત્ય, સંગીત ને કલા દ્વારા સર્વાંગસુંદર બનાવવાના પ્રયત્નો અહીં થઇ શકે; ગુજરાત ને મહાગુજરાતમાં વસનારાઓને એ દ્વારા સામુદાયિક અસ્મિતાની સિદ્ધિ સાંપડી શકે.

હું આ પ્રશ્નનો નિકાલ કરવા આ સંમેલનને વીનવું છું. તમારે માત્ર બે વર્ષે મળતી, વચમાં મંદ મંદ કાર્ય કરતી સંસ્થા ચલાવવી હોય, તો તો વધારે કંઇ કરવાની જરૂર નથી. તો વેપારીઓ વેપાર કર્યા કરો, સાહિત્યકારો ટીકા કર્યા કરો અને ગુજરાતની શક્તિનો વ્યય થવા દો. મેં ૧૯૨૬થી એમ થવા ન દેવાના પ્રયત્નો આરંભ્યા હતા; પણ દશ વર્ષે મારે કબૂલ કરવું પડે છે કે જોઇતી ઝડપે ગુજરાતીઓ આ માર્ગે ચાલવા તૈયાર નથી. પણ જો તમારી ઇચ્છા એવી હોય કે પરિષદ દ્વારા અસ્મિતાની ગંગા વહેતી મૂકવી છે તો માત્ર ઠરાવ કર્યે કંઇ નથી

વળવાનું. બંધારણના નિયમો ફેરવ્યે પણ સંસ્થામાં વધારે ચેતન નથી આવવાનું. કાર્યકરોની, પ્રચારની ને પૈસાની જરૂર પડશે; અવિરત ઉત્સાહ વગર ચાલવાનું નથી. સ્થળે સ્થળે જઇ સાહિત્ય સભાઓ સ્થાપવી પડશે કે ચેતનવંતી કરવી પડશે. જયાં જયાં ગુજરાતીપણાનું ભાન ન્યૂન થયું છે કે વિસરાઈ ગયું છે, ત્યાં તેને ફરી પ્રગટાવવું પડશે.

ઝાલોર, વાંસવાડા, શ્રીમાલ : ગુજરાતના આ ભૂતપૂર્વ વિભાગોને તમારે અપનાવવા છે? મહા-ગુજરાતમાં પરિષદની પ્રવૃત્તિઓ પ્રસારવી છે?

તમારી હિંમત અને કાર્યદક્ષતા પર આ સવાલોના જવાબ આપવાનું હું છોડી દઉં છું.

★

## હેમચંદ્રને અંજલિ×

•

૧૯૩૯

•

હૈમસારસ્વતસત્રમાં પધારેલાં સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો :

**આ** હૈમસારસ્વતસત્રનું પ્રમુખપદ લેતાં મને ઘણો સંકોચ થાય છે. હૈમસારસ્વતસત્રની યોજના કરાંચી સાહિત્ય પરિષદ સંમેલન સમક્ષ મેં રજૂ કરી હતી ત્યારે ઘણાં વર્ષોથી મેં જે સંકલ્પ કર્યો હતો, તે પાર પાડવાની મેં તક સાધી હતી. અને તે સંકલ્પ એ હતો કે, ગુજરાતી સાહિત્ય પરિષદને હંમેશને માટે, જે ગુજરાતી ભાષાના અને સાહિત્યના અગ્રણી વિધાતા છે, તેની સાથે જોડી દેવી. આપણે ગુજરાતી સાહિત્યના સ્વામીઓનો પૂરો ઇતિહાસ મેળવીએ, તો તે નરસિંહ મહેતા કે ભાલણથી નહિ પણ છેક

---

× ગુજરાતી સાહિત્ય પરિષદના આશ્રયે પાટણ મુકામે યોજાયેલ શ્રીહૈમસારસ્વતસત્રના પ્રમુખસ્થાનેથી આપેલું વ્યાખ્યાન.

હેમચંદ્રાચાર્યથી જોઇ શકીએ. આમ આ પ્રસંગ સુધી હું હેમચંદ્રાચાર્યની સાથે સંકળાતો રહ્યો છું.

અત્યાર સુધી પરિષદ મળતી ત્યારે સાહિત્યની આપલેને બદલે વિવાદમાં વધારે વખત જતો. આજે પહેલી વાર પરિષદ માત્ર સાહિત્યનું સત્ર ઊજવે છે; તે પણ અણુહિલવાડ પાટણમાં, અને તે વળી ગુજરાતી સાહિત્યકોના શિરોમણિ એવા હેમચંદ્રાચાર્યના સ્મરણનિમિત્તે. પરિષદના જીવનમાં આજનો પ્રસંગ અનેરો છે; તે ગુજરાતની ઘડતરભૂમિમાં તેની અસ્મિતાના આદ્યદ્રષ્ટાને અર્ધ્ય આપવા મળે છે.

આજને પ્રસંગે ગુજરાતી સાહિત્યના સેવક અને પોષક જે નરો આપણી વચ્ચેથી ચાલ્યા ગયા છે, તેમનું સ્મરણ થયા વિના રહેતું નથી. શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડના અવસાનથી આપણા સાહિત્યને બહુ મોટી ખોટ પડી છે. સાહિત્ય પરિષદ સાથે એમનો નિકટનો સંબંધ હતો અને ગુજરાતી સાહિત્યની એમણે કીંમતી સેવા કરી છે. સાથે, આપણી પાસેથી ચાલ્યા ગયેલા બીજા ગૃહસ્થોનું પણ સ્મરણ થાય છેઃ દી. બ. કેશવલાલ ધ્રુવ, દી. બ. નર્મદાશંકર, શ્રી. ડાહ્યાભાઈ દેરાસરી, શાસ્ત્રી શ્રી. હાથીભાઇ અને શ્રી. બળવંતરાય પી. ઠાકોર. આ બધાએ જુદીજુદી રીતે સાહિત્યસેવા કરી છે. આ બધા સાહિત્ય પરિષદનાં બાહ્ય અંગો હતા, જ્યારે એનાં આંતરઅંગોમાંના એક શ્રી. હીરાલાલ પારેખ આપણામાંથી ચાલ્યા

ગયા છે. એમનું અવસાન મારે માથે તો એક ઘા સમાન થઈ પડયું છે. શ્રી. પારેખ પરિષદના આત્માસમાન હતા. એમના વિના પરિષદનું મંડળ સાવ સૂનું જ લાગે છે. સને ૧૯૨૨થી તે છેક મૃત્યુપર્યંત એમણે ગુજરાતી સાહિત્ય પરિષદની એકધારી સેવા કરી છે.

આ વખતે છેલ્લાં પંદર–સત્તર વરસોમાં સાહિત્ય પરિષદે કરેલી પ્રગતિનો ઉલ્લેખ કર્યા સિવાય પણ રહેવાતું નથી. ગુજરાતી સાહિત્ય પરિષદ અનેક મુશ્કેલીઓમાંથી પસાર થઈ છે, અનેક વાર પરિષદનું નાવ ખરાબે ચડી ભાંગી જતાં બચ્યું છે. પણ હવે એ તોફાનના દિવસો પૂરા થયા છે. આજે પરિષદ પાસે પૈસા છે, એટલું જ નહિ પણ ગુજરાતની ચાર-પાંચ અગ્રગણ્ય સાહિત્યસંસ્થાઓનો એને પૂરેપૂરો સહકાર છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ગુજરાત સાહિત્ય સભા વગેરે આજે એને સાથ આપી રહી છે.

પાટણમાં આ સત્રનું પ્રમુખપદ લેવાનું સુભાગ્ય મને પ્રાપ્ત થયું છે, તેમાં વિધિનો હાથ દેખાય છે. બાલપણમાં મેં Graves of Vanished Empire એ નામનો લેખ લખ્યો, ત્યારથી પાટણને મેં ગુજરાતની અસ્મિતાનું આધારબિંદુ માન્યું છે. ઇતિહાસકારો પાટણ અને તેના મહાપુરુષોની કથા વિસ્તારથી કહી શકશે. મારી દૃષ્ટિએ આ ગાયકવાડી મહેસાણા પ્રાંતનું એક ગામ નથી, પણ સામર્થ્ય અને સમૃદ્ધિ, વિદ્યા

અને રસિકતામાં અયોધ્યા ને પાટલીપુત્ર, રોમ, એથેન્સ ને પારિસ સમોવડિયું શહેર છે.

अणहिल्ल पाटकनगरं
सुरमन्दिररुद्धतरणिहयमार्गः
यस्यास्ति राजधानी राज्ञोऽयोध्येव रामस्य ।

પાંચમી સદીમાં લાખખારામથી તેરમી શતાબ્દી સુધી આ પુણ્યભૂમિએ શા શા ચમત્કારો નથી જોયા ? ગામરૂપે એણે જન્મ લીધો ત્યારથી ઘણી યે બાબતમાં એ પ્રથમ હતું. હેમચંદ્રાચાર્ય પોતે એને ધર્માગાર કહે છે.

प्राक् शौर्यवृत्तौ प्राक् शास्त्रे
प्राक् शमे प्राक् समाधिषु ।
प्राक् सत्ये प्राक् षड्दर्शन्याम्
प्राक् षडङ्ग्यामितो जनः ॥

આ ભાગ્યશાળી ભૂમિએ વનરાજની વીરતા જોઇ, ને ચાલૂક્યવીર મૂળરાજની શક્તિનાં દર્શન કર્યાં. બાણાવળી ભીમની હાકે તે ગાજી, સિદ્ધ ચક્રવર્તી જયસિંહદેવનાં સામર્થ્ય ને વ્યવસ્થાશક્તિથી અંકિત થઇ, પરમભટ્ટાર્ક કુમારપાલનાં નૈતિક શાસનોની એ પ્રયોગશાળા બની અને વસ્તુપાલ–તેજપાલનાં ઔદાર્ય ને મુત્સદ્દીગીરીનાં એણે દર્શન કર્યાં. નૃત્ય ને ગીત, રસ ને ઉલ્લાસથી એની દિશાઓ ગાજતી.

यत्रयत्र प्रसर्पन्ति सलीलं यन्मृगीदृशः ।
दासीव दृष्टिरन्वेति तत्रतत्र विलासिनाम् ॥
वीक्षिता वलितग्रीवं तन्वीभिर्यत्र केऽपि यत् ।
मन्ये व्यावर्तितांगेन तेऽनङ्गेनापि ताडिताः ॥

रूपेणाप्रतिमाः कांता यत्र धात्रा कृताः किल।
तथापि प्रतिमास्तासां संजाता रत्नभित्तिषु॥

અદ્ભુત સ્થાપત્યે એને સૌન્દર્યના સત્ત્વસરખી બનાવી દીધી હતી. ઈ. સ. ૯૯૫માં થઈ ગયેલા અશેષવિદ્યાપારંગત શ્રી. દીર્ઘાચાર્યે તપોનિધના સંસ્કારોએ, કૌલ કવિ ધર્મની કૃતિઓએ, અભયદેવસૂરિ જેવાનાં આર્ત્ત ઊર્મિકથનોએ અને શ્રીપાલથી સોમેશ્વર સુધીના કવિઓની કાવ્યસમૃદ્ધિએ એને સંસ્કારી કરી.

પણ એ બધામાં, બે હતા શ્રેષ્ઠ: એક શૌર્ય અને વ્યવસ્થાનો સ્વામી, જેણે ગુજરાતમાં રાજકીય ઐક્ય સ્થાપી તેને સ્વરૂપ આપ્યું અને બીજા સાહિત્યના સ્વામી, જેણે ગુજરાતને કલ્પી, શબ્દમાં ઉચ્ચારી, તેને સાહિત્ય વડે સરજી, અસ્મિતા આપી. સિદ્ધરાજ ને હેમચંદ્રને એક કરતું સિદ્ધહૈમ એ માત્ર વ્યાકરણ નથી, ગુજરાતનું જીવનઝરણું નિઃસારતી કૃપાશ્રયી ગંગોત્રી છે.

આજે આપણે જેને ગુજરાત કહીએ છીએ એનો પિતા તો છે સિદ્ધરાજ. મૂળરાજે જે જે શરૂ કર્યું, તે એના વંશજે પૂરું કર્યું. ગુર્જરમંડલ ને લાટ, સોરઠ ને કચ્છ, એના બાહુબળે ભેગાં મળ્યાં અને એના સતત યુદ્ધોત્સાહમાં એકતા પામ્યાં. પણ મેં ફરીફરી કહ્યું છે તેમ, ગુજરાત પ્રાંત નથી, માત્ર જનસમુદાય નથી, માત્ર સાંસ્કારિક વ્યક્તિ નથી; એ તો પેઢીધર ગુજરાતીઓએ સંકલ્પપૂર્વક સેવેલી, પેઢીએપેઢીએ નવી સિદ્ધિ પામતી,

સામુદાયિક ઇચ્છાશક્તિએ સબળ બનેલી જીવનભાવના છે. એ ભાવનાનું તીવ્ર ભાન તે ગુજરાતની અસ્મિતા. એ અસ્મિતા હેમચંદ્રાચાર્યની કલ્પનામાં પ્રગટી છે–બ્રહ્માના માનસમાંથી સરસ્વતી પ્રગતી હતી તેમ.

હેમચંદ્રાચાર્યનું સત્ર ઊજવવાની મને પહેલેથી ઇચ્છા હતી. એમને ગુજરાતી સાહિત્યમાં પાછા લાવવાનાં સ્વપ્નાં હું મૂળથી સેવતો. એ ઇચ્છા આજે સફળ થઈ છે, એ સ્વપ્નાં આજે પાર પડયાં છે, અને હેમચંદ્રાચાર્ય આજે આપણી વચ્ચે પાછા આવ્યા છે. સમસ્ત ગુજરાતની જનતાએ આજે એમને ફરીથી અપનાવ્યા છે. દસમી સદીમાં ગુજરાતી સાહિત્યની શરૂઆત થઇ એવો મારો દાવો છે; એની પાળ તો દસમી સદીમાં હેમચંદ્ર અને સિદ્ધરાજના વખતમાં બંધાઇ હતી.

સાહિત્ય પરિષદ, ભારતીય વિદ્યાભવન અને હેમાચાર્યના નામ સાથે એક ભવ્ય સ્મારક મુંબઈમાં પણ ઊભું કરવાનું છે. ઈશ્વરની ઇચ્છા હશે તો ડિસેમ્બર સુધીમાં એ થઈ જશે એવી મને આશા છે, કારણ કે એમાં રૂ. ૫૨,૦૦૦ લગભગ ભરાઈ ગયા છે.

ગઈ કાલે અમે પાટણનું સહસ્રલિંગ તળાવ જોયું. એ જોયા પહેલાં એમાં આટલું સ્થાપત્ય હશે, આટલી અનુપમ કલા હશે, એનો ખ્યાલ જ નહોતો આવ્યો. જે સૌન્દર્ય આજે જોઇએ છીએ એ અગાઉ અનેકગણું હશે. એની ગત ભવ્યતાનો ખ્યાલ આ

તળાવ પરથી જ આવી શકે છે. આ તળાવ આખું ખોદાઈ રહે, તો દુનિયાની સૌથી સુંદર વસ્તુઓમાં સહસ્રલિંગની ગણના થાય. સહસ્રલિંગ તળાવમાં, રાણીની વાવમાં, ગિઝનીને મારીને હઠાવનાર વીર ભીમદેવનાં પગલાં થયાં હશે ! અને સિદ્ધરાજ જેવા પ્રતાપી રાજાએ અને કેટલાય મહાન આચાર્યોએ અને વિદ્વાનોએ એ પથ્થરોને પવિત્ર કર્યા હશે !

ધંધુકાના મોઢ વાણિયાનો એ છોકરો. સં. ૧૧૪૫માં એ જન્મ્યો. પાંચમે વરસે એણે દીક્ષા લીધી. એકવીસમે વરસે એ આચાર્ય થયો. એ થયો તપસ્વી, મુત્સદ્દી અને વિદ્યાનિધિ. વરસો સુધી પાટણના સંસ્કારસ્વામીઓમાં એણે ચક્રવર્તીપદ ભોગવ્યું. સિદ્ધરાજના વિજયોમાં, ધનિકોની વ્યાપારશક્તિમાં, લોકોના ગગનગામી ઉત્સાહમાં એની કલ્પનાએ એક અને અપૂર્વ ગુજરાતનું દર્શન કર્યું. જૈન સાધુને સાહજિક એવું પરિભ્રમણ તજી એણે એની કલ્પનાના ગુજરાતને ચરણે જીવન ધર્યું. એની સર્જકતાએ નવી કલ્પનાસૃષ્ટિ રચી. પાટણ અયોધ્યાથી વધ્યું, નગરોમાં પ્રથમ સ્થાન પામ્યું.

ગુજરાતી કલ્પનાને તેનાં સહસ્ર પ્રતિબિંબો વડે ચમકાવનાર સિદ્ધરાજ વિક્રમાદિત્યની ભભકે શોભતા થયા. ચાલૂક્ય વંશે રઘુવંશની અમર કીર્તિ પ્રાપ્ત કરી ને ઐતિહાસિક મહત્તાની પશ્ચાદ્ભૂમિ રચાઈ. સોરઠ ને માળવાના પરાજયે ગર્વ પ્રેર્યો. રાજપિતામહ આમ્રભટે

મેળવેલા વિજયની સ્મરણકથાએ યુયુત્સુતાની પ્રણાલી રચી. માંસ અને દારૂનિષેધની ઘોષણા કરાવી એમણે નૈતિક વિશિષ્ટતાનો અદ્‌ભુત રંગ પૂર્યો. અને સાહિત્ય, શાસ્ત્ર, ને વિદ્યાની એમણે સંઘરેલી સમૃદ્ધિએ શિષ્યો ને સાહિત્યકારોની કલ્પના રંગી, પાટણને ગુજરાતનો આત્મા કરી સ્થાપ્યું.

પણ હેમચંદ્ર માત્ર કલિકાલસર્વજ્ઞ નહોતા. એમણે વિદ્વાનોને જીત્યા, અથાગ જ્ઞાનને વલોવી કૃતિઓ રચી, એમણે ગુજરાતીઓને સંસ્કૃત સાહિત્યમાં સ્થાન અપાવ્યું. એ મુત્સદ્દીઓમાં ઘૂમ્યા અને રાજ્યાધિકાર પર નૈતિક સત્તા બેસાડી. મહત્ત્વાકાંક્ષાથી ઊછળતા ગુજરાતની મહત્તાને શબ્દદેહ આપ્યો. પણ એ ઉપરાંત એ મહત્તાને કલ્પનાજન્ય અપૂર્વતાનો એમણે ઓપ ચડાવ્યો. જ્યારે એ સદ્‌ગત થયા, ત્યારે ચાલુક્યોની જાગીર અલોપ થઈ ગઈ. વિજયી સેનાઓનું વિશ્રામસ્થાન અદશ્ય થઈ ગયું. વીરતા, સંસ્કાર ને સામર્થ્યથી શોભતી લોકસમૂહની કલ્પનામાંથી એક અને અવિયોજ્ય ગુજરાત બહાર પડ્યું.

આઠસો પચાસ વર્ષ વહી ગયાં છતાં હેમચંદ્રની એ કલ્પનામૂર્તિ હજી ગુજરાતી બોલતા લોકસમૂહની કલ્પનામાં ને જીવનમાં જીવે છેઃ દિને દિને વધારે જ્વલંત ને પ્રતાપી.

ફરીથી ગુજરાતના એક મોઢ વાણિયાએ બળથી, બુદ્ધિથી, મુત્સદ્દીગીરીથી, આત્મબળથી ગુજરાતને અને

સાથે હિન્દને નવું સ્વરૂપ આપ્યું છે. એની પ્રેરણ
પ્રતાપ ને સંસ્કાર, સાહિત્ય ને સેવાનો સાગર ઊછ
છે. એનાં એનૈતિક શાસનો વધારે સર્વવ્યાપી લિ
લખાયાં છે. સિદ્ધહૈમે સરજાવ્યું તેને ગાંધીજીએ હ
બનાવ્યું. ગુજરાત આજે ભવિષ્યને આંગણે ઊભું
એક વીર, એક સાહિત્યકાર ને એક મહાત્મા-
ત્રિપુટીની શક્તિ, બુદ્ધિ, ને વ્યવસ્થાશીલતાનું દ

પ્રમુખપદ આપવા માટે હું આપ સર્વનો
આભાર માનું છું. મારી એવી પ્રાર્થના છે
ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી શ્રી હૈમસારસ્વત
ઊજવાય છે, તેથી ગુજરાતમાં નવું જોમ અ
ઓપ આવે !

★

## અનુક્રમ

●


૧ ભટ પ્રેમાનન્દ .... .... .... ૧૯૨૬

૨ કેળવણીનો આદર્શ ... .... .... ૧૯૩૫

૩ હિન્દનું ઇતિહાસસાહિત્ય-એક દૃષ્ટિ .... ૧૯૪૦

૪ ગુજરાતી ભાષા અને સાહિત્ય ... ૧૯૪૨


●

## ભટ પ્રેમાનંદ×

•

૧૯૨૬

•

પ્રમુખ મહાશય, સન્નારીઓ ને સદ્‌ગૃહસ્થો !

આ શરદુત્સવને પ્રસંગે મને નિમંત્રવા માટે હું તમારી સાહિત્ય સભાનો આભાર માનું છું—માત્ર શિષ્ટાચારને તાબે થઈને નહીં પણ અંતરથી. વડોદરા મારી નહીં પણ મારી કેળવણીની જન્મભૂમિ છે; અને તેને 'स्वर्गादपि गरीयसी' તો નહીં, પણ મૃત્યુ-લોકમાં સ્વર્ગનાં જેવાં સંસ્મરણો પેદા કરનાર પુણ્યભૂમિ હું માનું છું. વીશ વર્ષ પહેલાં વડોદરા કૉલેજમાં હું ભણતો. આજે તે કૉલેજ ફૂલી, ફાલી, વિદ્યાપીઠ બને તેવી યોજના ઘડવામાં મદદ કરવાનો અધિકાર મને પ્રાપ્ત થાય; અને આ શહેરના લાક્ષણિક સમારંભમાં હાજર રહી પ્રેમાનંદ જેવા તેના અધિષ્ઠાતા દેવને

× વડોદરા સાહિત્ય સભાને આશ્રયે 'પ્રેમાનંદ જયંતી' (વડોદરા) પ્રસંગે શરદુત્સવમાં આપેલું વ્યાખ્યાન.

અંજલિ આપવાનો મને લહાવો મળે—આ સદ્ભાગ્યથી મારું અંતર અત્યારે અવર્ણનીય ઊર્મિઓથી ઊભરાય છે.

ઉત્સવો પણ ત્રિગુણાત્મક છે. વસંતોત્સવ તોફાનનો, તાસાંનગારાંનો, કેસરકુંકુમભરી પિચકારીનો, હસાવતી કૂદાવતી હોળીનો, કોકિલ-ગાનની પ્રેરણાનો, વસંતવિજયના ઉલ્લાસનો રાજસી સમારંભ છે. શરદુત્સવ સાત્ત્વિક છે.

થોડાક દિવસ પર વડોદરાના અતિથિગૃહમાં હું એકલો ઊભો હતો. પૂર્ણિમાનો ચંદ્ર ગગને ચઢ્યો હતો. વૃક્ષો એકશ્વાસે સુધાપાન કરી રહ્યાં હતાં. તે શાંતિમાં દૂરથી ગરબા ગાતી સુંદરીઓનો આછો, મીઠો અવાજ ક્યાંયથી આવતો હતો, ચારે તરફ પ્રસરતો હતો, અને ચંદ્રિકાની આર્દ્ર ઉજ્જવલતા સાથે ભળી જતો હતો. નાદ, તેજ ને સ્પર્શ એકરસ થઈ ગયાં હતાં. જ્યોતિર્માલાના દિવ્ય સંગીતથી પણ સુંદર એ રસની લહરી મારે હૈયે વસી; અને મને શરદુત્સવનું રહસ્ય સમજાયું. આ મહોત્સવમાં સુધા-ઝરતી જ્યોત્સ્નાનું અમી છે; કોકિલકંઠીઓના દિવ્ય ગાનના તેમાં આહ્લાદ છે; સ્નેહભીના વિનોદનો મીઠો સ્મિતભર્યો ઉત્સાહ છે. આ પ્રસંગે રસિકતા, માનવ સ્વભાવની સનાતન ક્લિષ્ટતા તજી, માનવહૃદયનાં ઊછળતાં તોફાનો વીસરી, શાંત રસમાં જ નિમગ્ન બની રહે છે; અને સૃષ્ટિ પર શાંતિ, માનવોમાં સ્નેહ, ને હૃદયમાં ઉલ્લાસ પ્રસરી રહ્યાં છે, એવે ખ્યાલે રાચે છે.

આવે પ્રસંગે શુષ્ક વિદ્વત્તાની આજ્ઞાનું પાલન કરી, નિબંધ વાંચી, આ શાંત ઉલ્લાસની મોહક સપાટીને તરંગોથી લોપી નાખવાને મારું મન માનતું નથી. પણ શિષ્ટાચારનાં શાસનો નાદીરશાહના ફરમાનથી પણ સખત છે; અને તેણે તમારા મંત્રીને મુખે ફરમાવ્યું છે કે મારે પ્રેમાનંદ વિશે કંઇક બોલવું; અને—પછી સૂચનાની પિછોડીમાં ઢાંકી પથ્થર માર્યો: 'અત્યાર સુધી બધા વક્તાઓ ભાષણ લખીને વાંચી જાય છે.' હું ગભરાયો, પ્રેમાનંદ વિશે બોલવું એ સહેલી વાત છે; લખીને વાંચી જવું એ અઘરી વાત છે.

મુરબ્બી પ્રમુખ મહાશયની માફક શાંત ને બુદ્ધિપ્રધાન રસિકતાથી, સંસ્કૃતાદિ શિષ્ટ સાહિત્યોના સતત પરિચયથી પ્રગટેલી વિદ્વત્તાથી હું કશું કહી શકું એમ નથી. ભંડારોમાં પુરાયેલી હસ્તલિખિત પ્રતોના ચરણ સેવતાં મેં ઊધઇઓ જોડે સહજીવન સાધ્યું નથી. રવિ ન પહોંચે ત્યાં પહોંચું એવો હું કવિ નથી કે બેચાર શબ્દસમશેરને ઝાટકે જંગ મચાવી શકું. પ્રૌઢતાના ભારથી હું ભયંકર નથી ને અમરતા એનાયત કરવાનો મેં ઈજારો લીધો નથી. મારી શક્તિ ને મારી મહત્ત્વાકાંક્ષા પરિમિત છે. ગમે તેની ને ગમે તેવી કૃતિ વાંચતાં હું શિશુભાવ કેળવું છું; પ્રશંસાપૂર્ણ નયને, સહાનુભવની કૃપાનો આકાંક્ષી હું હાથ જોડી કર્તાને કહું છું: 'शिष्यस्तेऽहम् शाधि माम् त्वां प्रपन्नम् ।' હું તેનું રહસ્ય સમજવા

તલસું છું; તેના ગુણદોષ સાથે તાદાત્મ્ય સાધું છું; કૃતિના આત્માનું દર્શન કરવા કર્તાની મનોદશાઓ સજીવન કરવા મથું છું; અને બધાં બંધનો છોડી કર્તાની ઇંદ્રજાળમાં ખુશીથી સપડાઉં છું. તેણે જમાવેલા રસનો આસ્વાદ લઉં છું, અને આનંદ અનુભવવા મથું છું. એ કૃતિ વિશે કંઈ પણ કહું તો માત્ર એ ભોગવેલા આનંદો સ્મરવા કે વર્ણવવા જ. એટલે પ્રેમાનંદનાં કાવ્યો વાંચતાં અનુભવેલા આનંદને શબ્દોમાં ઝીલવાનો ક્ષણિક પ્રયાસ કર્યા સિવાય હું બીજું કશું કરી શકું એમ નથી.

૨

ભટ પ્રેમાનંદની આંકણી કરતાં, બીજા સાહિત્યના મહાકવિઓના એને ખિતાબ આપવા એ મને ધૃષ્ટતા લાગે છે. ગુજરાતી કાલિદાસ, મિલ્ટન, ડાંટે, ગોઇથે, ને શેક્સપિયરના બિરુદથી આ મહાકવિ વિભૂષિત થયા છે; આ પ્રયોગથી આ કવિને ને જેનાં બિરુદો એને અપાયાં છે એ બધાને અન્યાય થાય છે. જે ગુજરાતનું છે તે બધું મને પ્રિય છે. ગુજરાતને મહાન જોવા, ગુજરાતીને સમૃદ્ધ જોવા હું અધીરો છું. મારે મન 'જેહવી મીઠી પ્રાકૃત હો એ, તે સમોવડી ન દીસી કોઈ' એ ખરું છે; હું 'अपभ्रंशेन तुष्यन्ति'માંનો એક 'ગુર્જર' છું; પણ 'नान्येन' મને રુચતું નથી. હું વલ્લભની માફક 'ગુર્જર ગિરાની તુલ્ય ઉપમા ઊર્વિમાં નથી' એ કહી શકતો નથી. ગુજરાત પ્રિય હોય માટે તેને ઇંગ્લાંડ સાથે કંઈ સરખાવાય ? ગુજરાતી

પત્ની પાછળ 'સતા' થવાય પણ તેને વીનસ-ડ-મિલે કહી સંબોધાય ? પણ આટલું તો કહી શકાય, કે ભાલણથી દયારામ સુધીના મધ્યકાલીન સાહિત્યમાં વૈવિધ્યમાં, સમૃદ્ધિમાં, સર્જકતામાં અને વાસ્તવિકતામાં શ્રેષ્ઠ તો વડોદરાવાસી પ્રેમાનંદ જ છે.

આશરે સંવત ૧૭૦૦ ની આસપાસ જન્મેલા વડોદરાના આ નાંદોરા ચાતુરવંશી બ્રાહ્મણના જીવનથી ભાગ્યે જ કોઈ ગુજરાતી અણજાણ હશે. કહેવાય છે કે પહેલાં તે જડભરત હતા ને કોઇ ગુરુપ્રતાપે પ્રેરણા પામ્યા. આવી અક્કલહીણી દંતકથાએ અનેક મહાન નરોનાં જીવનને વિભૂષિત કર્યાં છે. તેને બાજુ રહેવા દઈ એક વાસ્તવિક ચિત્ર દોરવા પ્રયત્ન કરીએ.

આ જ જગાએ—હું ઊભો છું એ જ ઠેકાણે—ઓટલા પર એક માણ પડી છે. તમે બેઠા છો ત્યાં ચોકમાં અનેક નરનારીઓ આતુરતાથી ઊભરાય છે. થોડે દૂર કથા નીરસ થાય તો શ્રોતાજનોની વચ્ચે ગધેડાં દોડાવવાના જન્મસિદ્ધ હક્કનો ઉપયોગ કરવા ઉત્સુક બનેલા છોકરાઓ ટીખળ કરી રહ્યા છે. લાડુભટ આવી ગયા છે; પણ ભટજી આવ્યા નથી. પળ પર પળ ચાલી જાય છે; શ્રોતા અધીરા બને છે; કેટલાક બગાસાં ખાતા જણાય છે; કેટલાક ઊઠવાની તૈયારી કરે છે.

લાડુભટો મંજીરાં વગાડી થાકી ગયા; 'નમો રે ગણેશાં' એકને બદલે સાત વાર ગાયું, પણ હજુ

ભટજી આવ્યા નહીં. એટલામાં સંદેશો આવ્યો: ‘ભટજી આવી શકે એમ નથી; માંદા પડ્યા છે.’ ગરીબ બિચારા બન્ને લાડુભટો એકબીજાની સામે જુએ છે. શું કરવું? આવી મેદની ફરી ક્યાંથી લાવવી? કાલે કોને ઘેર જમવાનું? ગયો વખત ને વિખરાયેલું શ્રોતાવૃંદ કદી પાછાં મળ્યાં છે?

એક લાડુભટ પોતાને સ્થાનેથી ઊઠે છે. કેટલાય રસભૂખ્યાઓ નિરાશ બની ઘેર જશે! કેટલા દિવસ ખીચડી ખાઈ પડી રહેવું પડશે! લાડુભટ એક વિપલ અધીરા જનસમૂહ પર નજર નાખે છે; આવીને માણ પાસે બેસી જાય છે. તેનાં અંગેઅંગ કાંપે છે. સાંભળનારમાં હસાહસ થાય છે. થોડાક ઊભા થઈ જાય છે. ટીખળી છોકરાઓ સિસોટી વગાડે છે. પણ બુલંદ અવાજ ગાજી રહે છે—સુકુમાર પણ સંસ્કારી, ક્ષુબ્ધ પણ ઉત્સાહથી કાંપતો. લાડુભટની આંગળીઓ માણ પર નાચે છે—રણકારથી; ને દિશાઓ થનગને છે. શાંતિ—અભંગ શાંતિ પ્રસરી રહે છે. અને કથાનાં રસ, ગીત, હાસ્ય ને વિનોદથી વડોદરું ઘેલું બને છે.

બીજે દિવસે મેદનીનો પાર નથી. આંખમાં ગર્વ લાવી વૃદ્ધ ભટજી ઉચ્ચારે છે: ‘બેટા પેમા! જા; હરિકથાની રેલમછેલ કર.’ અને ગર્વભર્યાં આશીર્વચન સફળ કરવા તે બહાર પડે છે.

મને જો દંતકથા રચવાનો હક હોય તો હું આવું કંઈક રચું.

પછી ભટ પ્રેમાનંદ 'ઉદર નિમિત્તે' નંદુરબાર, ને સૂરત ગજવે છે; રાજાનો માનીતો બને છે; કોઇકને પ્રેરે છે; કોઇકને પોષે છે; ધનવૈભવે સમૃદ્ધ બને છે; 'જેણે ઘૃતસરિતા ચલાવી રે, બાંધી સાકરપાજ.' એ સંતુષ્ટ બ્રાહ્મણોને મુખે પ્રમાણપત્ર સાંભળે છે. નવે દિવસે નવાં આખ્યાનો રચી, મૃતઃપ્રાય ગુર્જરીને સજીવન કરી, શણગારો સજાવે છે, અને સદાય પ્રાર્થે છે:

'લોક લાડીલો કહેવા આવે, સરસ્વતીઉપાસક કહાવે:
એવું વેણ કરાવો સત્ય, માગું અલ્પમતિ મહામત્ય.'

૩

પ્રેમાનંદનાં કાવ્યો વાંચતાં એક વસ્તુ તરત નજરે ચડે છે—તેની કથનશક્તિનો વિપુલ ને વેગભર્યો પ્રવાહ. કૈલાસ પરનો 'અપ્રતિહત ગંગાવતરણ જેવો પ્રપાત' નહીં; કલકત્તા આગળ તરવરતા, ધસતા તરંગોની મર્યાદાની વિડંબના કરતો મહાનદ. એકે વસ્તુ રહી જતી નથી; એકે ભાવ વિસરાતો નથી; એકે પ્રસંગ ઉપયોગ વિનાનો થઇ રહેતો નથી. કોઈક વાર કથનશક્તિએ પ્રલય માંડયો હોય એમ લાગે છે.

આ પ્રલયપ્રવાહના જોશમાં એ સમયના સાહિત્યનું એક મોટામાં મોટું દૂષણ ઢંકાઈ જાય છે. એ સમયમાં વર્ણન એટલે લક્ષણોની સવિસ્તર યાદી—નહીં તો ઉપમાવલિની પરંપરા. ચોક્કસ ને વિગતવાર યાદીઓ વાંચનારની કલ્પનાને ગૂંગળાવે છે; અને ચિત્ર ઊભું થતું જોવાની ઇચ્છાને કચરી નાખે છે.

નળાખ્યાનમાં વનનું વર્ણન લગભગ જંગલખાતાની ટીપ છે; અને નળદમયંતીની પ્રશંસા ઉપમાના કોષ જેવી છે. 'રણયજ્ઞ'માં રાવણના સરદારો જાણે 'પરેડ'માં 'એક' 'બે' બોલતા હોય એવો ભાસ થાય છે.

પ્રણાલિકાને વશ થઈ વર્ણનકલાને ગણિતશાસ્ત્રનાં ધોરણોથી રચતાં કવિનો આત્મા કકળતો દેખાય છે; અને શબ્દનો કીમિયાગર રસ જમાવવાનો એક અદ્ભુત પ્રયોગ કરે છે. તે વર્ણનને—લક્ષણો કે ઉપમાની ટીપને–નાદસૌંદર્યથી સરસ કરે છે. આ પ્રયોગ ખુરશી પર બેસી મૂંગે મોઢે વાંચતા જમાનાને સમજવો કઠણ પડે, પણ રસ્તા વચ્ચે બેસી કાન વડે માણના રણકારથી ગાજતું આખ્યાન સાંભળનારનો જમાનો વધાવી લે એમાં નવાઈ નથી. નેત્ર વડે વાંચી, ચિત્ર ખડું કરવા જતાં વર્ણનની વિપુલતા સાલે ખરી; પણ કર્ણેન્દ્રિયથી વર્ણન સાંભળતાં, નાદની મોહની ચિત્ર સહેલાઇથી રચી શકે છે; અને જો રસવૈવિધ્ય સાથે નાદવૈવિધ્ય આવે, તો સાંભળનાર રસિકને સરસતાની ઝાંખી થયા વિના રહે નહીં. છાપેલાં પાનાં પર આપેલા દમયંતીના વર્ણનમાં સચોટતા, ચિત્રમયતા કે સરસતા ન લાગે; યાદીને છેડે જતાં જતાં દમયંતીને પણ વીસરી જવાય, પરંતુ એ જ મોટેથી ગાતાં—અને તો સાથે તાલ આપતાં—

> 'નૃપ ભીમકતનયા, રૂપબનયા રસીલી રંગપૂરણા,
> નરઅંગના, દેવાંગના, માનિની મદચૂરણા.'

એ પંક્તિઓનું નાદસૌંદર્ય ધીમે ધીમે કલ્પનાને મુગ્ધ કરે છે, રસિકતાની સૂક્ષ્મતા અનુભવાવે છે, ને આનંદની લહેરો પ્રગટાવે છે. તે જ પ્રમાણે વાંચતાં બાલિશ લાગતું કુંભકર્ણનું વર્ણન, તાલ સાથે ગાતાં અદ્ભુત ચિત્ર ઊભું કરે છેઃ—

'સો-પચાસને કરમાં સાહે, કુંભકરણ મૂકે મુખમાંહે;
કરડે, મરડે, મચડે ભૂર, શતસહસ્ર વાનર કીધા ચૂર.
તાડે, પછાડે, ઉડાડે ગ્રહી, કરમાં આવ્યો તે છૂટે નહીં.
રુવે વાનરા પાડે રીર, કાળજું કાઢી પીએ રુધિર.[1]

જ્યાં સુધી ગાતા જાઓ નહીં, ત્યાં સુધી પ્રેમાનંદનો પૂરો રસ ચખાય નહીં.

પ્રેમાનંદના કથનના પ્રવાહમાં અદ્ભુત ગતિ છે. વર્ણન, અલંકાર, ઊર્મિકથન, વિનોદભર ઘરગથ્થુ રંગોની ચમક એકધારાં વહ્યાં આવે છે; ઘણી વખત જોઈએ તેના કરતાં વધારે પ્રમાણમાં—કોઈક વખત સપ્રમાણ સુગ્રથિતતાથી. 'ચંદ્રહાસઆખ્યાન' જેવા આખ્યાનની સુગ્રથિત ગતિનો મોહ કોને નથી લાગ્યો ?

૪

નરસિંહ મહેતા પછી શુદ્ધ ભક્તિ ગઈ અને માત્ર ભક્તિમાહાત્મ્યનો યુગ આવ્યો. પ્રેમાનંદની પૂર્વે વિશ્વનાથ જાની ( સં. ૧૭૦૮ ) જેને ભક્તિ-માહાત્મ્ય કહી શકાય એવું સાહિત્ય સર્જવું શરૂ કરે છે. જેમ ભાલણ અને પ્રેમાનંદ વચ્ચે નાકર ને વિષ્ણુદાસ છે, તેમ નરસિંહ ને પ્રેમાનંદ

૧. રણયજ્ઞ.

વચ્ચે વિશ્વનાથ કહી શકાય. વિશ્વનાથના રચેલા નરસિંહ મહેતાના ચરિત્રમાં શુદ્ધ ભક્તિનો સ્વાનુભાવક તલસાટ નથી; પણ નરસિંહ મહેતાનું અનુકરણ કરવાની આછી કલા દેખાય છે.

તે જ પ્રમાણે ઘણા કવિઓએ નરસિંહના ચરિત્ર પરથી પોતાની કૃતિઓ લખી લાગે છે. એક કોઇ અજ્ઞાત કવિનું 'નરસૈં મહેતાનું આખ્યાન' મળી આવ્યું છે.[1]

પ્રેમાનંદને આ બાબતમાં વિશ્વનાથની પ્રેરણા મળી હોય એમ સંભવે છે. પણ જે પ્રસંગો જાનીમાં ભક્તિભાવ અને પૂજ્યભાવ પ્રેરે છે તેને અનુગામી, અઠંગ કલાકાર માત્ર કલાની વસ્તુ બનાવી મૂકે છે. એની કલામાં શેક્સપિયર, અને ગોઇથે જેવા સર્વોપરી કલાકારની સર્વગ્રાહી સર્જકતાના કેટલાક અંશો છે. શુદ્ધ ભક્તિ, ભક્તિ અને વૈરાગ્યથી કે જ્ઞાનથી મિશ્રિત થયેલી ભક્તિના જુદા જુદા ભાવોમાં પોતે તેને અનુભવ્યા વિના પ્રવેશી શકે છે; અને જાતજાતનું ઊંચા પ્રકારનું સાહિત્ય રચી શકે છે.

ભાગવતમાં શુદ્ધ ભક્તિ, ઉપાસના, પૌરાણિક બળ અને કલા એમ ચારે અંગ મળ્યાં હતાં. મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય મન્વંતરના મનુ સમાન ભાલણની કૃતિઓમાં ઉપાસના સામાન્ય હતી; પૌરાણિક બળ સંસ્કૃત પુરાણોના આદર્શોથી ઘડાયું

૧. ગુ. વ. સોસાયટી.

હતું; કલા સંસ્કૃત સાહિત્યની છાયા અને સ્થાનિક જીવનના રંગોથી રંગાઈ હતી.

પ્રેમાનંદની ઉપાસનાવૃત્તિ ભાલણથી પણ ઓછી પ્રેરણાવાળી હતી; નાકર ને વિષ્ણુદાસની ઘરડિયા ઉપાસનાથી સારી, પણ મહિમાગાનથી ઊંચા પ્રકારની નહીં જ. નરસિંહ મહેતાના મુખમાં મૂકેલું નીરસ ને પ્રેરણાવિહોણું સ્તોત્ર આનું દૃષ્ટાંત આપશે:

"મહેતે કરમાં તે લીધી તાલ,
સ્તુતિ કરે ને સમરે ગોપાલ;
ખરેખરાં નેણે આંસુ ઝરે,
નરસૈંયો હરિને વિનતી કરે.
રખે તીરથવાસી પાછા ફરે,
તે દુઃખે જીવડો નીસરે:
તાલ વાગે ને હરિગુણ ગાય,
સામળિયાજી કરજો સહાય.
પ્રભુ પ્રહ્‌લાદની વારે ધસ્યા,
લક્ષ્મીવર તમો લોહમાં વસ્યા;
અપરમાનો ઉતાર્યો મદ,
ધ્રુવને આપ્યું તે અવિચલ પદ.
ચંદ્રહાસને રાખ્યો તેં હરિ,
વિખ ટાળીને વિખયા તેં કરી;
અમરીખનો ઉતાર્યો ભાર,
પ્રભુ લીધા તેં દશ અવતાર.
અજામીલ નામે ઓધાર્યો,
તેલકઢામાંથી સુધન્વા તાર્યો;
ગજેન્દ્ર રાખ્યો મગરે ગ્રહ્યો,
મેં મહિમા તમારો લહ્યો.

ગુણકા તારી કરમે અઘોર,
પ્રભુ ભીલડીનાં ચાખ્યાં બોર;
બળતા રાખ્યા તેં પાંડવવીર,
પાંચાલીનાં પૂર્યાં ચીર.'[1]

પ્રેમાનંદે રચેલા ભક્તિસાહિત્યમાં કલાકારનાં જ તત્ત્વો છે. એ સ્વાનુભવના તલસાટ વિના પ્રણયઘેલછા દર્શાવી શકે છે. નરસિંહ મહેતાની કૃતિઓ કરતાં એની કૃતિઓમાં વૈવિધ્ય વધારે છે; ભાવોને સમૃદ્ધ કરવાનો પ્રયત્ન પણ સર્વગ્રાહી છે; પણ તેમાં શુદ્ધ ભક્તિની પ્રચંડ ઊર્મિ નથી, તેમ સરસતાનો ઊંચો આદર્શ નથી. ભમરપચીસીમાં ગોપીનું વિરહગાન કે રાધાની ફરિયાદ નરસિંહના દાઝતા અંગારા સમાન કવન આગળ નિશ્ચેતન લાગે છે.

'માવજી મથુરાં જઇ વસીઆ, પ્રીત ઉદ્ધવજી દીઠી રે;
પરઘેરલોભી લખી નવ શકે, એક ચાર આંગળની ચીઠી રે.
× × ×
ગોવિંદ વિના ગોકુળીઆમાં, ગોઠ ન લાગે મીઠી રે'

આમાં કવિતા છે, પ્રણયોર્મિ નથી.

બ્રાહ્મણે અનેક બળો પ્રગટાવ્યાં છે, તેમાંનું એક પુરાણ છે. થોડેક અંશે ઐતિહાસિક, થોડેક અંશે ભાવનાત્મક, ઘણે અંશે રસિક—એવા આ પાંચમા વેદના સાહિત્યે ઇતિહાસ, જીવન, ધર્મ ને સંસ્કાર —ચારેને સજીવન રાખ્યાં એટલું જ નહીં, પણ પરસંસ્કાર અને પરરાજ્ય બંનેને વીસરવાનું મુખ્ય સાધન પૂરું પાડ્યું. આ સાહિત્યે રચેલી પારદર્શકતાથી

૧. હૂંડી.

વેદકાલ ને ભારતકાલનું જ અંગ ચાલુ જીવન હોય એવો ભાસ પેદા થયો.

'જ્યારે રાજ્યવિપ્લવોને લીધે સંસ્કૃત ભાષા રાજ્યભાષાને સિંહાસનેથી પદભ્રષ્ટ થઈ ત્યારે આ સાહિત્યે ધાર્મિક વ્યાસપીઠ પર પોતાનો કાબૂ મજબૂત કર્યો. એટલું જ નહીં પણ પોતાની પ્રેરણા વડે પ્રાંતિક ભાષાઓને નવું જીવન આપ્યું. આ પરાક્રમ શ્રીકૃષ્ણના નામથી, અને ભાગવતની પ્રેરણાથી થયું.

'ગુજરાતમાં ભાલણે ( વિ. સં. ૧૪૯૫–૧૫૯૫) એ પ્રેરણાથી નવો સાહિત્યયુગ શરૂ કર્યો. મીરાં અને નરસિંહનાં કાવ્યો પણ આ નવા બલની પ્રેરણાથી રચાયાં, ને સ્વીકારાયાં. કવિ અને કથાકારોની પરંપરા દ્વારા આર્યભાષા ને સંસ્કારનો આત્મા ગુજરાતી સાહિત્ય અને તે દ્વારા સંસ્કારમાં ઊતર્યો. પ્રેમાનંદે નાનકડી રંગભૂમિ પર ભગવાન વેદવ્યાસનો પાઠ ભજવવાનો કંઈક પ્રયત્ન કર્યો, અને દયારામ સુધી —મુસલમાની યુગ પૂરો થયો ત્યાં સુધી—એ નવા બળની પ્રેરણા કાયમ રહી.

'આ બળની ભવ્યતાનું ભાન આણવા પ્રેમાનંદ જેવી કોઈ એક આદર્શ વ્યક્તિની મનોદશા પારખવાનો પ્રયત્ન કરીએ. ભૂતકાલની આર્ય સંસ્કૃતિ— પરાક્રમી કારકિર્દી, અપૂર્વ સાહિત્ય ને વિશુદ્ધ ભાવનાની જાજ્વલ્યમાન એવી પવિત્ર ને શ્રેષ્ઠ સંસ્કૃતિનો તે

વારસ હતો—પ્રતિનિધિ હતો. યુગોથી તેની સનાતન મહત્તા સદાચારી પિતા ને સતી માતાઓએ જાળવી હતી. તેને મન ભૂતમહત્તા ગયા જમાનાની ન હતી, પણ સદાસર્વદા વિજયી રહેતી મહત્તા હતી. એ પરસંસ્કારને ખાળવા તત્પર હતો, તેના કાન ભૂતકાળની પ્રેરણાનું સંગીત સાંભળી રહ્યા હતા. તેની આંખ ભાવિ વિજય પર ઠરેલી હતી. તેણે અંતરનાં દ્વાર ખોલી પોતાના આત્માનું સંસ્કારી સંગીત રેલાવ્યું. તેણે પાઠશાલાઓ પ્રેરી, ગામેગામ કીર્તન કર્યું, ગલીએ-ગલીએ કથા કરી, અને ઘેરઘેર લોકગીત ગવડાવ્યાં. એણે ધર્મ સાચવ્યો, ઐતિહાસિક સાતત્ય સાચવ્યાં, ભાષા ને સાહિત્ય સાચવ્યાં, પ્રેરણા ને આદર્શ સાચવ્યાં; અને સંસ્કૃતિનો અમર આત્મા એને પ્રયાસે ગુલામગીરીની બેડી તોડી દેશમાં વિજયી થઈ વિચરી રહ્યો. '[1]

પ્રેમાનંદના હાથમાં પૌરાણિક સાહિત્ય માત્ર સંસ્કૃતનો અનુવાદ નહોતો. ગર્વથી કવિ કહે છે:

'આ પાસા વ્યાસ વાંચે સંસ્કૃત,
આ પાસા મારું પ્રાકૃત;
કવિઓ કહેશે આ શો ગર્વ ?
નથી ગર્વ સાંભળજો સર્વ.
થયા પુરાણી મોંઘા દાટ,
તેથી થયો ઘણો ઉચાટ

૧. મુનશીકૃત 'કેટલાક લેખો' 'ગુજરાત : એક સાંસ્કારિક વ્યક્તિ.'

હવે કોણ દેખાડે વસમી વાટ?
થયા બંધ સ્વર્ગનર્કના ઘાટ.
ત્યારે કર્યું પ્રાકૃત વિમાન.'[1]

એનાં આખ્યાનો ખરેખરાં વિમાન છે; પૌરાણિક કથાઓમાંથી તમને ઉપાડી લઇ પ્રાંતીય જીવન, સાહિત્ય અને આદર્શોના વ્યોમમાં વિહરાવે છે. ભાલણની કલાદૃષ્ટિ સંસ્કૃતની પ્રેરણા ઝીલનાર પંડિતની હતી; પ્રેમાનંદની કલાદૃષ્ટિ—ગમે તેવી ઊતરતી પણ સજીવ કલાદૃષ્ટિ—સંસ્કૃત વસ્તુને સજીવન કરનાર ગુજરાતી કલાકારની હતી. એને મન ગુજરાતી સાહિત્ય ને જીવન દેવી મનાતી પૌરાણિકની દૃષ્ટિથી ઘડવાની માટી ન હતી; પણ પૌરાણિક કથાઓ—સંસ્કૃત સાહિત્ય માત્ર—ગુજરાતી સાહિત્યની ભવ્યતાનું મંદિર ચણવાનાં ઈંટમટોડાં હતાં.

ભૂત સાહિત્યની પ્રેરણામાંથી ત્રણ દૃષ્ટિબિંદુ પ્રગટે છે. પહેલું ઐતિહાસિક કલ્પનાનું; બીજું કાલ્પનિક ઇતિહાસનું; અને ત્રીજું પ્રણાલિકાસર્જિત ઇતિહાસનું.

ત્રણેમાંથી એકે દૃષ્ટિબિંદુ સત્ય ને વાસ્તવિક ભૂતકાળને કલ્પી કે સરજી શકતું નથી. જ્ઞાતા જ્ઞેયને જ્ઞાન રૂપે જોઈ શકે તે પહેલાં પોતાની ચિત્તવૃત્તિથી તેને લપેટી લે છે; તેના રંગ અને આકારનું જ્ઞેય પર આરોપણ કરે છે. તે જ પ્રમાણે કલાકાર—પછી મોટો કે નાનો—ભૂતકાળ કલ્પતાં કે સર્જાવતાં સમકાલીન જીવનલીલામાંથી છૂટી શકતો નથી; અને તેની

1. માર્કણ્ડેય પુરાણ.

વૃત્તિઓનું આરોપણ રોકી શકતો નથી. સ્કૉટ ને ગોતીએરે વર્ષોનાં વર્ષો ભૂતસમય અને જીવન સર્જાવતાં ગાળ્યાં; તેમની બીજી પેઢીના વાચકો તેમણે રચેલા ભૂતકાળને ખોટો ઠેરવે છે; અને અત્યારે જે કિંમત છે તે તો એ કૃત્રિમ ભૂતકાળમાં રહેલી સરસતાની જ.

ઐતિહાસિક કલ્પનાની દૃષ્ટિ ઐતિહાસિક સાધનોની મદદ વડે ભૂતકાળ જેવો હતો તેવો રચવા પ્રયત્ન કરે છે. કાલ્પનિક ઇતિહાસની દૃષ્ટિ ઐતિહાસિક સામગ્રી વડે વર્તમાન રચે છે. એક ઊંધું રાખેલું દૂરબીન છે. એનાથી સમીપ રહેલી માનવતા ઘણી દૂર ઊભેલી, અપરિચિત સ્વાંગ ધારતી સુરેખ વ્યક્તિમાં દેવી દેખાય છે, ને પૂજ્યભાવ પ્રેરે છે. બીજું, બરોબર રાખેલું દૂરબીન છે. તેનાથી માનવતા છે તેનાથી વધુ સમીપ દેખાય છે; રેખાઓ મળી જાય છે; દૂષણો ને નિર્બળતા તરી આવે છે; અપૂર્ણતાના ભાઈચારામાં આપણે તેને આલિંગીએ છીએ. બંનેમાં માનવતા તો ઘણે અંશે સમકાલીન જ હોય છે. માત્ર એકમાં વચ્ચે કલ્પનાનું perspective આવે છે. બીજામાં કલ્પના સામાન્ય ચીજોને પાસે લઈ આવે છે.

ત્રીજું દૃષ્ટિબિંદુ પ્રણાલિકાસર્જિત ઇતિહાસકાળનું છે. તે પ્રમાણે કેટલાંક બીબાં ગોઠવ્યાં કે ભૂતકાળ બની જાય છે. તેમાં ઇતિહાસ પણ નથી હોતો ને કલ્પના પણ નથી હોતી. ધીરોદાત્ત નાયક, વ્રતધારી બ્રાહ્મણ, સતી સ્ત્રીઓ, હરિભક્ત રાજા દૃષ્ટિબિંદુને

ઉપયોગી બીબાં છે; અને એમાં રેખાઓ નથી ખરા ઇતિહાસની ને નથી શુદ્ધ કલ્પનાની.

ઐતિહાસિક કલ્પના ઘણા પ્રાચીન અને અર્વાચીન શિષ્ટ સાહિત્યસ્વામીઓએ સેવી છે. કાલિદાસ કણ્વને અને ઉર્વશીને, ભાગવતકાર કૃષ્ણને, હોમર ગ્રીક વીરોને, સ્કૉટ ને ગોતીએર તેમનાં પાત્રોને,નેશેક્સપિયર કેટલાંક પાત્રોને આ દૃષ્ટિએ સરજે છે. મધ્યકાલના સાહિત્યમાં પ્રણાલિકાસર્જિત ભૂતકાળ ગાવાની પ્રથા ચાલતી હતી, અને તે આજે પણ એક પ્રકારની લોકપ્રિયતા ભોગવે છે. આ પ્રથાએ રચેલાં બીબાંએ કેટલુંય સાહિત્ય નિશ્ચેતન કરી મૂક્યું છે.

પ્રેમાનંદની કૃતિમાં માત્ર કોઈક જ વાર આ પ્રથાનાં દર્શન થાય છે. રાવણને હરિભક્ત કરવાને તે તેની પાસે આ ઔચિત્યહીણું વાક્ય ઉચ્ચરાવે છે:

> 'એ છે રામ પરિબ્રહ્મ આનંદકારી
> મુને મારવા માનુષી દેહ ધારી:
> જાણી જોઇને જાનકીહરણ કીધું,
> ઘેલી નાર મેં મરણ માગીને લીધું.'[1]

એ જ રાવણ આગળના કડવામાં બોલે છે:

> 'ઇંદ્ર સમુદ્ર મહારુદ્ર વશ કીધા, ત્રિભુવન મારું નામ,
> કુંભકરણ સરખો બાંધવ માહરે, કોણ માત્ર લક્ષ્મણ-રામ ?'[2]

પણ સાધારણ રીતે આ પ્રથા પ્રેમાનંદને રુચતી નથી. તેણે પુરાણની સામગ્રીથી નવી પણ સમકાલીન સૃષ્ટિ રચી છે; પૌરાણિક ભક્તિના સ્વાંગ નીચે

૧, ૨. રણયજ્ઞ.

ગુજરાતનું જીવન ચીતર્યું છે. સામાન્ય રીતે તેનાં પૌરાણિક પાત્રોમાં બિલકુલ વ્યક્તિત્વ નથી; પણ જ્યાં આ કીમિયો અજમાવાય છે, ત્યાં સર્જકતા અવધિ કરે છે.

તેની કલાને પ્રતાપે દેવ ને દેવીઓ ગુજરાતી અલ્પતા પામી, હાસ્યજનક કે હેતને પાત્ર બને છે. નળાખ્યાનમાં દેવો મૂર્ખશિરોમણિ ગરાસિયા થઈ જાય છેઃ

'ઈંદ્રે મનમાં શાપ્યો હુતાશન,
  વાંદરાના જેવું થયું વદન;
અગ્નિએ જાણ્યું એ ઇંદ્રનું કાજ,
  રીંછમુખ થાજો મહારાજ.
વરુણે શાપ મનમાંહે દીધો,
  જમને માંજરમુખો કીધો;
ધર્મે અંતર ઇચ્છયું એવું,
  વરુણનું મુખ થાજો શ્વાનના જેવું.
રીંછ, વાનર, શ્વાન, માંજાર,
  કન્યા કહે વરસડા ચાર;
ઇંદ્રરાયવાણી એમ ભણે,
  ખાધાવેધ માંડયો આપણે.'[1]

સુભદ્રાહરણમાં દ્રૌપદી સાધુને જોઇ પૌરાણિક મહામાયાનું પ્રતાપી પદ છોડી તે સમયની સામાન્ય અભણ સ્ત્રી બને છેઃ

'મારું મન તો સર્વથા બાવાજી ! તમ ચરણે વસ્યું;
પંચકંથને પરહરી તમારી સેવામાં ધસ્યું.'

× × ×

---

૧ નળાખ્યાન.

'દ્રૌપદી કહે કથ પાંચે પરહર્યા મેં જાણજો,
પાપ પુણ્ય બ્રહ્મ જાણે, વિશ્વાસ મનમાં આણજો;
સર્વથા મારે આવવું જ્યાં તમારું રહેઠાણ છે,
જો મુને મૂકી જશો, આ તજું મારા પ્રાણ છે.'

અને સુદામા સરખા સરળ ને શુદ્ધ તપસ્વી, સામાન્ય વિનોદભર્યું સ્વરૂપ લે છે. નવું સ્વરૂપ પામેલી તેની સ્ત્રીએ—

'પૂજા કરીને પાલવ ગ્રહ્યા તવ ઋષિજી નાઠા જાય,
થરથર ધ્રૂજે ને કૈં ન સૂઝે, છૂટી જટા ઉઘાડે શીશ;
હસ્ત ગ્રહવા જાય સુંદરી, તવ ઋષિજી પાડે ચીસ,
હું તો સેજે જોઉં છું ઘર નવાં, મને નથી કપટવિચાર:
હું તો વૃદ્ધ ને તમો જોબન નારી, છે કઠણ લોકાચાર.
ભોગાસક્ત હું નથી આવ્યો, મને પરમેશ્વરની આણ;
જાવા દ્યો મને કયાં દમો છો, તમને હજો કલ્યાણ.
આંગણામાં કોઇ નર નથી, આ દીસે સ્ત્રીનું રાજ્ય;
તમને પાપણીઓ પરમેશ્વર પૂછશે, હું ને કાં આણ્યો છો વાજ ?'

પોતાની સ્ત્રીને પારખવાને અશક્ત આ ભોળો મૂર્ખદત્ત આખા મધ્યકાળના સાહિત્યમાં આકર્ષકમાં આકર્ષક વ્યક્તિ છે.

૫

આ પ્રેમાનંદની કલા અને આ એની સર્જકતાની વિશિષ્ટતા. પૌરાણિક પાત્રોનાં તો માત્ર નામ જ; જીવન ને ચારિત્ર્ય તો એના સમયનાં સ્ત્રીપુરુષોનાં.

આ કલા કોઇ વખત સામાન્ય તળપદું કે ગ્રામ્ય વાતાવરણ સર્જાવે છે. પણ આ દોષો તેના

સમયની પ્રચલિત સંસ્કારિતાના છે, કલાકારની કલાના નથી. ગુજરાત તે સમયે મુસલમાન ને મરાઠા સૈન્યો માટેની પગથી બન્યું હતું. તેની રાજ્યલક્ષ્મી ક્યારનીય નષ્ટ થઈ હતી. સ્થાનિક શૌર્યનાં સ્મરણો પણ રહ્યાં નહોતાં. અધમતા, અજ્ઞાન, સામાજિક બંધનોની નિશ્ચલતા ને રાજકીય પરતંત્રતાએ માનવતાનું માપ માત્ર મૂઠભર કર્યું હતું. મહાન ભાવનાઓ, પ્રતાપી ઊર્મિઓ, વિપ્લવકારી ભાવો કે સંસ્કારી મૃદુતાની છાયા: નહોતી. બીજા પ્રાંતોમાં શુદ્ધ ભક્તિએ જે પ્રેરણા જગાડી હતી તેનો હજી ગુજરાતમાં સંચાર પણ થયો નહોતો.

પહેલાં અને પાછળ રચાયેલા સાહિત્યમાં રહેલી કલા પણ નિર્જીવ—માત્ર નિર્માલ્ય કથાકાર કે વાર્તાકારની વિપુલ પણ ભાવવિહોણી, પ્રચંડ ઊર્મિ કે જ્વલંત ભાવના વિનાની સંસ્કૃત સરસતાથી દૂર ને દૂર જતી, અને છતાં પોતાની મેળે સરસતા સર્જવાને અશક્ત. શુદ્ધ ભક્તિ કે ઉપાસના–પ્રણય કે ભાવનાથી, વીરતા કે આત્મત્યાગથી અસ્પૃષ્ટ એવા નિર્જીવ જીવનનું અનાકર્ષક પ્રતિબિંબ જાણે !

આ બધા અંધકારમાં ને નિરાધારીમાં એક જણ સરસ્વતીના ઉપાસક થવાની મહાભાવનાથી પ્રેરાય છે; અને જે નજરે ચઢે છે તે આબાદ રીતે ચીતરે છે. તેની સર્જકતાની શક્તિ હલકું પાત્ર ચીતરવાથી ઘટતી નથી.

તેનું સાફલ્ય સર્જનની સચોટ ચિત્રમયતામાં છે, તેના વિષયમાં નથી. સુદામો આવો કેમ ચીતર્યો તે પ્રશ્ન કૃત્રિમ સાહિત્યાદર્શો સાચવનારા ભલે પૂછ્યે રાખે; કલાની દૃષ્ટિ તો તે કેવો ચીતરાયો છે, એટલું જ જુએ છે.

આ સર્જનકળાની ખૂબી જોવા થોડાં સરસ ચિત્રો જોઈએ. એક આ બજાજનું—

'જે ચૌદ લોકના મહારાજ રે,
મહેતા માટે થયા બજાજ રે;
વાઘો શોભે કેશર છાંટે રે,
બાંધી પાઘડી અવળે આંટે રે.
કાને કુંડળ હીરે જડિયાં રે,
નેત્ર પ્રલંબ શ્રવણે અડિયાં રે;
એક લેખણ કાને ખોસી રે,
નામ ધર્યું દામોદર દોશી રે.
ઝીણા જામા ને પટકા ભારે રે,
હરિ હળવે હળવે પધારે રે;
ખાંધે પછેડી ઓઢી નાથે રે,
બેઉ છેડા ગ્રહ્યા છે હાથે રે.
વીંટી વેઢ દશે આંગળીએ રે,
સાદાં મોજાં પહેર્યાં સામળીએ રે;
ઘણા વાણોતર છે સાથે રે,
કોણે ઝોળા ગ્રહ્યા છે હાથે રે.'[૧]

આ એક રસિક ચિત્ર સાથે આ બીજું આબેહૂબ ને કલામય છતાં નરસિંહ મહેતાની ભક્તિ ને ભાલણની ઉપાસના કલ્પી પણ ન શકે એવું ચિત્ર જોવા જેવું છે:

---

૧. મામેરું

'વહાલો ગોમતીજીના ઘાટમાં રે,
મળ્યા તીરથવાસીને વાટમાં રે;
વેશ પૂરો આણ્યો મારે વહાલે રે,
નાથ ચૌટાની ચાલે ચાલે રે.
છે અવળા આંટાની પાઘડી રે,
વાલાજીને કેમ બાંધતા આવડી રે?
દીસે વાણિયો ભીને વાન રે,
એક લેખણ ખોસી છે કાન રે.

× × ×

ત્રિકમજી વણિકની તોલે રે,
નાથ ઉતાવળું ને બોબડું બોલે રે.
સોનાની સાંકળી ને કડે દોરો રે,
કેડે પાટિયાનો કંદોરો રે.
ઝળકે ધનરેખ હથેલીમાં રે,
આંગળીએ વીંટી ને વેલીઆં રે;
સાદી એક તાફ પહેરી છે હરજી રે,
એનો સીવનારો કોણ દરજી રે?
બે ટુંકડા બંધન બેવડાં રે,
ગુણ ક્યાંથી શીખ્યા પ્રભુ એવડા રે?
કરે આડે હાથે લટકો રે,
સાદી દોરીનો કેડે પટકો રે;
પટકે લટકે ફુમતડા-જોત રે,
કેડે ખોસી પીતળની દોત રે.
કિયાં કિયાં તે કૌતક ભાળીએ રે,
ઠાલી ગાંઠ વાળી બેચાર ફાળિયે રે;
એક ઓઢી પછેડી ખાંધ રે,
નાથ ફુંદાળો ને મોટી ફાંદ રે.'[1]

અને આ શુક્રાચાર્યનું ચિત્ર દેવોને કંપાવતા દૈત્યગુરુનું નહીં, પણ પ્રેમાનંદના સમયના યજમાન-વિહોણા વૃદ્ધ બ્રાહ્મણનું—

૧ પ્રેમાનંદકૃત 'હૂંડી'.

'વૃદ્ધ વેશ કર ગ્રહી લાકડી,
વાગે ઠેસ પડે આખડી;
જલજલાં નેત્ર જુવે અરૂંપરૂં.
માથે બાંધ્યું ફાટું ચીંથરૂં.
થરથર દેહડી ધ્રૂજે જદુરાય,
કાયામાં પ્રગટ્યો કંપવાય;
મુખ નાસિકાએ લાળો ચૂવે,
કર કપાળે દઈ આડું જુવે.
પેટ વળી છે કરચલી,
દીનબંધુ દુબળા જાણે પેપલી;
ઊધરસનો ઠાસો ચઢે શ્વાસ,
ખહરોગિયા થયા અવિનાશ.
ખોં ખોં ખોં ખોં ખુંખારો કરે,
ભોમ પડે ને પગ લડથડે;
નીસરી ખૂંધ, કટી બેવડ વળી,
પગે વાયુ ને માથે વળી.
ખોડંગાતો ચાલે કાનુવો,
વાંકું ઘૂંટણ પગે જાનુવો;
વળગે જીભ બોલતાં આવે શૂર,
ઓઢ્યો કામળો પહેર્યું વનફૂળ.'

આ સાથે એક ચિત્ર વિષયાની નાહતી સખીઓનું મૂકોઃ

'કો કુસુમનેણે કો કંઠ ઝીણે,
ગુણવતી લાગી ગાવાજી;
કો શરીર સમારે ઉત્તમ ઓવારે,
કોઈ ઊતરે નાહવાજી.
કો તટ બેસે કો જળમાં પેસે,
તારુણી જાયે તરવાજી;
કો ડૂબકી ખાય સંતાડી કાય,
વળી બહાર નીસરે વઢવાજી.

કો કેશ ઝાલે તાણી કાઢે,
લાગી હાસ્યવિનોદ કરવા બાળીજી;
કો આલિંગન દેતી મૂકો મૂકો કહેતી,
કો કર દેતી તાળીજી.'

કેવું રમણીય ચિત્ર! યુરોપ જઇ આવનારને લીડો કે ડુવીલ સાંભરે. હજુ સુધરેલા ગુજરાતમાં શુકલતીર્થ ને તવરામાં, અંગ્રેજી કેળવણી નથી આવી ત્યાં સુધી આ ચિત્રનું મૂળ જડશે.

આ ચિત્રપરંપરાની સુઘડ વિગતો, રેખાની સ્પષ્ટતા, રંગની સમૃદ્ધિ, વાતાવરણની અનુરૂપતા, સર્જનની વાસ્તવિકતા, છેલ્લાં સાતસો વર્ષના સાહિત્યમાં બીજે જડતી નથી; અને કલાકારની સર્જકતાને સર્વોપરી બનાવે છે.

પ્રેમાનંદ સાદા ને સરળ ભાવોમાં રાચે છે અને તેને વર્ણવતાં એકબે ઘરગથ્થુ શબ્દોથી તેને જીવંત કરે છે. એ બધા ભાવો દર્શાવી શકે છે; પરંતુ કોટુંબિક ભાવો—સાદા કે અસંસ્કારી હૃદયના ભાવોનું કથન અદ્‌ભુત રીતે કરી શકે છે. એ સામાન્ય ગુજરાતી જીવનનો કવનાર છે. સામાન્ય જીવનના દરેક અંગને હળવા આછા સ્પર્શથી એ સરસ કરી મૂકે છે.

પકડાયેલો હંસ વિચારે છે: 'ટળવળી મરશે માહરી નાર.'

નળને હંસની મૈત્રી થતાં બંને વાત કરે છે:

'પરણ્યા કે કુંવારા ન જુઓ અમો,
ઘરમાં ભાભી દીઠી હશે તમો;
હંસ બોલેને કર ઘસે,
મેં જાણ્યું ભાભી પિયર હશે.'

દમયંતી વનમાં જતાં કહે છેઃ

'મોસાળ પધારો રે બાહુઆં
મારાં લાડકવાયાં બે બાળ;
નમાયાં થઈ વરતજો,
સહેજો મામીની ગાળ.'

મા મરતાં નિરાધાર થયેલા ચંદ્રહાસને પડોશણો રીઝવે છેઃ

'કો બાળકને પૈંઆ આપે ઘણાં વર્ષની ડોશી,
કો કુંવરને કેડે ચઢાવી, લાગી આસનાવાસના કરવા,
એ આવી જનેતા તારી, એ ગઈ છે પાણી ભરવા.'

રાવણને યુદ્ધ કરતો અટકાવવા મંદોદરી કહે છેઃ

'દિશા ચારે રે હો દીસે ધુમસધૂંધળી:
કાંઇ શુકન માઠેરાં થાય, હો રાણાજી,
કાંઇ ફાલુ બોલે રે હો, બોલ બિહામણાં,
રુવે વાયસ શ્વાન ને ગાય, હો રાણાજી.

× × ×

લાખ લાખ રાણી રે હો, સર્વ રાણા તમતણી;
બીજો વહુબેટીનો સાથ, હો રાણાજી,
કેશ વિનાની રે હો દીઠી મસ્તક બોડલાં;
દીઠા ચૂડલાવિહોણા હાથ, હો રાણાજી.'

આ અને આવા સેંકડો ભાવો અને તેનાં કથન કેવાં સરળ ને કેવાં ગુજરાતી! આખું જૂનું ગુજરાત આમ થોડાક શબ્દોમાં ખડું થાય છે; અને પ્રેમાનંદની કૃતિઓને જૂના ગુજરાતના જીવનના શબ્દદેહ બનાવે છે.

સન્નારીઓ ને સદ્‌ગૃહસ્થો! ધાર્યા કરતાં ઘણું લંબાણ થયું, અને ઘણું કહેવાનું રહી ગયું. મને જે સરસ લાગ્યાં તેમાંનાં કેટલાંક દૃષ્ટિબિંદુ મેં રજૂ કર્યાં છે.

મેં પહેલાં કહ્યું તેમ પ્રેમાનંદજયંતીનો પ્રસંગ લો કે શરદુત્સવનો પ્રસંગ લો—આપણે કવિની કિંમત આંકવાની નથી. આપણે તો એટલું જ સ્મરવાનું છે કે અઢીસો વર્ષ પહેલાં આ શહેરમાં, આ દેશમાં સરસ્વતીનો એક ઉપાસક થઈ ગયો, જેણે જીવ્યું ને જોયું, જોયું તે શબ્દમાં સર્જ્યું, અને જે સર્જ્યું તે વડે ગુજરાતને સમૃદ્ધ કર્યું. અને જ્યારે ગુજરાત પ્રાંતિક નિર્બળતાનો ખ્યાલ વિસારી 'ગુજરાતીતા'ના વૈભવમાં, પ્રતાપી સાહિત્ય અને જીવનના ગર્વમાં, વિશિષ્ટ સંસ્કૃતિ ને સ્વસ્થ રાજ્યતંત્રના ઉલ્લાસમાં રાષ્ટ્રરૂપે બહાર પડશે, ત્યારે ગુજરાતીઓ વડોદરાના બ્રાહ્મણને રાષ્ટ્રવિધાતાઓના મંદિરમાં સ્થાપી, તેની મૂર્તિ નીચે લખશે કે પરાધીનતા ને અંધાધૂંધી, અંધકાર ને અજ્ઞાનના વિષમકાળમાં એક માનો જાયો થઇ ગયો કે જે ગુજરાત કાજે જીવ્યો, જેણે ગુજરાત કાજે કવ્યું, અને વર્તમાને બાંધી રાખેલી આંખો વડે આશાનું કિરણ જોયું ને ગાયું:

> 'ભાષા ગુર્જરી , આર્યાવર્ત અખિલે, ફેલાય ફાલી ઘણી,
> સર્વે દેશ વિદેશ, ગુર્જરગિરા સોહાય સોહામણી;
> વાણી સંસ્કૃત મૃત્યુપ્રાય થઇ છે, આ થાય શિરોમણિ,
> અર્પો તો પ્રભુ એ જ અર્પણ કરો, એ આશા પ્રેમાતણી.'

★

## કેળવણીનો આદર્શ*

●

૧૯૨૫

●

સન્નારીઓ, સદ્‌ગૃહસ્થો અને વિદ્યાર્થીમિત્રો,

પ્રિન્સિપાલ શાહે, મેં અત્રે આવીને એમને ઉપકારથી લાદી દીધા છે એમ કહ્યું, પરંતુ એવો કોઈ ઉપકાર મેં કર્યો નથી; કારણ કે હું તો સાર્વજનિક સંસ્થાનો જૂનો વિદ્યાર્થી છું. આ સંસ્થાના સ્થાપક તે મારા જૂના, એ વખતના ગુરુ સ્વ. ચૂનીલાલ ઘેલાભાઈ શાહ હતા. મારા પિતા ત્યારે સૂરતના મામલતદાર હતા. અને હું તો નાનોસરખો છોકરો હતો. તે વખતે એ શાળા ઢીંગલી સ્કૂલને નામે ઓળખાતી; એટલે ૩૮ વર્ષ પછી એ સંસ્થાના સંપર્કમાં આવતાં મને ખરેખર આનંદ થાય છે. મારા જેવા સૂકલકડી વિદ્યાર્થીને સંઘરનાર ઢીંગલી સ્કૂલ આજે તમારા જેવા મહાકાય વિદ્યાર્થીઓને પોતાનામાં સમાવી શકે એટલી હદે વિકસી છે. દી.બા.ચૂનીલાલ ગાંધી એ સંસ્થાને ૧૯૧૨ની

---

× સાર્વજનિક કૉલેજ(સૂરત)ના સ્નેહસંમેલન પ્રસંગે આપેલું વ્યાખ્યાન.

સાલથી એક પિતાના આનંદથી અને માતાના અભિમાનથી પાળીપોષી રહ્યા છે, અને આજના તમારા પ્રમુખ પ્રિન્સિપાલ શાહ જેઓ શાસ્ત્રીય અને ઉચ્ચ જ્ઞાનના સ્થંભસરીખા છે, એઓ પરશુરામ ભાઉ કૉલેજને છોડી, તેમની માતૃભૂમિનું કેળવણીનું ક્ષેત્ર સમૃદ્ધ કરવા અહીં આવી રહ્યા છે. જાણે એક જાદૂગરની અદાથી એમણે એક પછી એક સંસ્થાઓ ઊભી કરી દીધી છે અને ટૂંક વખતમાં અડધો ડઝન જેટલી કૉલેજો અહીં ખડી કરી દે તો તેમાં નવાઇ નથી.

એમણે ઘણાં સ્વપ્નાં અહીં આવ્યા પછી સેવ્યાં છે, તેમાંના કેટલાંક સિદ્ધ થયાં છે ને બીજાં સિદ્ધ કરવા એઓ મથી રહ્યા છે. એઓ નિષ્ણાત ગણિતશાસ્ત્રી છે એટલે એમનાં સ્વપ્નાં ચોક્કસ છે અને સફળ થવાનાં એમાં શંકા નથી. હું સ્વપ્નવિહારી છું, પણ હું ગણિતશાસ્ત્રી નથી. ગણિતનો વિષય તો મારા જીવનનું હીર હરી લેનારો હતો. મધુરી ને મીઠી કાવ્યદેવી, ખળખળ વહેતાં ઝરણાં, ભવ્ય સાગરને ભેટવા ધસતી જતી સરિતાઓ અને દૂર દૂર ગગન સાથે વાતો કરતી ડુંગરમાળ નીરખવામાં હું તો મશગૂલ હતો. ગુજરાત યુનિવર્સિટી થાય એ મારા જીવનનું એક અણમૂલ સ્વપ્નું છે. મારું સ્વપ્નું ગણિતશાસ્ત્રીનું નથી, પણ એક કવિનું છે. પણ સ્વપ્નાંની સિદ્ધિ માટે તો કલ્પનાશીલ કવિયે જોઇએ અને ગણતરીબાજ ગણિતશાસ્ત્રીયે જોઇએ. એ બેની પરસ્પરની સહાયથી આવું સ્વપ્નું સિદ્ધ થઇ

શકે એમ છે. મારા ગણતરીબાજ મિત્રોને અને સૌને ગુજરાતમાં ઉચ્ચ સંસ્થાઓની એક હારમાળા થાય એમ કરવા પ્રયત્નશીલ રહેવાની હું વિનંતી કરું છું; કારણ કે એવા પ્રયત્નોથી જ ભાવિ ગુજરાત યુનિવર્સિટીનું એ ભવ્ય સ્વપ્ન સિદ્ધ થવાનું છે.

મુંબઇ યુનિવર્સિટી મોટે ભાગે એના ધ્યેયને સિદ્ધ કરવામાં નિષ્ફળ નીવડી છે. ૧૮૫૭માં જ્યારે યુનિવર્સિટી સ્થપાઇ ત્યારે તેને બીજાં શહેરોથી દૂરદૂર રહી મુંબઈમાં કામ કરવાનું હતું, નહીં જેવું સુપરવિઝન કરવાનું હતું, પરીક્ષા લેવાની હતી અને તેમાં ચોક્કસ સંખ્યામાં વિદ્યાર્થીઓને નાપાસ કરવા ન હતા,—એટલામાં તેની ફરજ પૂરી થઇ જતી. પરંતુ આજે આપણે વધારે સંસ્કારી કાળમાં છીએ; પરીક્ષાઓમાં વિદ્યાર્થીઓની કત્લેઆમ ચલાવે નહીં અને એમની આશા ને ઊર્મિઓને છૂંદી ન નાખે એવી સંસ્થાની આજે આપણને જરૂર છે. સમર્થ ગુરુઓને ચરણે બેસી વિદ્યાર્થીઓ સંસ્કૃતિ અને સંસ્કારનાં પાન કરે એ આજની આવશ્યકતા છે. આજે આવી 'ખીચડિયા' યુનિવર્સિટીથી નહીં ચાલે. જુદી જુદી યુનિવર્સિટીઓ વિના વિકાસ અટકે છે. તમારો પ્રયોગ ધ્યાન ખેંચે એવો છે. તમે ત્રણ કોલેજ–આર્ટસ, ની અને સાયન્સ લૉ ઊભી કરી છે, ને પાંચ વર્ષમાં બીજી ત્રણ ઊભી કરશો. આમ થતાં તો વખત આવે યુનિવર્સિટીકેન્દ્ર માટે તમે અમદાવાદ સાથે હોડમાં ઊતરી શકશો.

આજે ગ્રેજ્યુએટોનાં ધાડાં ઊભરાયાં છે એવો પોકાર જ્યાંત્યાંથી સંભળાય છે. પણ એ ઘણા ગ્રેજ્યુએટોની જરૂર છે એમ કહેતાં મને જરાયે સંકોચ થતો નથી. એ ગ્રેજ્યુએટો સારા અને યોગ્ય હોય એ ખરું, પણ તેમને ધંધો મળતો નથી, ને ઘણા બેકારીનો ભોગ બન્યા છે, માટે તેઓ ન જોઇએ એ વાત સાથે હું સંમત થતો નથી. આપણા દેશને ઘણા સેવકોની જરૂર છે. સેવાનાં અનેક ક્ષેત્રો અણગણ સેવકોની રાહ જોતાં ઊભાં છે. આપણી સંસ્કૃતિ અને આપણા સંસ્કારનો સંદેશો ગામડેગામડે ફેલાવવા માટે સંસ્કૃત અને સંસ્કારી સેવકોની ઘણી જરૂર છે. એટલે જ યુનિવર્સિટીનાં દ્વાર બંધ કરવાં એ વર્તમાન પેઢીનો દ્રોહ કરવા બરાબર છે, એમ હું માનું છું. આપણાં ભૂત, વર્તમાન અને ભાવિમાં અખૂટ શ્રદ્ધા હું ધરાવું છું. હું માનું છું કે આજની હિંદની પ્રગતિ ગ્રેજ્યુએટોને આભારી છે. ૮૦ વર્ષથી તેઓ જ્ઞાનદીપ લઈને હિંદભરમાં ઘૂમ્યા છે. કેળવણી, સંસારસુધારો સંસ્કૃતિ, ધર્મ, રાજકારણ—એ બધું તેમણે દેશને ખૂણેખૂણે પ્રસાર્યું છે. ખરું કહો તો એ ગરીબડા ગ્રેજ્યુએટોએ હિંદનું વર્તમાન જીવન ઘડ્યું છે. તેમણે અનેક આફતો સહીને સ્ત્રીઓને મુક્ત કરી છે. રાજકીય મુક્તિ માટે તેમણે ઘણાં દુઃખોનો સામનો કર્યો છે. હું અતિશયોક્તિ નથી કરતો. અતિશયોક્તિ બન્ને પક્ષે થઈ શકે છે એ તો દેખીતું છે; એટલે ગમે તે

સત્તા હોય, સરકાર હોય કે પ્રજા હોય તે વિદ્યાર્થીઓને યુનિવર્સિટીની સગવડ ન આપે, તો તે ભાવિ પ્રજાનો એક પ્રકારનો દ્રોહ કરે છે એમ જ હું તો કહું.

આખો દેશ ગ્રેજ્યુએટો ઉપર નિર્ભર છે. જગત તરફ નજર માંડો અને કેળવણીનો ઇતિહાસ તપાસો, અને ઉચ્ચ કેળવણીની મર્યાદા તથા હેતુનો ખ્યાલ કરો તો જણાશે કે માત્ર જડસા જેવા અને પોતે શું કહે છે ને શું ભણાવે છે એ વાતનો જેમને ખ્યાલ પણ નથી, એવા પ્રોફેસરોના વર્ગોમાં હાજરી આપવી કે ડિગ્રીઓ લેવી એ કંઇ ઉચ્ચ કેળવણીનો હેતુ નથી, કે કોલેજમાં ચારપાંચ વર્ષ કાઢી મુંબઈ જઈ ત્રણ રૂપિયે મળતા ઉતરાઉ ઝભ્ભા લેવા એમાં પણ કેળવણીની ઇતિકર્તવ્યતા નથી. જગતની પ્રજા આજે વિદ્યુતની ગતિએ પ્રગતિ કરે છે. વિજ્ઞાન ફૂદકે ને ભૂસકે આગળ વધે છે. સમયના એ પ્રવાહ સાથે, આજની નવતર સંસ્કૃતિની દોડ સાથે આપણે રહેવાનું છે. કાલનું નવતર જ્ઞાન આજે જૂનું થતું જાય છે. મારા એક સર્જન મિત્ર સમયને પિછાને છે, દર ત્રણ વર્ષે અમેરિકા જઈ પોતાના વિષયમાં અદ્યતન જ્ઞાન તેઓ સંપાદન કરી આવે છે. હોડમાં સબળા આગળ વધે છે અને નિર્બળો પાછળ રહી જાય છે. યુનિવર્સિટીની કેળવણીથી બધા જ જ્ઞાનને શિખરે જઈ બેસે એવું ન જ બને, પણ એમાંથી માત્ર દસ જ એવાં નરરત્નો

મળે કે જે પોતાના આ જ્ઞાનનો ઉપયોગ કરી નવી નવી શોધખોળો કરે અને માનવજાતિના કલ્યાણ માટે તેનો સદુપયોગ કરે, તો યે એ કેળવણી સાર્થક છે. યુનિવર્સિટી કેળવણીનો આ જ હેતુ હોઇ શકે.

અને ઉચ્ચ શિક્ષણ કંઈ પૈસાની પ્રાપ્તિના હેતુથી લેવાનું હોય નહીં. પૈસો તો માનવીના જીવનમાં નજીવો ભાગ ભજવે છે. વિજ્ઞાનના ધુરંધરો, ને કવિસમ્રાટો, જેઓ જીવનને ટકાવી રાખવા અથાગ પરિશ્રમ કરે છે અને ભૂખે પણ મરે છે, તેઓ જ માનવજાતને અપૂર્વ ને અદ્‌ભુત વારસો આપી જતા હોય છે. ઊંચી શોધખોળો થાય એ કેળવણીનો હેતુ હોવો જોઇએ; એટલે ગમે તેવા ગ્રેજ્યુએટોને બદલે રિસર્ચ સ્કૉલર્સ પેદા કરવા જોઇએ; અને એ દિશામાં વધારે વિકાસ થવો જોઇએ. પૈસો અને ડિગ્રી એ મહત્ત્વનાં નથી, પણ જ્ઞાનની પાંખે ચઢી માનવજ્ઞાનમાં ઉમેરો કરવા કટિબદ્ધ થવું અને આધિભૌતિક સમાનતાની કક્ષામાં જગત સાથે એક હરોળમાં ઊભા રહેવું, એ આપણું ધ્યેય હોવું જોઇએ.

કેમ્બ્રીજ યુનિવર્સિટીના રૅક્ટરનો એક પ્રસંગ છે. યુનિવર્સિટીનું જ્ઞાન મેળવી બે વિદ્યાર્થીઓ સંસારક્ષેત્રમાં પડવા જતા હતા, તેમને તેમણે બોલાવીને કહ્યું કે આજથી વીસ વર્ષ ઉપર તમારા જેવા બે વિદ્યાર્થીઓ અહીંથી જ્ઞાન સંપાદન કરી જીવનમરણમાં ઝઝૂમવા

ગયા હતા. એમાંના એકે સત્યને માર્ગે ચાલી સારો પૈસો મેળવ્યો અને બીજો અસત્યને પંથે ગયો, છતાં પૈસો મેળવી સફળતાને પામ્યો. હવે હું તમને પૂછું છું કે તમે એ બેમાંથી કયો માર્ગ પસંદ કરશો? જવાબમાં પેલા વિદ્યાર્થીઓએ એવો પ્રતિપ્રશ્ન પૂછયો કે એ બેમાંથી કયે માર્ગે વધારે પૈસા મળ્યા તે કહો, તો અમે એ માર્ગે જઇશું. પૈસો તો વિજયનો એક અંશ માત્ર છે. પૈસો માણસને મહાન નથી બનાવતો. ઘણા મોટા ધનવાનો નિષ્ફળ ગયા જોયા છે. પૈસા માટે બેપરવા હોય એવાય ઘણા જોયા છે; અને તેઓ જ વિજયને વરે છે, મહાન પદને પામે છે. ને મહાન બનવા માટે પ્રબળ ઇચ્છાશક્તિ, ખંત, ધગશ અને કરવા ધારેલા કાર્ય માટે સંપૂર્ણ મમત્વની જરૂર છે.

હવે કાયદાના વિદ્યાર્થીઓ માટે બે શબ્દો કહીશ. કાયદામાં નિષ્ણાત થવાનો હેતુ ઉચ્ચ પદવી—'કેરિયર' મેળવવાનો કે પોતાના અસીલોના પૈસા પોતાના ગજવામાં આવી પડે એવું જ કરવાનો નથી. કાયદો આજની જગતની સંસ્કૃતિમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે. મોગલ સામ્રાજ્ય અને વર્તમાન સામ્રાજ્ય વચ્ચે એમાં જ ચોક્કસ ભેદ પડે છે. મોગલ-કાળમાં કાયદો ન હતો. રાજાની ઇચ્છા એટલે જ કાયદો, એ તે જમાનાની વિશિષ્ટતા હતી. આજે ગમે તેવો સરમુખત્યાર કે સત્તાનો લોભી શાસક પણ કાયદાથી વિરુદ્ધ કંઇ જ ન કરી શકે. આજનો

કાયદાશાસ્ત્રી એટલે પુરાણા કાળનો ધર્મગુરુ. તે કાળમાં રાજા કોઇને લૂંટી લે, કોઇની સ્ત્રીને ઉપાડી જાય ત્યારે ધર્મગુરુ તેને કહે કે હું તારાથી ચઢિયાતો છું, હું વડો બ્રાહ્મણ છું. મારો આદેશ છે કે તમે આવું આચરણ ન કરી શકો. ને આ ધર્મગુરુના આદેશને રાજા મસ્તકે ચઢાવતો. એ આપણી જૂની સંસ્કૃતિ હતી. આજે તો આપણે ઇશ્વરના અસ્તિત્વનો પણ ઈનકાર કરીએ ને બ્રાહ્મણોની પણ દરકાર ન કરીએ એવો કાળ છે; પણ કાયદાશાસ્ત્રી તો સરકારને પણ આ વાત ગેરકાયદે છે, આ કાર્ય ખોટું છે, એમ સંભળાવી દઈ શકે છે અને દાવો માંડી હિન્દી વજીર પાસેથી પણ પૈસા મેળવી શકે છે. એટલે કાયદાને પૈસાનું સાધન રખે ગણતા. એની મહત્તા ઊંડી ને સનાતન છે, વ્યાપક છે. એટલે કાયદાને ધર્મગુરુના દૃષ્ટિબિંદુથી સમજશો ને આચરશો તો તે ધંધાને ન્યાય કરી શકશો. લોકો વકીલોને શાપ આપે છે પણ વકીલો વિના કોઇને ચાલતું નથી. સૉવિયેટ રશિયામાં લૉ ઉપર પ્રતિબંધ મુકાયો છે, એમ છતાં પ્રત્યેક સ્ટેટમાં એક કાયદાવિભાગ રાખવામાં આવ્યો છે, અને આ ખાતું રાજ્યતંત્રને કારભારમાં મદદ કરે છે. જ્યાં સુધી વર્તમાન સંસ્કૃતિ જીવતી રહેશે—હજાર કે પાંચહજાર વર્ષ—ને કોઈ ઉલ્કાપાતથી એનો નાશ નહીં થાય, ત્યાં સુધી કાયદાશાસ્ત્રીઓ માટે ઘણું સુંદર અને મહત્તાભર્યું કાર્ય કરવાનું રહેશે એ નિર્વિવાદ છે.

આજની દુનિયા અને જૂની દુનિયામાં આકાશ-પાતાળ જેટલું અંતર પડી ગયું છે. ઠામ ઠામ મોટી સંસ્થાઓ ઊભી થઈ છે. જૂના કાળની બ્રિટિશ પાર્લામેન્ટ અને હિંદની મહાસભા કેટલી હદે વિશાળ થઈ છે એ સ્પષ્ટ છે. આજે દુનિયા એટલી સંકુચિત થઇ ગઈ છે કે અડધી મિનિટમાં ઑસ્ટ્રેલિયા સાથે હિન્દમાંથી વાત થઈ શકે છે.

આ પ્રગતિની ચાવી સંઘશક્તિમાં રહેલી છે. આજે જગતના બધા દેશોમાં લાખો સ્ત્રી, પુરુષો અને બાળકોના બળવાન સંઘો રચાયા છે. એ સંઘોની શક્તિ મહાન છે. એક આત્મા, એક જ ઇચ્છા ને એક જ અવાજથી આ સંઘો પોતાના ધ્યેયની પ્રાપ્તિ માટે મથન કરે છે.

હમણાં હું ચિતોડ ગયો હતો. હિન્દના નરવીરોની એ ખાણ છે. બારસો વર્ષ સુધી ત્યાંની એક પછી એક પેઢીનાં બાળકો, સ્ત્રીઓ અને પુરુષોએ સ્વાતંત્ર્ય ને ધર્મરક્ષા માટે પ્રાણની આહુતિઓ આપી છે. એ પુરાણી વીરભૂમિનાં ખંડેરોમાં હું ધૂમી વળ્યો. પંદરમી સદીનાં મંદિરો પણ જોયાં. જે ગુફામાં બે હજાર રજપૂત રમણીઓ શિયળની રક્ષાને ખાતર જીવતી બળી મરી હતી, એ સ્થળ પણ જોયું. ચિતોડની ભૂમિના કણકણમાંથી બલિદાનના પોકારો ઊઠે છે. દેશ અને ધર્મ માટે જ્વલંત કુરબાની કરનાર આવી પ્રજા પૃથ્વીના પડ ઉપર નથી થઈ; એમ છતાં એનું પતન

કેમ થયું ? હિન્દુપદપાદશાહીનો નાશ કેમ થયો ? એ પડતીનું કારણ શું ?

એનાં કારણો સ્પષ્ટ છે. આપણામાં સંગઠન નથી. મોગલો વગેરે સામે તેથી જ રજપૂતો અને મરાઠાઓ ટકી શક્યા નહીં. લડાઇમાં જઇને લોહી રેડે ખરા, પણ ઘેર આવીને માંહોમાંહે લડે. દુશ્મન બાદશાહને પકડે ખરા, પણ પૈસાની લાલચે તેને છોડી મૂકે. રાણીઓનો રાફડો હોય ને છોકરાંની ભુજાવા મોટી હોય, એ બધાં માંહોમાંહે ગળાં કાપવા હમેશાં મથ્યા કરે. આ કારણે હિન્દુરાજ્યનો નાશ થયો. સૂરતભરૂચનો સો વર્ષનો ઇતિહાસ આ જ વાતની સાક્ષી પૂરે છે. પેશવા, ગાયકવાડ, હોલકર, ઇસ્ટ ઇન્ડિયા કંપની—જે કોઈ આવ્યું તે મારી ગયું, એ આપણા ઇતિહાસનો સાર છે.

આપણા ઇતિહાસનું એ એક દુઃખદ પ્રકરણ છે. આપણી આ મોટી ખામીને લીધે પરદેશીઓ તેમનું રાજ અહીં જમાવી શક્યા. રડતી આંખે મેં ઇતિહાસ વાંચ્યો છે ને કોઇ પણ સહૃદયી કે દેશપ્રેમી ઇતિહાસની એ વાત વાંચીને રડ્યા વિના નહીં રહે એમ હું માનું છું. આ જ કારણે વિશાળ સંઘો ને સંસ્થાઓ એક-સરખા પ્રયત્નથી એક અવાજ ને એક જ જાતની ઇચ્છાથી કામ કરે એ જરૂરી છે. ઈંગ્લાંડની સંઘશક્તિ તરફ નજર કરો. કિચનર ગયો પણ સામ્રાજ્ય સબળ ઊભું છે. ઈંગ્લાંડનાં ચારસો વર્ષના ઈતિહાસમાં

નહીં બનેલો એવો પ્રસંગ હમણાં ગઇ કાલે બન્યો ને તે હોરનું રાજીનામું. એની ભૂલ છે એમ આખી જનતાને લાગ્યું અને જનતાના પોકારથી એને સત્તા છોડવી પડી. ફ્રાંસ ને ઇટલી વચ્ચે થયેલું સમાધાન કચરાની ટોપલીમાં જઇ પડ્યું. સંઘના પ્રાબલ્યનું એ ચિહ્ન છે; એકત્ર અને જાગ્રત જનતાની શક્તિનું એ પરિણામ છે.

અને ઇટલી તરફ જુઓ. ૧૯૨૩માં હું રોમમાં હતો. મુસોલિની લશ્કરી કવાયત જોવા નીકળવાનો હતો. ચાંદનીથી ચમકતી એ રળિયામણી રાત્રી હતી. મેં બહાર ફરવા જવાનો વિચાર કર્યો પણ હૉટેલ-માલિકે મને ના પાડી. તેણે કહ્યું કેઃ 'શોફરોમાં મને વિશ્વાસ નથી. તમે લૂંટાઇ જશો. રાજધાનીના શહેરમાં ઘણા બદમાશો પડેલા છે.' ૧૯૨૩માં આવી સ્થિતિ હતી. પણ આજે દસ વર્ષમાં મુસોલિનીએ ઇટલીનો કાયાપલટો કરી નાખ્યો છે. સ્ત્રી, પુરુષો અને બાળકોનો તેણે એવો સબળ સંઘ જમાવ્યો છે, કે બધાં યંત્રની માફક એક જ ધ્યેયથી કૂચ કરી રહ્યાં છે. અને મુસોલિની જેવા એક સમર્થ માનવીની પ્રબળ ઇચ્છાશક્તિ સામે બ્રિટનની મુત્સદ્દીગીરી, ફ્રાંસની વીરતા અને પ્રજાસંઘનું ડહાપણ—એ બધાંનું દેવાળું નીકળી ગયું છે.

આજે રશિયામાં પણ લાખો માણસો એક-હુકમથી ને એકશક્તિથી કામ કરે છે. એ શક્તિ આપણે મેળવવાની છે. આપણાં ગામડાંઓમાં, આપણા બિનકેળવાયેલા માણસોમાં, આપણી રમતોમાં,

આપણી શાળાઓમાં—સર્વત્ર આપણે શિસ્ત અને સંઘશક્તિ કેળવવાની છે. આઝાદીનાં મૂલ્યાંકન થવાં જોઇએ. સમષ્ટિમાં વ્યક્તિ ડૂબી જવી જોઇએ. મહાન સંઘમાં વ્યક્તિત્વની વાત ઓગળી જવી જોઇએ. ઑસ્ટ્રેલિયાની ક્રિકેટ-ટીમ સાથે આપણા હિન્દી ખેલાડીઓ હમણાં રમ્યા, એમાં આપણા જૂના ઇતિહાસનો શાપ જોવામાં આવ્યો છે. આપણી હિન્દી ટુકડીના અગિયારે ખેલાડીઓ જાણે જુદાજુદા લગ્નના વરઘોડામાં મહાલવા નીકળ્યા હોય એવી સ્થિતિ હતી, જ્યારે પેલા પરદેશીઓ એકતાંતણે બંધાયેલા હતા.

એથી જ હું ગ્રેજ્યુએટોને કહું છું કે તમે નિરાશ ન થશો. તમે ભાવિના સર્જકો છો. તમારે તમારા કાર્યથી ઉમદા દૃષ્ટાંત મૂકી જવાનું છે. તમારા બાપદાદાઓએ જે શાપ તમારે માટે વારસામાં મૂક્યો છે, તે તમારે મિટાવવાનો છે. કોઈ રાજકારણપટુના તમારા પરના આક્ષેપો સાંભળશો નહીં ને નિરાશ થશો નહીં. અમને પણ હૃદય છે, અમારે પણ સિદ્ધાન્તો છે, અમારું પણ વ્યક્તિત્વ છે, અમે અમારાં કાર્યો કરવાને સ્વતંત્ર કેમ નહીં ? એમ કહેનારા આજે ઘણા નીકળ્યા છે, પણ મને લાગે છે કે એ ગુલામી મનોદશા છે—આઝાદીની નહીં.

આજે આપણી જ્ઞાતિસંસ્થાઓ જુઓ. દક્ષિણી-ગૂજરાતીના ભેદ, કાઠિયાવાડી ને સૂરતીના ભેદ,

ગોપીપુરા ને હરિપુરાના ભેદ, ઓસવાળ ને નાગરના ભેદ, ઉત્તરદક્ષિણ દિશામાં આવેલા મહોલ્લાના ભેદ. નાનો ઘોળ બાંધીને ભલે રહેવું પડે પણ પટલાઈ તો મારા બાપની, એમ કહી પટલાઈ માટે મરી ફીટનારાઓના ભેદ, કુટુંબના ભેદ, ઘરના ભેદ અને છેલ્લે પતિપત્નીના ભેદ. આમ આપણો સમાજ ભેદની પરંપરાથી છિન્ન ભિન્ન થઈ રહ્યો છે. આ શાપ આપણા લોહીમાં ઊતરી ગયો છે. છ હજાર વર્ષની ગુલામીદશાનું, આપણા બાપદાદાઓએ આપેલ વારસાનું આ ફળ છે.

એટલે આજના નવા વાતાવરણમાં આવેલા વિશાળ સંઘમાં વ્યક્તિનો અવાજ ડૂબી જવો જોઈએ. ૧૯૧૯નું હિન્દ અને આજનું હિન્દ જુઓ. આજની એક વિશાળ સંસ્થા તે મહાસભા છે. આજે વર્ધામાં બેઠેલા એક સૂકલકડી માણસની હાકલને કરોડો માણસો ધાર્મિક શાસન ગણીને માન આપે છે. આજે તો જ્યાં જુઓ ત્યાં આવી સંઘશક્તિ ઉપર મદાર છે. આ યુગ જંગલીઓનો નથી, આ યુગ તો શિસ્તપાલન કરનારાનો છે. હિન્દમાં કોઈ એક માણસે દેશને આટલી પ્રગતિને માર્ગે પ્રેર્યો હોય, દેશની આવી કલ્યાણકારી સેવા કરી હોય તો તે એકલા મહાત્મા ગાંધીએ. એમણે સંઘશક્તિનો આપણને પરિચય કરાવ્યો છે. હું જે રાજકારણી સંઘનો સભ્ય છું, એ સંઘમાં બે મત નથી. એ સંઘની ઈચ્છા એ સંઘના અગ્રણીની ઈચ્છા—એ મારી ઈચ્છા છે. એમાં

ગુલામી નથી. મારે વિચારભેદ ઘણા હોય, પણ દેશ અને માનવજાતની ઉન્નતિ માટે વ્યક્તિના વિચારને ગૌણ સ્થાન જ ઘટે. પ્રજાનું એક જ ધ્યેય અને એક જ કર્તવ્ય હોઈ શકે. આવો મેળ હોય તો આપણે આપણું ધાર્યું તરત મેળવી શકીએ. તમારી ક્લબોમાં, તમારી સંસ્થાઓમાં કે જ્યાં હો ત્યાં ભલે છ મહિના રાહ જોઇને, વિચાર કરીને તમારો અગ્રણી ચૂંટો, પણ એક વાર તેને નેતા બનાવ્યા પછી તેની સાથે ઝઘડો ન કરો. આપણી મ્યુનિસિપાલિટીઓ, આપણી ધારાસભાઓ અને આપણી બીજી સંસ્થાઓમાં બધા પ્રયત્નો પાણીમાં જાય છે ને સફળતા મળતી નથી તે આવા શિસ્તપાલનને અભાવે જ. એક માણસને પ્રમુખ બનાવ્યા પછી બીજે જ દહાડે આ માણસ તો નકામો છે, હું એ જાણતો જ હતો, એમ કહી તેની સામે કાવતરાં ગોઠવવા માંડવાં એમાંથી પરાજય ને અધઃપતન સિવાય બીજું શું પરિણમે? એક વાર તમારો સરદાર ચૂંટો ને પછી તેના બોલ પાછળ મરી ફીટો, તેને વફાદાર રહો.

શાકુન્તલ અને શેલી તમે પૈસા કમાવાની યુક્તિ શોધવાને શીખતા નથી, પણ એ અભ્યાસનો હેતુ ઉચ્ચ છે અને તે સંસ્કાર પ્રાપ્ત કરવાનો. ચોક્કસ સિદ્ધાંત વિનાનું કંઇ ન હોવું જોઇએ. ઘણા વિદ્યાર્થીઓ કવિતા ગોખે છે ને પરીક્ષા પછી ભૂલી જાય છે; પણ કાવ્યનો અભ્યાસ પ્રેમ, સૌંદર્ય ને દિવ્યતાનો આસ્વાદ લેવા માટે કરવો જોઇએ. ગરીબ કે તવંગર

—સૌને માટે એ ખજાનો ખુલ્લો છે. અમુક ચોક્કસ હેતુ કે ધ્યેયની આજના ગ્રેજ્યુએટો માટે ખાસ આવશ્યકતા છે. નવાબીમાં બ્રાહ્મણ દીવાન નવાબની નોકરી કરતા પણ ઘેર આવી કપડાં બદલી નાહી લેતા. આમ કરવું એ ભૂલભરેલું હતું, છતાં તેમના જીવનમાં એક ચોક્કસ હેતુ તો હતો જ. એથી જ માણસમાં ગૌરવ આવે છે. ગાંધીજી આવા જીવનધ્યેયને સત્યાગ્રહ કહે છે. સિદ્ધાંત માટે સર્વસ્વ સમર્પણ કરવાની આ વાત છે. કેળવણી પરદેશી હોવાને અંગે આવો કોઈ જીવનટેક રાખવાનું આપણે ભૂલી ગયા છીએ. ઘડિયાળ નહીં ચાલે તેના કરતાં મોડીમોડી પણ ચાલે એ સારી; કંઈ નહીં તો એવી ઘડિયાળ રાતે ને બપોરે બાર વાગે તો ચોક્કસ ટાઈમ આપે ! અને જીવન શું છે ? પંદરવીસ રૂપિયા મળે કે બે હજાર મળે, તેનું કંઈ મહત્ત્વ નથી; પણ કોઈ ચોક્કસ સિદ્ધાંતનું સંપૂર્ણ રીતે પાલન કરવામાં જ જીવનનું સાફલ્ય છે.

આજે તો આપણે પ્રેમ જેવી પવિત્ર વસ્તુમાં પણ સિદ્ધાંતને નેવે મૂકીને બેઠા છીએ. ધનિકની છોકરી મેળવવા ગ્રેજ્યુએટો પ્રેમની ને સિદ્ધાંતની પણ અવગણના કરતા થયા છે. સૌથી મુખ્ય વાત તે રાષ્ટ્ર માટેનો પ્રેમ કેળવવાની છે. એ ગુણ મનાવો જોઈએ અને સૌમાં એ હોવો જોઇએ. ન્યાત ને જાત પછી, દેશ પહેલો—એ વાત આપણે શીખવાની છે. પશ્ચિમમાં ને આપણામાં આ જ બાબતમાં મુખ્ય ભેદ છે.

ગુજરાત માટે પ્રેમ કેળવવાનો મારો આગ્રહ જાણીતો છે. ગુજરાતની અસ્મિતા એ મારા જીવનનું એક અંગ છે. એ આગ્રહ એટલા માટે કે ગુજરાતને ભોગે દેશ નહીં, મારી ગુજરાતીતા રાષ્ટ્રીયતાથી જુદી નથી. સત્યાગ્રહની લડતો દરમ્યાન મેં જોયું છે કે કર્ણાટક, દખ્ખણ, સંયુક્ત પ્રાંત, બંગાળ—એમ જ્યાં જ્યાં ગુજરાતીઓ વસ્યા છે ત્યાં ત્યાં તેઓએ દેશ માટે જેવો સેવી છે ને ઘણા ભોગ આપ્યા છે. ગુજરાતની પ્રજાએ રાષ્ટ્રજીવનમાં મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. આવા મહાન દેશમાં પ્રાંતિક અસ્મિતા વિના રાષ્ટ્રીય અસ્મિતા શક્ય નથી. ગુજરાત પહેલો, ગુજરાત બીજો, અને ગુજરાત પછી, પણ તેનો અર્થ એ છે કે પ્રત્યેક ગુજરાતી રાષ્ટ્રમય છે, હિન્દમય છે. જે આવો નથી તે ગુજરાતી નથી, એવી મારી માન્યતા છે.

નવયુગને ઉંબરે હું આશા ને ઉલ્લાસથી ઊભો રહી શકું છું; કારણ કે પરદેશી રાજ્ય, ગળે ગળાણું હોય એવું બંધારણ અને બીજી અનેક મુશ્કેલીઓ સામે હોવા છતાં, ભારતના ભવ્ય ભાવિમાં મને શ્રદ્ધા છે. યુરોપ કરતાંયે હિન્દનું ભાવિ હું વધુ ઉજ્જવલ જોઉં છું. યુરોપના દેશો જૂના ને જીર્ણ થયા છે. આપણે નવવિધાનને પંથે જઈ રહ્યા છીએ અને એક દિવસ જગતની પ્રજાઓમાં આપણે મોખરે ઊભા રહીશું, એવો મને વિશ્વાસ છે.

એટલે તો હું તમને સૌને રાષ્ટ્રમય થવા આગ્રહ કરું છું, આખા દેશ માટે લડત થવાની

જરૂર છે. બધા પ્રાંતોના સારા હોય તે ગુણો લો, પણ તમારું પ્રાંતિક વ્યક્તિત્વ જાળવી રાખો. પારકું લઈ આપણો આત્મા ખોવો એ હાનિકારક છે. મહારાષ્ટ્ર કે બંગાળાનું સારું હોય તે ભલે અપનાવો, પણ ગુજરાતનો આત્મા, ભાવના ને અસ્મિતા ટકાવી રાખો.

અને સૌથી મોટી વાત તે હિંદની મુક્તિની છે. એ મુક્તિ માત્ર એક માણસથી—મહાત્માજી જેવાથી પણ મળવાની નથી. એમ હોય તો એંસી હજાર જેલમાં ગયા એટલે સ્વરાજ ઘેર આવી ગયું હોત! દેશની મુક્તિ એ પ્રત્યેક પુરુષ, સ્ત્રી અને બાળકના હાથમાં છે. દેશના ભાવિમાં જ્વલંત શ્રદ્ધા રાખી સર્વસ્વ અર્પણ કરવાથી એની પ્રાપ્તિ શક્ય છે. આમ સૌએ ને તમારે દેશની લડતમાં સાથ આપવાનો છે. તમે એમ નહીં કરો તો તમારી કૉલેજની કેળવણી વાંઝણી રહેવાની છે. એમ થશે તો તમે માત્ર યંત્ર જેવા ને બુદ્ધિજીવી પ્રાણીઓ થઈ રહેશો. તમે ઘણા બુદ્ધિશાળી થશો પણ તેથી દેશને તમે કંઈ આપી શકશો નહીં. શ્રદ્ધા, આદર્શ, સ્વાર્પણ ને ઉત્સાહ—એ મંત્રો જીવનમાં ઉતારો. પશ્ચિમની પ્રજાઓ સાથે બુદ્ધિના અખાડામાં ઊતરવાની સમાનતા પ્રાપ્ત કરવાની તમારી તમન્ના સાથે, દેશ માટે શ્રદ્ધા ને ઉત્સાહ રાખો. એમ દેશમુક્તિ માટે પ્રયત્ન કરશો તો તેથી તમે કદાચ ઇતિહાસમાં અમર ન થાવ, લક્ષ્મીપતિ ન બનો, પણ જીવન જીવી ગયા એમ તો કહેવાશે—ને તમારું જીવ્યું સાર્થક ઠરશે.

# હિન્દનું ઇતિહાસસાહિત્ય—એક દૃષ્ટિ*

●

૧૯૪૦

●

પ્રમુખ મહાશય, સન્નારીઓ ને સદ્‌ગૃહસ્થો !

આજે 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી' માટે વાર્ષિક વ્યાખ્યાન આપવાને તમે મને નિમંત્ર્યો છે તે માટે હું તમારો આભાર માનું છું.

હાલની મારી પ્રવૃત્તિઓને ધ્યાનમાં લેતાં ધારું તે વિષય પર મારાથી વ્યાખ્યાન આપવાનું શક્ય ન હતું, એટલે હાલ હિન્દના ઇતિહાસ વિષે હું જે કંઈ થોડો અભ્યાસ કરી રહ્યો છું તેને લીધે જે દૃષ્ટિબિન્દુ મને સૂઝ્યું છે તે અહીં રજૂ કરું છું.

આ લેખમાંના નિર્ણયો પરત્વેના આધારો મેં અહીં ટાંક્યા નથી, પણ જિજ્ઞાસુઓને તે માટે 'ભારતીય વિદ્યા'માં આવતા મારા લેખો જોઈ જવાની ભલામણ કરું છું.

હિન્દના 'ઇતિહાસો' જોઈએ તેટલા છે. એના

---

* ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (અમદાવાદ)ની વાર્ષિક સભા સમક્ષ તા. ૨૫-૮-૧૯૪૦ ને દિવસે આપેલું વ્યાખ્યાન.

ખાસ વિષયો પર પણ પુષ્કળ પુસ્તકો છે. ઘણું-ખરું એ સાહિત્ય પરદેશીની દૃષ્ટિએ લખાયું છે. હિન્દની દૃષ્ટિએ હિન્દનો સળંગ ઇતિહાસ હજી લખાવાનો રહ્યો છે. જો કે એનો સમય તો ક્યારનો આવી ચૂક્યો છે. હિન્દનો આત્મા જે ઓળખતો હોય તે જ એ ઇતિહાસ આલેખી શકે.

૨

'હિન્દ'નો ઇતિહાસ એટલે કોનો ઇતિહાસ? હિન્દુસ્થાનનો? એક જાતિનો? એક વિજય પામેલી સંસ્થાનો? વધતીઘટતી રાજકીય સીમામાં રહેલા પ્રદેશોનો?

ઇતિહાસની દૃષ્ટિએ જે પ્રદેશમાં અંગ્રેજી હકુમત આજે પ્રસરી છે, તેને હિન્દ નહીં કહેવાય. મુસ્લિમ તવારીખકારોનું 'હિન્દોસ્તાન', યવન લેખકોનું 'ઇંડોઇ' પુરાણકારોનું 'આર્યાવર્ત' તે પણ હિન્દ ન કહી શકાય.

હિન્દનો ઇતિહાસ એટલે હિન્દ દેશનો ઇતિહાસ;—પણ દેશ એટલે શું? ભૌગોલિક સીમાઓથી સંવૃત્ત એક પૃથ્વીના વિભાગને ઇતિહાસની દૃષ્ટિએ દેશ ન કહી શકાય, તેમ જ એવો વિભાગ ન હોય તેને પણ દેશ ન કહી શકાય. દેશ એટલે ભૌગોલિક સીમાઓમાં રહેલો વિસ્તાર અને તે ઉપરાંત બીજું ઘણું; એ 'બીજું ઘણું' શું તેનો નિર્ણય દરેક ઇતિહાસકારે કરવો જ રહ્યો.

હિન્દ એ વિશિષ્ટ પ્રદેશ છે. હિમાલય ને હિન્દુકુશ, વિન્ધ્યાચલ ને પશ્ચિમ–પૂર્વના ઘાટ અને કરાંચીથી કલકત્તા સુધીનો સાગરકિનારો એને ભૌગોલિક વ્યક્તિત્વ આપે છે. હિમાચલથી સમુદ્ર સુધીનો ભરતખંડ એ જૂની કલ્પના. એ ખંડ હિન્દની મર્યાદા બાંધી શકે છે. એનાં પ્રાકૃતિક તત્ત્વો એને આસપાસના પ્રદેશોથી નિરાળો બનાવે છે. એ જ વિશિષ્ટતાઓ એમાં રહેતાં સ્ત્રી–પુરૂષોના શરીર, દૃષ્ટિ, જીવન ને સંસ્કાર ઘડે છે, અને એમને એક તરફ અફઘાનો ને ઇરાનીઓથી અને બીજી તરફ ચીનાઓથી જુદા પાડે છે.

ભૌગોલિક વિશિષ્ટતાનાં નિર્ણયાત્મક તત્ત્વોથી એક પ્રદેશના લોકોમાં નિરાળાપણું આવે છે, છતાં એનાથી જ લોકોનું જીવન ઘડાય છે એમ કહીએ તો તે યથાર્થ નથી. એ તત્ત્વોનું બળ બીજાં બળો ઓછું કરી શકે છે ને નાબૂદ પણ કરી શકે છે. માત્ર એટલું કહી શકાય કે કેટલાંક ભૌગોલિક તત્ત્વો લોકજીવન પર એક પ્રકારની અસર કરી શકે છે, પણ એ તત્ત્વો જ્યાં હોય ત્યાં એ અસર ન જણાય તો બીજાં બળોની શોધ કરવાની રહે છે.

ગુજરાતમાં ફળદ્રુપ જમીન છે, ને બિહારમાં પણ છે, છતાં બન્ને પ્રાન્તના લોકો નિરાળા છે. દક્ષિણ ગુજરાત,સાતપૂડા અને ઘાટને લીધે મહારાષ્ટ્રથી જુદું છે છતાં મુંબઈની દક્ષિણે પર્વતની બન્ને બાજુ

મહારાષ્ટ્ર છે. સાગરતીરે વસતી પ્રજા પ્રવૃત્તિમય ને સમૃદ્ધશાળી બને છે, તો પણ આપણે ઘણાય સમુદ્રકિનારા શક્તિ ને સમૃદ્ધિવિહીન જોઇએ છીએ.

એટલું તો નિઃસંદેહ છે કે હિન્દ દેશ છે, કારણ કે એ ભૌગોલિક વિશિષ્ટતાવાળો પ્રદેશ છે. એ પ્રદેશમાં વસતા લોકોમાં એકતાનતા ન હોય તો તે દેશ ન ગણાય. એ એકતાનતા માત્ર ભૂગોલઘડી નથી. એ ઘડનાર તો આપણા ઇતિહાસ અને પ્રસંગોને—આપણી સંસ્થાઓને સર્જનાર બળો છે.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે 'હિન્દ'નો ઇતિહાસ એટલે 'હિન્દ' પ્રદેશનો નહીં. પ્રદેશ પરાક્રમ કરતો નથી. અનાવૃષ્ટિ ને ભૂકંપ સિવાય પ્રદેશ પર ઝાઝી વિપત્તિઓ પડતી નથી. પ્રદેશમાં થયેલા ફેરફારો તો ભૂસ્તરશાસ્ત્રનો વિષય છે.

અમુક પ્રદેશમાં વસતા લોકોના વિશિષ્ટ સંસ્કારોને લીધે એ પ્રદેશને અવલંબીને જે પ્રવૃત્તિઓ યુગે યુગે યોજાય તેનાથી ઉદ્ભવેલી—પ્રદેશથી નોખી નહીં છતાં પ્રદેશથી નિરાળી—જીવંત વ્યક્તિ, તે દેશ.

૩

હિન્દના કહેવાતા 'ઇતિહાસો'માં ઘણું ખરું કોઈ એક પ્રાન્ત કે કોઇ એક રાજકુળનો ઇતિહાસ હોય છે. કોઈકમાં દિલ્હીની સલ્તનતની તવારીખો હોય છે, તો કોઈમાં મોગલ ને અંગ્રેજ સામ્રાજ્યની

કથા હોય છે, પણ એ બધાનો વિષય હિન્દનો ઇતિહાસ છે એમ ન જ કહી શકાય.

ઇતિહાસ એ રાજાઓ ને વિજેતાઓનાં પરાક્રમોની કથા નથી. ખરું જોતાં ઐતિહાસિક નવલકથાકારો કે દરબારી સાહિત્યકારોની કીર્તિગાથાનો એ વિષય છે. આ કથાઓનો ખરો ઉપયોગ લોકના સ્મરણભંડારને સમૃદ્ધ કરી તેમને સામુદાયિક પ્રવૃત્તિ તરફ દોરવાનો છે. જેટલે અંશે એ ઉપયોગ થાય તેટલે જ અંશે એક પરાક્રમકથાનું ઇતિહાસમાં સ્થાન હોઇ શકે.

એક દેશમાં રાજ્યો ઊગે ને આથમે, પણ જો તેમની અસર લોકોના જીવન ને ભાવિ પર ન થાય તો તેનું સ્થાન ઇતિહાસમાં ન જ હોય. સાહિત્ય, વિચાર ને સંસ્કાર જે લોકજીવનનાં અંગ છે, તેનું સ્થાન તો ઇતિહાસમાં હોવું જ જોઇએ, સામાજિક ને રાજકીય સંસ્થાનું સ્થાન પણ અગત્યનું છે. એ બધાં લોકજીવનનાં કલેવર છે.

લોકજીવનની સળંગ કથા તે ઇતિહાસ. જીવન-પ્રણાલીના આદર્શરૂપ બને તેવા મહાપુરુષોનાં જીવન ને પરાક્રમોનો એમાં સમાવેશ થવો જોઈએ. ભૌગોલિક ને આર્થિક પરિસ્થિતિએ લોકો પર જે વિશિષ્ટ અસર કરી હોય તેનું દર્શન એમાં થવું જોઇએ. લોકજીવન પર અસર કરનારાં બળો ને સંજોગો, તેના નિર્માતારૂપ રાજકીય ફેરફારો ને વિપત્તિઓ,

લાક્ષણિક સામાજિક સંસ્થાઓ, માન્યતાઓ ને ઘટનાઓ, સાહિત્ય ને કલાના ક્ષેત્રમાં મેળવેલી સિદ્ધિ: આ બધાં પણ અગત્યનાં અંગ છે. પણ ઇતિહાસ તો દેશના લોકનો એટલે કે લોકસમૂહની એકતાનતા સર્જનાર ને સમૃદ્ધ કરનાર વિચારો, આદર્શો ને સંસ્કારનો.

ઇતિહાસ એટલે લોકો એકતાનતા પ્રાપ્ત કરવા માટે જે સામુદાયિક ઇચ્છાશક્તિ વ્યક્ત કરે તેનો, અને તે શક્તિને સર્જનાર મૂલ્યોનો.

આ મૂલ્યોની તપાસ, આંકણી ને વર્ણન; એ મૂલ્યો વડે પ્રગટતી સામુદાયિક ઇચ્છાશક્તિની દિશાનું સંશોધન ને પૃથક્કરણ; અને ઇચ્છાશક્તિ કેવી રીતે જીવનની અનેકવિધ પ્રવૃત્તિઓ મારફત વ્યક્ત થાય છે તેનું દિગ્દર્શન—તે ઇતિહાસ.

હિન્દનો આવો ઇતિહાસ હજી લખાવાનો છે.

૪

આપણા ઘણાખરા ઇતિહાસોમાં આ દૃષ્ટિ હોતી જ નથી. એમાં કેટલાક પ્રસંગો કે કેટલાક યુગોનું વર્ણન આવે છે, પરંતુ ઉપર દર્શાવેલ હિન્દની દૃષ્ટિએ નહીં. ઘણે ભાગે આ ઇતિહાસકારોની દૃષ્ટિ તો પરદેશી સામગ્રી વડે ઘડાઈ હોય છે, હિન્દી કરતાં એથી વિભિન્ન વધારે હોય છે. પરિણામે કેટલાક પ્રસંગો પર વધુ પડતો ભાર મુકાય છે અને આખો ઇતિહાસ વિકૃત બને છે.

દૃષ્ટાંત તરીકે ડોડવેલનો કેમ્બ્રિજનો ટૂંકો હિન્દનો ઇતિહાસ લઈએ. આપણા સારામાં સારા ગણાતા ઇતિહાસોમાંનો તે એક છે. એનો પહેલો ભાગ ૨૦૧ પાનાં રોકે છે. એમાં ઈ. સ. પૂ. ૨૦૦૦ થી માંડી ઈ. સ. ૧૦૦૦ સુધીનો ૩૦૦૦ વર્ષનો ઇતિહાસ સમાયો છે. એમાં લોકોનો ખરો ઇતિહાસ નથી, તેમની સામુદાયિક પ્રવૃત્તિની કથા નથી. એમાં સમગ્ર જીવન જોડે અસંબદ્ધ એવી થોડા રાજાઓનાં પરાક્રમોની કથા માત્ર છે.

કેમ્બ્રિજના આ ટૂંકા ઇતિહાસમાં, ૨૭ પાનામાં મગધના પહેલા હિન્દી સામ્રાજ્યનો ઇતિહાસ છે. તેનો કાલ ઈ. સ. પૂ. ૭૦૦ થી ઈ. સ. પૂ. ૧૪૯ સુધી વિસ્તરે છે; એટલે કે ૫૫૧ વર્ષ. તે ૨૭ પાનાંમાંથી ૭ પાનાં તો એક યવનવિજેતા, જેનું આક્રમણ થોડા મહિના ચાલ્યું ને જેણે માંડમાંડ પંજાબનો એક ટુકડો જીત્યો અને જેને થાકી હારી પાછા જવું પડ્યું, તેને વિષે રોકયાં છે.

એમ કહી શકાય કે હિન્દના ઇતિહાસના બધા સમયને સળંગ ન્યાય આપી શકાય એવાં સાધનો નથી. સિકંદર સંબંધી ગ્રીક સાહિત્યમાં ઘણું લખાયું છે ને ગ્રીક લોકોને હાંકી કાઢનાર ચંદ્રગુપ્ત વિશે કંઇ મળતું જ નથી. તો વાસ્તવિક માર્ગ તો એ છે કે એ સાધનોને માટે જુદાં પુસ્તકો લખાય. એનો માર્ગ એ નથી કે આખા હિન્દનો ઇતિહાસ એવાં એકપક્ષી સાધનોથી વિકૃત બને.

બીજા ભાગમાં તો હિન્દનો ઇતિહાસ મુદ્દલ જ નથી. એમાં પ્રશંસાત્મક મુસ્લિમ તવારીખોએ પૂરી પાડેલી સામગ્રી પર રચાયેલી મુસ્લિમ વિજેતાઓની વાતો છે. આ કંઇ હિન્દનો ઇતિહાસ ન કહેવાય. એ ઇતિહાસમાં તો આ દેશના લોકોનો ઇતિહાસ આવેઃ જેમણે પરદેશી આક્રમણનો પ્રતિરોધ કર્યો અને પર-સંસ્કારો ઓગાળી તેમને પોતાના કર્યા તેમનો.

૧૧૮૬ થી ૧૪૦૦ સુધી લોકો પર પડેલી વિપત્તિઓને લીધે તેમણે શું સહ્યું, શું વિચાર્યું, શું ફેરવ્યું, શું શું ઘડ્યું ને ભાંગ્યું તેનો એમાં ઇતિહાસ નથી. મુસ્લિમ રાજ્યસત્તાઓના સ્પર્શથી જે પુનર્ઘટના થઇ તેની રૂપરેખા પણ એમાં નથી.

ત્રીજા ભાગનું શીર્ષક બ્રિટિશ હિન્દ છે. તે ૪૨૧ પાનાં રોકે છે; એટલે કે પુસ્તકનો લગભગ અડધો ભાગ. અને ખરું જોતાં એનું નામ તો 'યુરોપીય દિગ્વિજય આખ્યાન' જ આપી શકાય. પુસ્તકનાં ૯૦૮ પાનાંમાંથી ૩૮૬ પાનાં ૧૭૪૦ થી ૧૯૨૦ સુધીનાં બ્રિટિશ લોકોનાં પરાક્રમોની વાતોથી ભર્યાં છે. આ ૧૮૦ વર્ષમાં 'હિન્દ' શું હતું તેની કથા એમાં નથી. આપણા લોકોએ શું જોયું, શું સહ્યું ને શું અનુભવ્યું તે એમાં નથી. એ સમયમાં લોકો પર શી અસર થઈ, અને પરદેશી સત્તા અને સંસ્કારને સાનુકૂલ કે પ્રતિકૂલ થવા તેમણે શું કર્યું, તેનો ઇતિહાસ પણ નથી. બ્રિટિશ

સંપર્કથી શી શી વ્યવસ્થાઓ લોકોએ રચી, મૂલ્યોનાં શાં પરિવર્તન કર્યાં તે પણ એમાં નથી.

૧૮૫૮થી ૧૯૧૯ સુધીના સમય વિષે છેલ્લાં ૧૭૫ પાનાં તો અંગ્રેજી સરકારી Administration Reports નો સારાંશ લાગે છે, જેમાં સ્વ. દાદાભાઈ નવરોજીનું નામ એક વાર આવે છે, અને મહાત્મા ગાંધી માત્ર એક વાર શોભે છે, પણ તે એમ. આર. ગાંધી તરીકે !

ઇતિહાસકાર હિન્દની બહાર ઊભો છે. બીજાઓએ હિન્દ પર શી વિધિઓ કરી તેનું પ્રશંસામુગ્ધ દાસ્તાન તે આપ્યે જાય છે. હિન્દ બહારનાઓ પ્રત્યે કેમ વર્ત્યું તેની એને ઝાઝી પરવા નથી. આને હિન્દનો ઇતિહાસ કહેવાય ?

આ પરિણામ આવ્યું તેનું કારણ એ કે ઇતિહાસકારની દૃષ્ટિ આગળથી તેનું મુખ્ય ધ્યેય ખસી ગયું. હિન્દનો ઇતિહાસ લખવાને બદલે પરદેશીઓએ હિન્દમાં શું શું કર્યું એ લખવા તે બેસી ગયો. વળી પરદેશીઓએ સારી રીતે જાળવી રાખેલી સામગ્રીઓનો એ ભોગ બની ગયો અને તેથી પરદેશી વિજેતાઓની કીર્તિગાથાનો સારાંશ કાઢવામાં જ એ નિમગ્ન બન્યો.

૫

હિન્દનો ઇતિહાસ યુરોપીય વિદ્વાનોએ લખવો શરૂ કર્યો. તેમને મન હિન્દ એક જંગલી દેશ હતો. એના પર તેઓ રાજ્ય કરતા હતા. આને લીધે

આપણા ઈતિહાસમાં એક ભયંકર વિકારદૃષ્ટિ પેસી ગઇ. પરિણામે હિન્દનો ઇતિહાસ પરદેશી આક્રમણની કીર્તિગાથા બની ગયો.

આર્યોનું જૂનામાં જૂનું શાસ્ત્ર ભલે હિન્દમાં રચાયું હોય, ભલે ઋગ્વેદસંહિતામાં આર્યો પરદેશી છે, એવું નામનિશાન પણ ન હોય, ભલે પુરાણોમાં સંઘરેલાં સ્મરણો પ્રમાણે આર્યો અહીંયાં વસતા હોય, પણ આર્યોનો મૂળ વસવાટ અહીંયાં સંભવે જ નહીં !

પરિણામે પહેલાં સરસ્વતીને તીરે અસલી આર્યાવર્ત હતું, તે ઓક્ઝસસને કિનારે ગયું. પછી તિગ્રિસ ને યુફ્રેતિસને કિનારે પહોંચી ગયું !

મોનિયર વિલિયમ્સ તેને પામીરમાં લઈ આવ્યો. ૧૮૫૧ માં લેથામ આર્યાવર્તને યુરોપમાં ખેંચી ગયો. ગેગર તેને જર્મનીમાં લઈ ગયો. પેન્કા સ્વીડનમાં ધકેલી ગયો. શ્રેડરે તેને રશિયામાં ઘસડ્યું. ડી મોરગન સાઇબીરિયા ઉપાડી ગયો. લોકમાન્ય તિલક ઉત્તર ધ્રુવ સુધી પહોંચી ગયા ! પરદેશથી ન આવ્યા હોય તો હિન્દમાં આર્યો વિજય કેમ કરત !

હજી કેટલાક ઇતિહાસકારો ઇરાની સમ્રાટ દારાયૂષે હિન્દ જીત્યું તેની નોંધ કરે છે. ખરી વાત એટલી જ કે ઈ. સ. પૂ. ૫૧૬ પછી સિંધુના પાશ્ચમ તીર સુધી ઇરાની લશ્કર આવ્યું હતું ને થોડાં વર્ષ સુધી એક નાનકડો પ્રદેશ તાબે રાખ્યો હતો; આખું હિન્દ સ્વતંત્ર પડ્યું હતું તેની કયાં કોઇને પરવા હતી?

સિકંદરના આક્રમણની પણ એ જ કથા. ગાંધારના આર્ય રાજાને મદદ કરવાને એ યવનવિજેતા આવ્યો. એણે પંજાબના થોડાક નાના રાજાઓને હરાવ્યા. નન્દોની સાથે બાથડવા કરતાં ઝપાટાબંધ એ પાછો ચાલ્યો ગયો. પુરુ ને આંભી સ્વતંત્ર રાજા બની ગયા અને પાછળ રહેલા યવનસૈન્યને જુવાન ચંદ્રગુપ્તે હાંકી કાઢયું. અને ત્રણસો વર્ષથી મગધમાં શૈશુનાગો ને નન્દોએ જે સામ્રાજ્ય સ્થાપ્યું હતું, તેની મહત્તા તો સિકંદરના દિગ્વિજયનો એક ઉપસંહાર બની રહે છે! આ નાનકડા આક્રમણની શી મહત્તા!

તે જ પ્રમાણે ૭૧૨માં મહમુદે સિંધનો થોડો ભાગ લીધો એટલે મુસ્લિમ આક્રમણો શરૂ થયાં. ત્રણસો વર્ષ પછી મહમુદ ગઝનીએ વીશ વાર હુમલા કર્યા ત્યારથી તો ઇતિહાસકાર હિન્દનો ઇતિહાસ લખવાનું છોડી ગઝનીનો ચારણ બની બેસે છે.

સોમનાથના આક્રમણને પણ કેટલી મહત્તા અપાય છે! મુસ્લિમ તવારીખોની અતિશયતાભરી કહાણીઓમાં તથ્ય કેટલું છે એ હજુ તપાસાયું નથી. ખરું જોતાં આટલી જ હકીકતો સત્ય લાગે છેઃ

(૧) આશરે ૧૦૨૫માં મહમુદે ગુજરાત પર આક્રમણ કર્યું ત્યારે તેને હિન્દી રાજાઓની બીકે રણમાંથી આવવું પડયું.

(૨) ગૂર્જરેશ્વર ભીમે તેને સતાવ્યો હોવાથી એને કચ્છના રણને વાટે પાછું જવું પડયું.

(૩) એણે સોમનાથનું મન્દિર તોડયું.

(૪) એ આવ્યો ને ગયો તો પણ ગુજરાતનું રાજકીય, સામાજિક ને ધાર્મિક જીવન અભંગ જ રહ્યું. એ આક્રમણ એવું ભયજનક નહોતું કે હેમચંદ્ર, સોમેશ્વર કે મેરુત્તુંગ જેવા આપણા ઇતિહાસકારોએ તેની નોંધ લેવી પડે.

(૫) ગુજરાતની સત્તા કે સમૃદ્ધિમાં ફેર પડયો નહોતો. ૧૦૩૦ માં ભીમ કચ્છ પર રાજ્ય કરતો હતો અને ૧૦૩૨ માં એનો મંત્રી વિમલ આબુ પર આદિનાથનું મંદિર બંધાવતો નજરે પડે છે.

(૬) ત્યાર પછી મહમુદે હિન્દ જીતવાનાં સ્વપ્નાં છોડી દીધાં. અને પછી ૧૬૦ વર્ષ સુધી ફરી પરદેશી હુમલો ન આવ્યો.

મહમુદના સોમનાથ પરના આક્રમણ અને નેપોલિયનના મૉસ્કો પરના આક્રમણમાં ઘણું સામ્ય છે. બંને મહત્ત્વાકાંક્ષી આક્રમણો હતાં;બન્ને પરાજયમાં પરિણમ્યાં. નેપોલિયન પ્રકૃતિનો થકવ્યો પાછો હઠયો. મહમુદે રૂઠેલા દુશ્મનોની સામે થવા કરતાં પ્રકૃતિના ભોગ થવાનું પસંદ કર્યું. પણ મૉસ્કોનું આક્રમણ વર્ણવતાં રશિયન ઇતિહાસકાર ફ્રેન્ચદૃષ્ટિ કેળવે એ યુરોપમાં તો અસ્વાભાવિક. હિન્દમાં ઇતિહાસકારો પરદેશી આક્રમણકારના પ્રશંસકોની દૃષ્ટિએ એ આક્રમણ વર્ણવે એમાં આપણને નવાઈ પણ નથી લાગતી !

તે જ પ્રમાણે ૧૧૮૬ થી ૧૪૦૦ સુધીના સંઘર્ષણકાલનો ઇતિહાસ લખાયો છે. ઐબક, ઇલ્તુતમિશ, અલ્લાઉદ્દીન ખીલજી ને મહમદ તઘલખે દિલ્હીની સલ્તનતને સામ્રાજ્યનું કેન્દ્ર બનાવવાના પ્રયાસો કર્યા. પણ એ દરેક વિજેતા વિદેહી થતાં દિલ્હી માત્ર એક નાનું રાજ્ય જ બની રહ્યું. ઈ. સ. ૧૩૯૯માં તૈમૂરે દિલ્હી લૂંટયું ત્યારે દિલ્હીની સલ્તનત પરવારી ગઈ. આ પરિણામ આવ્યું તે હિન્દીઓના જ્વલંત સ્વાતંત્ર્યપ્રેમથી. ખરું જોતાં એ સમયના દિનેદિન હિન્દી વીરતાના પુનિત રુધિરથી છંટાયા છે.

ઘણા ઇતિહાસોમાં એ વિજેતાઓએ કેટલું જીત્યું તેના નકશા આપવામાં આવે છે; પણ એમના મરણ પછી એમનું રાજ્ય કેટલું રહ્યું તેના નકશા હજી આપણે દોરવાના છે. એ દોરવાથી જ માલૂમ પડશે કે દિલ્હી સામે જે સતત વિરોધ થતો તેને કેટલી સફળતા મળી.

આ વિરોધનાં બે મુખ્ય અંગો : એક તો સતત સેવેલાં યુદ્ધો અને બીજું સમાજિક ને સાંસ્કૃતિક પ્રતિરોધ.

દિલ્હીની સલ્તનત એ પરદેશી રાજ્ય ન હતું. પરદેશીઓના આખા લોકસમૂહે આવીને એ રાજ્ય નહોતું સ્થાપ્યું. દિલ્હી, બંગાળ, ગુજરાત ને સિંધના રાજકર્તાઓ પરદેશી નહોતા અને પોતાની જાતને પરદેશી ગણતા નહોતા. એ અસલ રાજકર્તાઓમાં પરદેશીઓ ગણ્યાગાંઠ્યા હતા. એમનાં રાજ્યોમાં

હિંદુ અને મુસ્લિમો વચ્ચે સંબંધ પણ આપણને શિખવવામાં આવે છે એવો કડવો નહોતો. એ સંબંધનો ઇતિહાસ હજી આપણે લખવાનો છે.

મોગલ સમ્રાટોએ તો હિંદુ–મુસ્લિમ સંસ્કારોનો સમન્વય આરંભ્યો હતો, અને એમની સત્તા પણ બન્ને કોમો પર અવલંબતી હતી. એ તો હિંદુ–મુસ્લિમ એકતાનો, કબીર ને ચૈતન્યની પ્રેરણાનો યુગ. એમાં પ્રાંતેપ્રાંતે બન્ને સંસ્કાર ને બન્ને ધર્મે મૈત્રી સાધી હતી. પણ તે સમયના ઇતિહાસમાં સમન્વય શોધવા કરતાં વૈમનસ્ય શોધવામાં .આપણા ઇતિહાસકારો મોજ માને છે.

ઈ. સ. ૧૬૭૫થી તો હિન્દુઓએ સામ્રાજ્ય સ્થાપવાના પ્રયત્નો આદર્યા. અને પરદેશીઓ અને તેમની વચ્ચે ૧૮૫૭ સુધી વિગ્રહ ચાલ્યો. ઘણાખરા ઇતિહાસોમાં આ સમયનો ઇતિહાસ ઇસ્ટ ઇંડિયા કંપનીની કારકિર્દીનું સ્વરૂપ લે છે; આ દેશની પ્રજાનું શું થયું એ જરાય જણાતું નથી. અને ૧૮૫૭ માં પરદેશી સામ્રાજ્ય સ્થપાયું ત્યારથી પ્રજાનો ઇતિહાસ તો ઇતિહાસ સિવાયના બીજા સાહિત્યમાંથી જ શોધવો પડે છે.

હિન્દના ઇતિહાસમાં હિન્દનું જ દૃષ્ટિબિંદુ રાખવું જોઇએ એ સૂત્ર આપણા લેખકોના ધ્યાનમાં નથી.

૬

હિન્દના ખરા ઇતિહાસકારે નવા સિદ્ધાંતો શીખવા પડશે. જે સાધનો મળતાં હોય તેના તરફ પહેલાં ધ્યાન આપવું પડશે. પરદેશી સાધનોને ઝીણવટથી તપાસી હિન્દી સાધનની કસોટીએ ચઢાવવાં પડશે. પરદેશી સાધનો વધારે મળે છે માટે કોઈ એક પ્રસંગને પ્રમાણ વિનાનું સ્થાન આપતાં અચકાવું પડશે.

આપણા ઇતિહાસોમાં યુગો પાડવામાં આવે છે એ પણ અસ્વાભાવિક હોય છે. રાજકુળ બદલાય તેથી યુગ નથી બદલાતો. યુગ તો કાળનો એક વિભાગ છે. નવાં બળો ને નવી પરિસ્થિતિને લીધે યુગ જન્મે છે. એ પ્રચલે ત્યાં સુધી તે જ બળો ને પરિસ્થિતિની અસર પહોંચે છે. અને જ્યારે તેમની અસર નષ્ટ થાય અને નવાં બળો ઉદ્ભવે ત્યારે તે સંકેલાઈ જાય છે. એ યુગના ટુકડા કર્યે ઇતિહાસકારની દૃષ્ટિ અંધારી બને છે.

આપણા ઇતિહાસના એવા યુગો સહેલાઈથી પાડી શકાય.

પહેલો યુગ આર્યોના વિજયથી અને હિન્દી સંસ્કારના જન્મથી શરૂ થાય છે. દિવોદાસથી જનમેજય—પારીક્ષિત સુધી એ ગણી શકાય.

બીજો યુગ શિશુનાગે (ઈ. સ. પૂ. ૭૦૦) મગધમાં પહેલું હિન્દી સામ્રાજ્ય સ્થાપ્યું ત્યારથી શરૂ થઈ એ

સામ્રાજ્ય ઈ. સ. પૂ. ૧૪૯ માં પુષ્યમિત્ર પછી ક્ષીણ થઈ ગયું ત્યાં સુધી વિસ્તરે છે. આખા દેશની વ્યવસ્થા આ યુગમાં થઈ.

ત્રીજો યુગ આંતરરાષ્ટ્રીય સમાગમનો અને સાંસ્કારિક વિસ્તારનો. તે ઈ. સ. પૂ. ૧૫૦ થી શરૂ થાય છે અને ઈ. સ. ૩૦૦ ના અરસામાં ચંદ્રગુપ્તે ગુપ્ત સામ્રાજ્ય સ્થાપ્યું ત્યારે આથમે છે.

ચોથો યુગ હિન્દનો સુવર્ણ યુગ છે. એમાં હિન્દી સામ્રાજ્યની કથા છે. ઈ. સ. ૩૦૦ થી ૬૫૦ સુધી તે પ્રચલે છે. એમાં હિન્દી શક્તિ ને સંસ્કારનો મધ્યાહ્ન નજરે ચઢે છે.

પાંચમો યુગ ૬૫૦ માં એટલે શ્રીહર્ષના અવસાન પછી શરૂ થાય છે ને ૧૧૮૬ માં, મહમુદ ઘોરીનાં આક્રમણ શરૂ થયાં ત્યાં સુધી પ્રવર્તે છે. મધ્યસ્થ સામ્રાજ્યનો અભાવ, પ્રાંતીય અસ્મિતાનો ઉદય અને પ્રાંતીય રાજ્યોનાં સંઘર્ષણોથી સુવર્ણ યુગનાં બળો જુદાં સ્વરૂપ લે છે ને પરિસ્થિતિમાં ફેરફાર કરે છે; પણ સાંસ્કારિક એકતાનતા વધે છે.

છઠ્ઠો યુગ ૧૧૮૬થી ૧૪૦૦ સુધીનો એ પ્રતિરોધ-કાલ છે. કાન્હડદે પ્રબંધમાં એનું અદ્ભુત ચિત્ર છે. એમાં જૂનાં બળોનો અને નવી ઘટનાનો ઉદય જોવામાં આવે છે.

સાતમો યુગ ઈ. સ. ૧૪૦૦ થી ૧૭૦૦ સુધી વિસ્તરે છે. એ હિન્દુ-મુસ્લિમના સહકાર પર

રચાયેલા મોગલ સામ્રાજ્યની જાહોજલાલીનો સમય છે. સાંસ્કારિક પુનર્ઘટના પણ આ જ યુગમાં. ભક્તિ કે પ્રાંતીય સાહિત્યોનો ઉદય પણ આ જ યુગમાં. રાજકીય બળોને નાનાં ક્ષેત્રોમાં અલગ રાખી સાંસ્કારિક ક્ષેત્રોનો સફળ વિકાસ લોકોએ આ જ યુગમાં સાધ્યો.

સાતમો યુગ ૧૭૦૦ થી ૧૮૫૭ સુધીનો છે. એ અંધાધૂંધીનો સમય. એનું મુખ્ય વસ્તુ તો હિન્દુ અને અંગ્રેજો વચ્ચે હિન્દનાં સામ્રાજ્ય માટે જે વિગ્રહ થયો તે છે. ૧૬૭૪માં શિવાજી ગાદીનશીન થયા. ૧૬૭૫માં ગુરુ ગોવિંદસિંહે ખાલસા સ્થાપ્યું. ૧૬૮૧માં રજપૂતો મોગલ સામ્રાજ્યના વિરોધી થયા ત્યારથી હિન્દુ સામ્રાજ્ય સ્થાપવાના પ્રયત્નો થયા, અને ૧૮૫૭માં તે નિષ્ફળ ગયા.

આઠમો યુગ ૧૮૫૭ થી અત્યાર સુધીનો; એ છેલ્લો યુગ. પરદેશી સત્તાને બળે પ્રસરેલી આંતર-શાંતિ, પરાધીનતા, સંસ્કાર-સંઘર્ષણ અને રાષ્ટ્રત્વના ઉદયનો યુગ.

આ દરેક યુગમાં સામુદાયિક પ્રવૃત્તિ હતી. એ પ્રવૃત્તિ પાછળ એકાગ્ર બનેલી સામુદાયિક ઇચ્છાશક્તિ હતી, જેને પ્રતાપે સામુદાયિક વ્યવસ્થા રચાઈ ને સર્વવ્યાપી સંસ્થાઓ ઊભી થઇ. અને યુગે યુગે મૂલ્યો ઉદ્ભવ્યાં ને પ્રેરણા આપી જીવન ઉત્કૃષ્ટ કરી ગયાં.

આ બધાની કથા ક્યારે લખાશે? ભારતીની આવી આત્મકથા ક્યારે આપણાં બાળકોની કલ્પના

પોષશે ? તેણે દીધેલી પ્રેરણાથી ક્યારે આપણી દૃષ્ટિ નિર્મલ બનશે ? પરદેશીઓના દૃષ્ટિવિકારથી આપણું ઇતિહાસ-સાહિત્ય વિમુક્ત થશે ત્યારે તે જનેતાના દૂધસમું જીવનદાતા થશે; ત્યારે આપણા પૂર્વજો વિશેના સહાનુભૂતિપૂર્ણ જ્ઞાનથી આપણું આત્મજ્ઞાન વિશુદ્ધ ને સમૃદ્ધ થશે, ત્યારે આપણા ઇતિહાસનાં પુસ્તકોમાંથી તરી આવશે સાગરકન્યા સમી ભારતમાતા—યુગે યુગે ઉજ્જ્વલ, પ્રેરણાના પયથી ભાવિને પોષતી, ઘડતી ને સુવર્ણકાન્તિ અર્પતી.

★

# ગુજરાતી ભાષા અને સાહિત્ય*

•

૧૯૪૨

•

બહેનો અને ભાઇઓ,

મધ્યપ્રાન્ત અને વિદર્ભનાં ગુજરાતી ભાઇ-બહેનોને આજે પહેલી વાર આમ સામુદાયિક પ્રવૃત્તિમાં જોડાયેલાં જોઇ મને ઘણો આનંદ થાય છે. તમારામાંનાં ઘણાં અહીંયાં વેપાર માટે વસ્યાં છે એ વાત ખરી, પણ તેથી તમે સાહિત્ય, કલા અને સંસ્કારને ભૂલી જાઓ એ ખોટું.

હું ગુજરાતની અસ્મિતામાં માનું છું. હિંદુસ્તાનમાં હું જ્યાં જ્યાં ફરું છું ત્યાં મને જે ગુજરાતીઓ મળે છે, એમને હું સામુદાયિક જીવન સમૃદ્ધ થાય તેવી મહેનત કરવાનું કહું છું. આ જમાનામાં જો તમે તમારી અસ્મિતા નહિ સાચવો, બેદરકારીમાં સામુદાયિક જીવન જતું કરશો અને ગુજરાતમાં

* નાગપુર ખાતે મધ્યપ્રાન્તીય ગુજરાતી સાહિત્ય સભા અને ભારતીય વિદ્યાભવનની શાખાઓની સ્થાપના પ્રસંગે આપેલું વ્યાખ્યાન.

પ્રચલિત સંસાર–આંદોલનોથી દૂર રહેશો, તો તમે જે સમૃદ્ધિ આજે ભોગવી રહ્યા છો તે નહીં ટકે.

તમારે ગુજરાત સાથે સંબંધ રાખવો જોઇએ તે માત્ર છોકરાછોકરી પરણાવવા પૂરતો નહીં, પણ સાહિત્ય અને સંસ્કારના વિષયમાં પણ ખરો. અંગ્રેજ દેશોદેશ ફરે છે, વસે છે, પણ લંડન એના સંસ્કારશરીરનું હૃદય છે. ત્યાં જે ધબકારો થાય તે તરત એના જીવનમાં પણ થાય છે. આફ્રિકાના જંગલમાં પણ એ ડ્રેસસૂટ પહેરીને જ જમે એવી એમને વિષે મજાક થાય છે. લંડનમાં સ્ત્રીઓએ જમતી વખતે ટૂંકા ઘાઘરા પહેરવાને બદલે લાંબા પહેરવાનું શરૂ કર્યું ને તેને ત્રીજે જ મહિને મુંબઈમાં વસતી અંગ્રેજ સ્ત્રીઓએ પણ એ સુધારો અમલમાં મૂક્યો. તેમ જ ઑક્સફર્ડ ને કેમ્બ્રિજના સંસ્કાર, એની પ્રતિષ્ઠા જયાં જાઓ ત્યાં મળે. તે જ પ્રમાણે જયારે મુંબઇ–અમદાવાદનાં સંસ્કારી સ્રીપુરુષોનાં ઉચ્ચારણ, સાહિત્યપ્રેમ, રહેણી ને કરણીનો તમારાં જીવનમાં તરત પડઘો પડે, ત્યારે ગુજરાતની અસ્મિતાનું બળ તમને સાંપડે.

દસમા સૈકામાં ગુજરાતમાં લખાયેલી એક વાર્તામાં એક પિતા પોતાના પુત્રને આ પ્રમાણે સલાહ આપે છેઃ ‘તારા માર્ગમાં કશી આપત્તિ આવી પડે તો આમ વર્તજે; કદી કઠોર શબ્દ બોલીશ

નહીં; હે પુત્ર, વ્યવહાર ન સમજનાર અજ્ઞાની માણસની માફક જ હમેશ બોલજે.'

અને એ સલાહ આપણે આખી પ્રજાએ માની લીધી છે ને મૂંગે મોઢે આપણે ગાળો સહીએ છીએ. આપણે ધૂળમાંથી ધન શોધતા ધૂળધોયા છીએ, એથી ઘણા આપણી સામે તિરસ્કારથી જુએ છે અને એ તિરસ્કાર આપણે પણ નાહકનો કેળવીએ છીએ. કેટલાક પરપ્રાન્તીઓ હજી કહે છેઃ 'તમારા પૈસા અને અમારી બુદ્ધિ—બે મળે તો આપણે હિંદુસ્તાન જીતીએ.' જાણે કેમ પૈસા બુદ્ધિ વગર જ મળતા હોય! ઘણા હજી કહે છેઃ 'શું શાં પૈસા ચાર.' એમને ભાન ક્યાંથી હોય કે આજે ગુજરાતી વાણીમાં ન્હાનાલાલનું લાલિત્ય છે, સરદાર વલ્લભભાઈનું જોમ ને અસરકારકતા છે, ને મહાત્માજીની પ્રેરણાત્મકતા છે. કેટલાક કહે છે કે ગુજરાતીએ રાજકારણમાં હાથ નાખ્યો ત્યારથી હિંદુસ્તાનનું નખ્ખોદ ગયું. એમને ક્યાં ભાન છે કે એક ગુજરાતીને લીધે આજે હિન્દ જગતમાં પુજાય છે!

મારા એક મિત્ર મજાકમાં મને કહેતાઃ 'ગુજરાતને પ્રાન્ત કરીનાખો કે મુંબઈના ગુજરાતીનો પૈસો અમને મળે.'

હું જવાબ દેતોઃ 'ભાઇ, અમે તો વેપારી માણસો રહ્યા. પ્રાચીનકાળથી અમે ભૃગુકચ્છથી વેપાર કરી ધન લાવ્યા, સોલંકી સમયમાં ખંભાતથી, મોગલ

સમયમાં સૂરતથી અને હવે બ્રિટિશ સમયમાં મુંબઇથી, અહીંથી કાઢી મૂકશો તો અમે જઇશું ખરા; બગલમાં લક્ષ્મી નહિ લઇ જવા દો એ ખરી વાત; પણ આ લક્ષ્મીને આંખ મારવાની ટેવ કેમ ભુલાવશો ? ભાવનગર કે પોરબંદર જઇને આંખ મારીશું !'

ગયે વર્ષે સં. ૧૯૯૮ માં ગુજરાતી પ્રજાએ પોતાની સહસ્રાબ્દી ઊજવી. ભગવાન પરશુરામ ને શ્રીકૃષ્ણ, ધારાસેન મુંજ ને સિદ્ધરાજ જેવા સમ્રાટોની; નકુલેશ, દયાનંદ સરસ્વતી ને ગાંધીજી જેવા યુગપ્રવર્તકોની; નરસિંહ ને મીરાં સમા સંતોની; 'ભટ્ટિકાવ્ય'ના કર્તા ભટ્ટિ, 'શિશુપાલવધ'ના કર્તા માઘ અને 'કલિકાલસર્વજ્ઞ' હેમચંદ્રાચાર્યની આપણી ભૂમિ છે.

સત્તરમી સદીમાં તેલંગણનો કવિ વેંકટધ્વરી કહી ગયો છે કે:

'આ ગુર્જર દેશ જો ને આંખને ઠાર. સર્વ સંપત્તિથી ભરપૂર આ તો જાણે સ્વર્ગલોક.

'કર્પૂર અને મીઠી સોપારીથી મઘમઘતાં પાને એના યુવાનોનાં મુખ શોભે છે. વિવિધ દિવ્યાંબરો તે ધારે છે. તે પ્રશંસાને પાત્ર બને છે. ચમકતાં રત્નોનાં આભૂષણ તે પહેરે છે. ચંદનથી તેમનાં શરીરો મઘમઘે છે. અને તે રતિસમી યુવતીઓ સાથે મહાલે છે.

'અને અહીંયાંની સ્ત્રીઓનું સૌન્દર્ય પણ અનુપમ છે.

'તપ્ત સુવર્ણનો એમનો રંગ છે; લાલ ને મૃદુ એમના હોઠ છે; નવા પ્રવાલસમા એમના હાથ છે; એમની વાણી અમૃતસમી મીઠી છે. એમનું મુખ છે કમલસમ, ને આંખોમાં છે નીલકમલનાં તેજો. ગુર્જર યુવતીઓની મોહનીથી યુવાનો મુગ્ધ બને એમાં શી નવાઇ ?'[1]

આપણને જો પૈસા કમાતાં આવડયું છે તો ખરચતાં પણ કયાં નથી આવડયું ? ગુજરાતી માતૃભાષા સેવનારે આખા દેશ માટે પૈસો વેર્યો છે, માત્ર ગુજરાત માટે નહીં. જયાં પૈસો પેદા કર્યો છે ત્યાં ધર્માદામાં પણ આપ્યો છે, ને પ્રાંતેપ્રાંતમાં એક પણ એવું પુણ્યનું કાર્ય નહિ હોય જેમાં ગુજરાતીઓએ પૈસો ન આપ્યો હોય. ધનના તો આપણે માત્ર સંરક્ષકો (ટ્રસ્ટીઓ) છીએ એ ભાવના તો જગડુશાના વખતથી આપણે સેવી છે.

વિમલશાહનાં વિશ્વપ્રશંસિત મંદિરો ને હમણાં ખોદાઇ રહેલી સહસ્રલિંગની ભવ્યતાએ જગત-સ્થાપત્યમાં આપણું સ્થાન તારવી લીધું છે.

અને જગતના પુરુષોત્તમોમાં અગ્રગણ્ય એવા જેણે નૈતિક વિશ્વનિયમનું સામ્રાજય સ્થાપવા પશુતાપ્રધાન અર્વાચીન જગતને પડકાર કર્યો છે, તેણે ગુજરાતી મોઢ વાણિયાને ત્યાં જન્મ ધર્યો છે.

---

૧. જુઓ, પૃ. ૨૧૪.

અને આજે, સ્ત્રીઓની પવિત્રતાને કારણે પ્રાણાર્પણ કરવા બેઠેલા તપસ્વી પ્રો. ભણુસાલી પણ ગુજરાતી માને પેટે જન્મ્યા છે તેનો મને ગર્વ છે.

હું ભણગાં ફૂંકવા નથી આવ્યો. વાસ્તવિક વસ્તુનું ભાન કરાવી આપણી અલ્પતાની દવા કરવા આવ્યો છું. પણ તમને ગુજરાતની મહત્તાની પ્રતીતિ કરાવું તેની સાથે એનું મુખ્ય લક્ષણ પણ કહી લઉં.

સ્વદેશભક્તિ એ ગુજરાતીતાનું પ્રથમ ને અનિવાર્ય અંગ છે. મેં તો વારંવાર કહ્યું છે કે આર્યસંસ્કૃતિ અને આર્યધર્મને વ્યક્ત ન કરીએ તો ગુજરાતનો અર્થ નથી, ગુજરાતને ભાવિ નથી. ભારત એ તો પચરંગી તરાહની રંગોળી છે. દરેક તરાહની વિવિધતા છતાં સમગ્ર ચિત્ર સરસતા સાધે છે. એ સરસતા વિના દરેક રંગની કલોઠી તો પથ્થરની ક્ષુદ્ર કચ્ચરો છે. જે ભારતની ભક્તિને જે પ્રાન્તીયતામાં સ્થાન નથી તે શુષ્ક ને ભયંકર વિચ્છેદક ભાવના છે. ગુજરાતીતાનું મુખ્ય લક્ષણ તો ભારતનો પ્રેમ, એની સેવા, એની સ્વાતંત્ર્યસિદ્ધિ માટે ત્યાગ છે; અને એ છે તેટલે જ અંશે એ ભાવનામાં ઉજ્જવલતા છે.

આને પરિણામે નાગપુર જેવે સ્થળે હિન્દી ને મરાઠી બોલતી પ્રજા જોડે રહી પ્રાન્તીય સમન્વય સાધવો એ તમારું કર્તવ્ય થઇ પડે છે. ગુજરાતી ભાષા ને સાહિત્ય, હિન્દીને અને મરાઠીને સ્પર્શે નવે

રંગે રંગાશે. અહીંયાં જો સમન્વયાત્મક પ્રવૃત્તિ તમે આદરશે તો ગુજરાતી સાહિત્ય, ભારતના અર્વાચીન સાહિત્યભંડોળમાં પોતાનો ફાળો આપી શકશે અને બીજાની સમૃદ્ધિ પોતાની કરી શકશે. પ્રાન્તેપ્રાન્તનાં સાહિત્યો હિન્દી દ્વારા સમસ્ત હિંદનું ધન બને એ આપણું ધ્યેય અહીંયાં રહી સાધી શકશો. હિન્દી વિના પ્રાન્તીય ભાષા ને સાહિત્યોના સમન્વય શક્ય નથી, એના વિના અખંડ હિંદુસ્તાન ટકવું શક્ય નથી. એના દ્વારા જ આપણે આર્યસંસ્કાર જીવનમાં ઉતારી શકીશું, ને આપણાં ભાષા ને સાહિત્યમાં નવી પ્રેરણાનો સ્રોત વહેવડાવી શકીશું. હિન્દી શીખવું ચૂકશો નહીં. અમે તો ત્યાં ચરોતરિયા હિન્દી બોલીએ છીએ. 'છે' ને બદલે 'હે' વાપરી ગુજરાતી બોલીનું હિંદીકરણ કરીએ છીએ. પણ અહીંયાં તો એ શીખી લેવાની તમને તક છે એ ચૂકશો નહીં; એટલા જ માટે મારી તમને સૂચના છે કે જે ગુજરાતી સાહિત્યવિષયક પ્રવૃત્તિ આદરો તેમાં બીજી હિન્દની ભાષાઓ અને ખાસ કરીને સંસ્કૃત ને હિન્દીને સ્થાન આપવું ચૂકશો નહિ.

ગુજરાતીઓને સંસ્કૃત તરફ અણગમો છે. પાશ્ચાત્ય વિદ્વાનોને અનુસરીને તે એને 'મૃત' ભાષા માને છે, પણ એ ભૂલ છે. એ આપણી જીવતીજાગતી સરસ્વતી છે, આર્યસંસ્કારની સંજીવની ને અધમોદ્ધારિણી મૂર્તિ છે. જો સંસ્કૃતની સેવા નહીં કરો તો જે શક્તિથી તમે છ હજાર વર્ષ જીવતા રહ્યા એ નહીં ટકી

રહે. અર્વાચીનતાના કીચડમાં તમારા પગ એવા ઊતરી જશે કે જે મહત્તાથી હિંદ પરાધીનતામાં પણ માથું ઊંચું રાખે છે તે નષ્ટ થશે. હિંદમાં હમેશાં સંસ્કૃત, ભારતીય ભાષા અને પ્રાન્તીય માતૃભાષા એ ત્રણ વડે જીવતર ઘડાયું છે. હિંદી હવે આપણી ભારતીય ભાષા છે; ગુજરાતી માતૃભાષા છે; પણ એ બધાની જનની આપણી જીવનદાત્રી તો સંસ્કૃત જ છે.

મારા જીવનમાં એક મોટી ઊણપ રહી ગઇ તે એ કે સંસ્કૃત પર હું પ્રભુત્વ ન મેળવી શક્યો. ગુજરાતીઓમાં સંસ્કૃતનો શોખ નથી વધતો એનો મને સદાય ખેદ રહ્યો છે. આપણી ગુજરાતી સાહિત્ય પરિષદ, ગુજરાતની અસ્મિતાની સંસ્થામૂર્તિમાં પણ એ જ ઊણપ લાગી એટલે 'ભારતીય વિદ્યાભવન'ની સ્થાપના કરી. એ બે પરસ્પરાવલંબી સંસ્થાઓમાં રહેલી ભાવનાઓ દ્વારા આર્યસંસ્કારની સુવાસ આપણે પ્રસારી શકીશું; ભારતની મહત્તામાં નિમગ્ન થઇ ગુજરાતની મહત્તા સાચવી શકીશું. તમને પણ મારી એ જ સલાહ છે કે તમારી પ્રવૃત્તિઓમાં સંસ્કૃતને અગ્રસ્થાન આપજો.

પણ હું અહીં હરદાસની કથા કરવા નથી આવ્યો. હું તો પરિષદ વતી અહીંયાં આ મહા-ગુજરાતમા ભીખ માગવા આવ્યો છું. હું તો જન્મે બ્રાહ્મણ છું, ભીખ માગવી એ મારો ધર્મ છે; એ ઝોળી ભરી આપવી એ તમારો ધર્મ છે. તમારી

પાસેથી પચાસ હજાર રૂપિયા જોઇએ—અહીંયાં ‘ગુજરાતી સાહિત્ય સભા’ ને ‘ભારતીય વિદ્યાભવન’ સ્થાપવા માટે. હું હાલનો ભિક્ષુક નથી કે પૈસો ને ચપટી ચોખા આપ્યા એટલે પત્યું. આ બ્રાહ્મણને દક્ષિણા આપી તમે મહેરબાની નથી કરવાના. હું તો પ્રાચીન બ્રાહ્મણ છું. દક્ષિણા આપવાનો તમે અધિકાર મેળવો ને મોક્ષ પામો તે માટે આવ્યો છું. મધ્યપ્રાન્ત ને વિદર્ભમાં ઘણા ધનિકો છે. પુણ્ય મેળવવાનો આવો પ્રસંગ ફરી નહીં આવે. સાહિત્યમંદિર, છાત્રાલય ને અતિથિગૃહ અહીંયાં આ નિમિત્તે ઊભાં કરવાં છે.

મારે માટે એમ કહેવાઇ ગયું છે કે શ્રી અને સરસ્વતીનો મારામાં સુયોગ થયો છે. હું ત્રીશ વર્ષ પર એડ્વોકેટ થયો ને મને માનપત્ર મળ્યું ત્યારથી જ એ ગપ ચાલતી આવે છે. આટલાં આટલાં વર્ષ આ બન્ને દેવીઓની ઉપાસના કરી, પણ ન રીઝયાં સરસ્વતી ને ન રીઝયાં લક્ષ્મીજી. પણ આર્યાવર્તમાં અસલ કહેવાતું કે પુણ્યનામી બ્રાહ્મણો ત્રણ દહાડાથી વધારે ચાલે તેટલું ધન રાખતા નહીં. એ દૃષ્ટિએ હું જેટલું ઓછું પાપ કરું તેટલું સારું. એટલે તમારે માથે રૂા. ૪૯૦૦૦) નો ભાર નાખીશ. મારા તરફથી રૂા. ૧૦૦૦)નો ભાર હું ઊંચકી લઇશ.

સાહિત્યકારો નટ ને વિટ હોય છે એવી દષ્ટિ સામાન્ય માણસ સેવે છે. સાહિત્ય પરિષદની વ્યાસપીઠ પરથી પણ એમને હડધૂત કરનારાઓ

મેં જોયા છે. સાહિત્યકાર હોય એણે શરમાવાની જરૂર નથી. જે સાહિત્ય ન સમજે કે સેવે તેને ગર્વ લેવાનું કારણ નથી. આ પશુબલથી ત્રસ્ત જગતમાં આત્માના સ્વાતંત્ર્ય ને ગૌરવનું ભાન કરાવવાનું એક જ ક્ષેત્ર છે—સાહિત્ય. સાહિત્યક એક જ છે કે જેને હિટલર કે ચર્ચિલની શૃંખલાઓ બાંધતી નથી; જેના હૃદયને રાષ્ટ્રોના સીમાડાઓ સંકુચિત બનાવતા નથી; જેના સ્વૈરવિહારને વિમાની સેના રોકતી નથી. સાહિત્યક આ જગતનો દેવાંશી પયગમ્બર છે. જે તમે છો, જે તમે થવા ઇચ્છો છો, જે તમને દેવાંશી બનાવે છે, એ સૃષ્ટિની ચાવી એની પાસે છે. આત્માનાં સ્વાતંત્ર્ય એના નિર્દેશ વિના મેળવવાં કે અનુભવવાં શક્ય નથી. આત્માનાં સ્વાતંત્ર્ય એ જ મનુજને પશુમાંથી જુદો પાડી દેવાંશી બનાવે છે. પશુબલથી મહાત થયેલું માનવતાનું ગૌરવ પાછું મેળવાય નહીં ત્યાં સુધી માનવી બ્રહ્મરાક્ષસથી ભૂંડો બની રહ્યો છે. આ માનવતા પાછી મેળવવી હોય તો આત્મગૌરવ ફરીથી પ્રાપ્ત કરવું રહ્યું, અને એ પ્રાપ્ત કરવા પાછળ પ્રાણ આપવો રહ્યો. એ પ્રાણ આપવાની તત્પરતા પાછળ પ્રેરણા સાહિત્યની છે; સાહિત્યસ્વામીઓએ મૂકેલી ભાવનાઓના સારસ્યમંડિત શબ્દસંચયોની છે.

સાહિત્ય—શુદ્ધ સાહિત્યની આપણે સેવા કરવી, ભક્તની દીનતાથી; કારણ કે તેમાં દેવોને અમર કરતી

સંજીવનીનો રસ રહ્યો છે. એ સંજીવની પર આર્યસંસ્કાર રચાયા છે. એના વડે જગતનો ઉદ્ધાર છે. એના વડે માનવી રાગ, ભય ને ક્રોધનાં બંધન છોડી પોતાનાં સત્ય ને સ્વાતંત્ર્યમાં દુર્ધર્ષ બની સૃષ્ટિમાં વિચરશે.

★

# ગુજરાતી સાહિત્ય પરિષદનાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧. | ઐતિહાસિક સંશોધન<br>લેખક : શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી | ૫–૦ |
| ૨. | પરિષદ–પ્રમુખોનાં ભાષણો<br>(ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનના પ્રથમ અધિવેશનથી માંડીને તેરમા અધિવેશન સુધીના પ્રમુખોનાં ભાષણોનો સંગ્રહ) | ૪–૦ |
| ૩. | અહેવાલ અને નિબંધસંગ્રહ<br>ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન : તેરમું અધિવેશન : કરાંચી | ૪–૦ |
| ૪. | અહેવાલ અને નિબંધસંગ્રહ<br>શ્રીહૈમ સારસ્વત સત્ર : ગુજરાતી સાહિત્ય પરિષદનું ખાસ સંમેલન : પાટણ | ૩–૦ |
| ૫. | પિરામિડની છાયામાં<br>( મિસરનું પ્રાચીન સાહિત્ય )<br>લેખક : શ્રી. ચંદ્રશંકર શુક્લ | ૨–૦ |
| ૬. | મારી બિનજવાબદાર કહાણી<br>(યુરોપના પ્રવાસનાં સંસ્મરણો)<br>લેખક : શ્રી. કનૈયાલાલ મુનશી | ૨–૮ |
| ૭. | આદિવચનો અને બીજાં વ્યાખ્યાનો<br>( 'ગુજરાત એક સાંસ્કારિક વ્યક્તિ અને આદિવચનો'નો અનુગામી વ્યાખ્યાનસંગ્રહ)<br>લેખક : શ્રી. કનૈયાલાલ મુનશી | ૩–૮ |

પ્રાપ્તિસ્થાન


ભારતીય વિદ્યા ભવન

૩૩–૩૫, હાર્વે રોડ, ચોપાટી, મુંબઇ ૭